# સત્યનામ કબીર.

—ગ્રંથ—

# સર્વોત્પત્તિ-જ્ઞાનરત્ન.

## પ્રથમ—ભાગ.


સદ્‌ગુરૂ કબીરસાહેબના મૂળ હિંદી ભાષાના ગ્રંથોમાંથી
સંશોધન કરી ગુર્જર-ભાષામાં તરજુમો કરનાર.

લેખક.

સિદ્ધિ શ્રી. ૧૦૮ શ્રી. વંશપ્રતાપ. પં. શ્રી. ઉગ્રનામ સાહેબના
શિષ્ય-ઈશ્વરદાસ ભાવદાસજી કબીરપન્થી.
વડોદરા નિવાસી-પ્રાંત ગુજરાત.


આ ગ્રંથ સર્વ જીજ્ઞાસુઓના હિતાર્થે.


પ્રકાશક.

આત્મારામ વલ્લભદાસ પારેખ.
બારડોલી-જીલ્લા સુરત.

એમણે.

ખુદાદાદ મુહ્લાં ઝીચાઅલી પાસે ક્રેસન્ટ પ્રિન્ટીંગ વર્કસ વડોદરા અને નિઝામીયા
પ્રિન્ટીંગ વર્કસ અમદાવાદમાં તા. ૧-૯-૧૩ ના રોજ છપાવી પ્રસિદ્ધ કર્યો.





[ આવૃતિ ૧ લી. ] [ પ્રત ૧૦૦૦. ]

વિ. સં. ૧૯૬૯ ઈ. સન ૧૯૧૩.







મુલ્ય રૂ. ૨-૦-૦ પોસ્ટેજ જુદું.

सत्य.

# અર્પણ પત્રિકા.

## સિદ્ધિ શ્રી ૧૦૮ શ્રી. વંશ પ્રતાપ. પં. શ્રી. ઉગ્રનામ સાહેબની શેવામાં

બંદીછોર.

આ ઘોર કલિકાળમાં કાળપુરૂષના અત્યાચારોમાં ફસાયલા જીવો અનંત દુઃખોનો અનુભવ કરી રહ્યા છે. માત્ર આપજ દીન દુઃખ ભંજન છો, આપજ સત્ય-ધર્મ પ્રવર્તક છો. આપનું પ્રાગટ્ય માત્ર સત્ય-ધર્મની રક્ષાને માટેજ થયું છેઃ આપજ સાક્ષાત કબીર સ્વરૂપ કાળ જાળ મર્દન વર્તમાનમાંછો. આપ જીવોને કાળના દુઃખમય શાસનથી છોડાવી દયાળના અખંડિત આનંદમય રાજ્યમાં પ્રવેશ કરાવનારછો. માટે આપની દયા-દ્રષ્ટિ શિવાય તમામ યુક્તિઓ વ્યર્થ જાણી આપની કૃપા પ્રસાદીના અમુલ્ય રત્નોના માત્ર કિન્ચિત સાર પ્રાપ્ત થયાથીજ આ લઘુ-ગ્રંથ પૂર્ણ થયેલો છે.

આ ભવાબ્ધિમાં આપ શિવાય અમારૂં કોઇજ બેલી ન હોવાથી, આ લઘુ લેખ આપની પવિત્ર શેવામાં સાષ્ટાંગ પાયલાગી કરી અત્યંત માન પૂર્વક અર્પણ કરીયે છીયે આપના લઘુ સેવક સમજી સ્વીકાર કરી કૃતાર્થ કરશો એવી નમ્ર વિનંતીથી પ્રાર્થના છે

લી આપના કૃપાભિલાષી

ઇશ્વરદાસ ભાવદાસજી કબીરપન્થી.

તથા

આત્મારામ વલ્લભદાસ પારેખ.

* सत्य. *

आचार्य शिरोमणी सिद्धि श्री १०८ श्री. वंश प्रताप.



पं. श्री. उग्रनाम साहेब—आचार्य कबीरपन्थ.




## પ્રકાશકની વિનંતી.

### સત્યં પરમધી મહી.

આ દુનિયામાં અનેક ધર્મો થઇ ગયાછે, અને બીજા નવીન પણ પ્રગટ થાયછે. પરંતુ સત્ય સામાન્ય ધર્મ સદા એકજ સમાન રહેછે; અને તે સાધારણ ધર્મના ઉપદેશથી યથાર્થ ધર્મની પ્રાપ્તિ થાયછે.

સદ્ગુરૂ કબીરસાહેબે અનેક યુગોમાં, અનેક જીવોને કાળના પંજામાંથી છોડાવીને જીવન મુક્ત કરેલા એ જગ જાહેર છે. તેમજ તેઓશ્રીએ મ્હોટા મ્હોટા ઋષી, મહર્ષિ, રાજા, રાજેશ્વરો, ધર્મના અગુવાઓ વિગેરે અનેક જણને મળી સત્યધર્મનો પુષ્કળ ફેલાવો કરેલોછે.

સદ્ગુરૂ કબીરસાહેબ આદિ—અનાદિ, અયોની, અજન્મા, અજર, અમર છે. તેઓશ્રીએ જીવોનું આવાગવનનું દુઃખ મટવા માટે ઘણી વાણી કથેલીછે, અને ધર્મદાસજી સાહેબને આ દુનિયામાં ગુરવાઇ સોંપી, ચૌદ અરબનું જ્ઞાન આપી, બેંતાળીસ વંશગુરૂની સ્થાપના કરેલીછે. કબીરસાહેબનું નામ આપી ઘણાં ગ્રંથો હાલમાં પ્રગટ થાય છે; પરંતુ કબીરસાહેબે ધર્મદાસજી સાહેબને જે જ્ઞાન આપેલું તેમાંનાતો થોડાકજ બહાર પડેલાછે. માટે સર્વ જીજ્ઞાસુઓના હિતાર્થે આ ગ્રંથ ખાસ સદ્ગુરૂ કબીરસાહેબના મૂળ ગ્રંથોમાંથી હિંદીભાષાનો ગુજરાતીમાં તરજુમો કરી લખવામાં આવ્યોછે. તેથી દરેક ધર્મ જીજ્ઞાસુ જન આ ગ્રંથ ખાસ એક વખત અવલોકન કરી જશે, એવી મારી પૂર્ણ આશાછે.

આ ગ્રંથ લખવામાં લેખકનો શો ઉદ્દેશ સમાયેલોછે, અને લેખક તૈયાર કરી પ્રસિદ્ધ કરાવવા કેટલી સહનશીલતા ધારણ કરેલીછે; તે વાંચકવર્ગની સ્હેજ ધ્યાનમાં લાવવા રજા લઉંછું.

આ ગ્રંથના લેખક સિદ્ધિ શ્રી ૧૦૮ શ્રી. વંશપ્રતાપ-પં-શ્રી. હજુરસાહેબ શ્રી. ઉગ્રનામ સાહેબના શિષ્ય ઇશ્વરદાસ ભાવદાસજી મારા પુજનિક, તેમજ સગીર વયથી સત્યસ્નેહી, અને ધર્મબંધુછે. આ ધર્મના અનેક ગ્રંથો પૂર્ણ જ્ઞાનથી ભરેલાછે, છતાં તે એક પણ ગ્રંથ ગુજરાતીભાષામાં નહીં હોવાથી તેને સમજવા પૂર્ણ જ્ઞાની પુરૂષ શિવાય કોઇને તક મળતી નથી; માટે ખાસ ગુજરાત પ્રાંતના ધર્મ જીજ્ઞાસુઓના હિતાર્થે ઘણોજ પરિશ્રમ લઇ તેઓશ્રીએ ઘણાં હિંદી ગ્રંથોનું અવલોકન કરી આ ગ્રંથ તૈયાર કરેલોછે, તેથી ખરેખર હું તો શું પણ મારા અનેક ધર્મબંધુઓ અને વાંચકવર્ગ તેમને ધન્યવાદ આપ્યા શિવાય રહેશે નહીં. વિશેષમાં હિંદીભાષાના પદ્ય ગ્રંથોનું ખરૂં રહસ્ય જાણી તેનું ગુજરાતી ભાષામાં વિવેચન કરવા જે પ્રથમ પગલું ભરવું તે તેમની ધૈર્ય અને સહનશીલતા ઉપર વાંચકવર્ગજ વિચાર કરશે. આ સમયે મારા મિત્ર મી. કકુએ ચાર લીટી કહેલી તે યાદ આવવાથી દર્શાવુંછું કે.

મળે જો મિત્ર દુનિયામાં, દુઃખો તેની કસોટી છે,
કસોટીયે ચઢે સોનુ. પછીથી ભાવ અંકાસે,
સુખોમાં તો બધા આવે, કહે છે દોસ્ત હે વ્હાલા,
દુઃખોમાં તે ખરા આધા, પછી મિત્રાઇ કોનીછે,

આ ગ્રંથ ગુજરાતી ભાષામાં તૈયાર થયેલો જોઇ મને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો, તેથી તે છપાવી પ્રસિદ્ધ કરવા મારા સત્ય ધર્મબંધુ—લેખકને મેં વિનંતી કરી; જેથી તેમણે સિદ્ધિ શ્રી ૧૦૮ શ્રી-વંશપ્રતાપ-પં-શ્રી. હજુરસાહેબ શ્રી ઉગ્રનામ સાહેબ તરફ છપાવી પ્રસિદ્ધ કરવા પત્ર દ્વારે "વિનંતી" કરી. તે સદ્ગુરૂએ ગુર્જરવાશીયોના હિતાર્થે કૃપા કરી સ્વીકારવાથી હું પૂર્ણ ભાગ્યશાળી થતાં મને પ્રકાશક તરીકે માન આપવાથી સદાનો આભારીછું. વિશેષમાં આ કાર્ય બાહાર પાડવામાં હાલ વડોદરા નિવાસી મારા ધર્મબંધુ

મણીલાલ તુલસીદાસ મહેતા એવોએ મને યોગ્ય સલાહ આપીછે જેથી તેમનો પણ આભાર માનું છું.

કબીરસાહેબનું ખરૂં રહસ્ય અને ખરો ઉપદેશ જાણવાને ઘણાં લોકોને બહુજ પરિશ્રમ લેવા પડેછે, છતાં પણ તેમને ભાગ્યેજ સત્ય હકીકત મળેછે તો મારા જેવાનુંતો ગજાુજ શું? પરંતુ સદ્‌ગુરૂ કબીરસાહેબ તથા વંશગુરૂ તેમજ સર્વ સંત મહંતસાહેબોની પૂર્ણ કૃપાથી આ સત્યધર્મ મારી ત્રણ પેઢીથી ચાલતો આવેછે, તેના પ્રતાપે જો કે આ કાળમાં ઘણાં મતમતાંતરો સાંભળવામાં આવેછે પરંતુ તે રસ્તે નહી દોરાઇ સત્ય વસ્તુ જાણી! અને તે પણ પ્રાંત ગુજરાત જીલ્લા ભરૂચ તાલુકે હાંસોટ ગામ રાયમા નિવાસી પ્રથમના મહંતસાહેબ શ્રી ૧૦૮ શ્રી. સ્વામી મલુકદાસજી સાહેબના અનુયાયી મારા ગુરૂ સત્યલોક વાસી મહંતસાહેબ શ્રી ૧૦૮ શ્રી. પરભુદાસજી સાહેબનીજ કૃપા વડે મળી, જેથી તેઓશ્રીના ચરણ કમળમાં હું વારંવાર શિષ નમાવુંછું. વિશેષમાં તેઓશ્રીની (મારા ગુરૂશ્રીની) શેવામાં મને દોરનાર અને સદ્‌માર્ગે પ્રથમ ચઢાવનાર, મારા પુજ્ય પિતાશ્રી વલ્લભદાસ પરભુદાસ પારેખ એવોએ મારે માટે જે પરિશ્રમ લીધેલોછે તેના માટે તેમનો ઘણોજ આભારીછું; અને તેમના પણ ચરણ કમળમાં વારંવાર શિષ નમાવુંછું.

છેવટમાં સર્વ જીજ્ઞાસુ પ્રત્યે મારી નમ્ર વિનંતી છે કે, આગ્રંથમાં હસ્તદોષ અગર ભુલચુક માલમ પડેતો કૃપા કરી જણાવી ઉપકારી કરશો, કે જેથી તેનો યોગ્ય સુધારો કરી બીજા પ્રસંગે પ્રગટ કરી શકાય.

આ ગ્રંથનો દ્વિતિય–ભાગ કે જેમાં જ્ઞાન, ઉપાસના, કર્મ પિંડાદિનો વિષય સુદ્ધી તૈયાર કરાવવા અમારો વિચાર હોવાથી હાલ આ પ્રથમ–ભાગ સુજ્ઞ વાંચકવૃંદ આગળ રજુ કરવા કૃતાર્થ થાઉંછું. આ ગ્રંથના વિષયો જીજ્ઞાસુ જનો વાંચી તેનો તત્વસાર ખોળી કાઢવા યા ગુરૂદ્વારા તેનું પૃથકરણ કરવાનો ન્યાય પ્રેમી સુજ્ઞ વાંચકવૃંદની બુધ્ધિના ત્રાજવા ઉપર મુકુંછું. તેના સંબંધમાં પણ છેવટે એક બીજી નમ્ર વિનંતી એ છે કે,

## હરિગીત છંદ

ગ્રંથે ગુંથી મનની વૃત્તિ, અથ ઇતિ પૂર્ણ પ્રકાશવા;
છે પ્રાર્થના પુસ્તક તણી, સત્યવસ્તુ ભવમાં ભાસવા.
તત્વાર્થને ભાવાર્થ રૂપી, ગ્રંથ રત્નાકર ભર્યો;
વારિ વચનના વેગથી, શોધન કરો ક્યાં છે ઠર્યો.
સુખ સંપત્તિથી જે અતિ, ગર્વિષ્ટ નર આદી થયા;
રાવણ તણી લંકા ગઇ, શત્ કૈરવો માર્યા ગયા.
અજ્ઞાન અણઘટ કાર્યથી, વૈતરણિને વાટે વહ્યા;
છે કાર્ય ધર્મનું મૂળ જે, જાણી નહીં દીનતા દયા.
નીજ કર ગ્રહી શુભ ગ્રંથને, વાંચો વિચારો સજ્જનો;
ચર્ણાનુરજ આતુ વદે, સદ્ગુણ ગ્રહી સાધુ બનો.

સુજ્ઞ વાંચકો પાસે મારી એટલીજ વિનંતી છે કે, આ લઘુ ગ્રંથ વાંચો અને વાંચીને તેમાં સમાયલાં તત્વોનો સાર ગ્રહણ કરશો તો કંઇક અંશે સત્ય શું તે તમારા સમજવામાં આવશે.

પરમ કૃપાળુ સત્યપુરૂષ સદ્ગુરૂ કબીરસાહેબ તથા વંશગુરૂ તેમજ સર્વ સંત મહંતસાહેબો પાસે આશિષની યાચના કરૂં છું કે, મારૂં તથા સર્વનું જન્મ મરણનું અસહ્ય સંકષ્ટ કાપી આપના ચરણ કમળમાં સદા ધ્યાન રખાવશો, અને મારા સત્યસ્નેહી ધર્મ બંધુ લેખકના હસ્તથી અનેક ધર્મ-કાર્યો પાર પાડશો. એજ મારી નમ્ર અરજથી વિનંતી છે.

**શાન્તિ ! શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !**

પ્રકાશક.

**આત્મારામ વલ્લભદાસ પારેખ.**

મુ. બારડોલી—જીલ્લા સુરત.





## અનુક્રમણિકા

| વિષય | પૃષ્ટાંક |
|---|---|
| મંગળાચરણ—ગુરૂપ્રસંશા ... .... .... | ૧ |
| ભુમિકા—ધર્મદાસજી સાહેબના પુર્વ ધર્મનું વિવેચન—કલિયુગ કથા ... .... .... | ૫ |

### પ્રથમ—વિભાગ.

## પ્રથમો—વિભાગ—સંપૂર્ણ.

## દ્વિતિય—વિભાગ.

## દ્વિતિય–વિભાગ–સંપૂર્ણ.

---

## તૃતિય—વિભાગ.

| વિષય | પૃષ્ઠાંક |
| --- | --- |



**તૃતિય—વિભાગ—સંપુર્ણ.**



**પ્રથમ—ભાગ—સમાપ્ત.**

# સૂચના

## અમુલ્ય રત્ન સંગ્રહ

**નંબર ૧. અસલ સાચા મોતીનો સુરમો**—એ સુરમો નેત્રની લાલી દુર કરી તેમાં લાલ રેષાઓ પડે છે તેને મટાડે છે, છારી કાપે છે તથા પાણી ગળતું બંધ પાડી નેત્રને સતેજ કરે છે. કિંમત તોલા એકની શીશીના રૂ. ૨—૦—૦ પોષ્ટેજ જુદું.

**નંબર ૨. નેત્ર અંજન ગોળી**—એ ગોળી ચાર વર્ષનુ ફુલ પડયુ હોયતે કાપે છે, નેત્રની ઝાંખ મટાડે છે તથા છારી તેમજ મસા પણ કાપે છે. એ ગોળી હમેશાં આંજે તો દોઢ માસ સુધી ચાલે છે. કીંમત. ગોળી એકની રૂ. ૧—૦—૦ પોષ્ટેજ જુદું

એ શિવાય "**પુનમ મહાત્મ પુજન વિધિ ફળ સહીત તથા ગુરૂ મહીમા યોગ સારાંશ સહ**" એ નામનો ગ્રંથ ઘણોજ અમુલ્ય છે, તે પણ હમારે ત્યાંથી મળશે. નીછાવર રૂ. ૦—૪—૦ પોષ્ટેજ જુદું

મંહત શ્રી મોતીદાસજી ગુરૂ રઘુવીરદાસજી.
ઠે. વડોદરા. રાજમહેલરોડ સુરતકરની ગલ્લી

# સૂચના

"**સદ્‌ગુરૂ કબીરસાહેબ તથા મહાન પંડીત સર્વાનંદની ગોષ્ટી ટીકા સહિત**" એ નામનો ગ્રંથ ઘણોજ અમુલ્ય છે. તે નીચેના સરનામેથી મળશે. કીંમત રૂ. ૦—૪—૦ પોષ્ટેજ જુદું પડશે.

**માણીલાલ તુલસીદાસ મહેતા.**
શહેર વડોદરા. ઠે. રાવપુરા શાસ્ત્રીની પોળમાં
અગર વડનગર—ગુજરાત




સત્યસુકૃત, આદિઅદલી, અજ, અચિન્ત પુરૂષમુનીન્દ્ર, કરૂણામય, કબીરસાહેબ, સુર્તિયોગ સંતાયન, ધની ધર્મદાસ, ચારગુરૂ, વંશ બ્યાલીસ (બેંહેતાલીસ) સિદ્ધિ શ્રી ૧૦૮ શ્રી વંશપ્રતાપ. પં. શ્રી ઉગ્રનામ સાહેબની દયા, પં. શ્રી દયાનામ સાહેબની દયા, સર્વ સંત મહંતશ્રીની દયાઃ—

# સર્વોત્પત્તિ જ્ઞાનરત્ન.

## મંગળાચરણ.

વંદુ ગુરૂ પદ કંજરજ, તનમન અરપુ શીશ;
અનંત મહિમા આપની, પાર ન પામે ઇશ. ૧

ગુરૂ મહિમા વર્ણન કરે, રસના શેષ હજાર;
થાકે નારદ શારદા, વેદ ન પામે પાર. ૨

રામ સમા સમર્થ નહીં, દાનવ જનકે દેવ;
તન મન ધન ચરણે ધરી, કરે ગુરૂની સેવ. ૩

સપ્તદ્વીપ નવખંડમાં, નહીં ગુરૂ સમ કોય;
હરી, જનને કંચન કરે, ગુરૂથી પારસ હોય. ૪

ગુરૂ દાતા ગુણ જ્ઞાનના, શાતા સુખ દેનાર:
ચરણ શરણ જન જેગ્રહે, ઉતરે ભવજલ પાર. ૫

સરજ્યાછે સંસારમાં, સરજનહારે જન;
પણ ભવસાગર તારવા, ગુરૂ જ્ઞાન રૂપ ધન. ૬

ગુરૂ સમાન દાતા નહીં, યાચક શિષ્ય સમાન:
"ગુર્જરગ્રંથ" પ્રસીધ્ધવા, યાચ્યુ દયા નિધાન. ૭

---

## गुरु प्रसंशा.

॥ श्लोक स्तोत्र ॥

ध्यानात्मानं, परमात्मानं, दानं. ध्यानं, योगं, ज्ञानं, तिर्थस्नानं, ईष्ट ध्यानं, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ १ ॥

प्राणादेहं, गेहंराज्यं. स्वर्गभोग्यं, मोक्षभक्ति, पुत्रापित्र्यं, वित्तकलत्रं, नगुरोरधिकं नगुरोरधिकम् ॥ २ ॥

वानप्रस्थं पतिविधिधर्म, पारमहंस्यं, भिक्षोश्चरितं. साधोसेवा, मुमुरभक्ति, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ३ ॥

विष्णोर्भक्ति, पुजनचरितं, वैष्णवसेवा, मातरिभक्तिं. विष्णोःपित्रोः सेवनयोग्यं, नगुरोरधिकं. नगुरोरधिकम् ॥ ४ ॥

प्रत्याहारं, चेन्द्रियजयतां, प्राणायामं, न्यासविधानं, ईष्टःपुजा, जपतपभक्तिं, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ५ ॥

मत्स्यः, कूर्म्हः श्रीवाराहः, न हरिरूपे, वामनदेवः, त्रिभुवनसारो, महिमापारो, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ६ ॥

श्रीभ्रगुदेवः, श्रीरघुनाथः, श्रीयदुनाथः, बौद्ध, सुकल्कं, अवतारादश वेदेप्रोक्ता, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ७ ॥

गंगा, काशी, कान्चीद्वारा, माया, ऽयोध्या, ऽवंती, मथुरा, यमुना, रेवा, पुष्करतीर्थ, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ८ ॥

गोकुलगमनं, गोपुरमथनं, श्रीवृंदावन, मधूपुररटनं, एतत् सर्वं, समुद्दत्पुन्यं, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ९ ॥

तुलसीसेवा, हरिहरभक्ति, गंगासागर, संगममुक्तिः किमपरमधिकं, रामेर्भक्ति, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ १० ॥

काली, दुर्गा, भुवना, बगला, श्रीमातंगी, धूमा, तारा, छिन्ना, त्रिपुरा, भैरवी, कमला, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ ११ ॥

एतत्, स्तोत्रं पठतिच नित्यं, मोक्षं ज्ञानं, सोप्याति धन्यः ब्रह्माण्डातर्यद्यद्देवं, नगुरोरधिकं, नगुरोरधिकम् ॥ १२ ॥

આ ભવસાગરમાં ગુરૂથી અધિક કોઇ પણ નથી તેમના ગુણાનુવાદ પ્રસંશા, સ્તુતિ, વંદના, જેટલી કરીયે તેટલી થોડી છે. સ્વસં ( સુક્ષ્મ ) વેદ, તથા તેના અનુયાયી ચારવેદ તેમજ ષટ્શાસ્ત્ર, અષ્ટાદશપુરાણ, ઇત્યાદિ પણ પોકારી પોકારીને દર્શાવે છે કે, સત્યપદ્દને પ્રાપ્ત કરાવનાર, તેમજ આ ભવરૂપી સમુદ્રમાંથી તારનાર ગુરૂ શિવાય જગત્માં કોઈજ નથી. અને તેમના શરણે જવાથી આ દુનિયાના નાના પ્રકારના આધિ, વ્યાધિ, ઉપાધિના અસહ્ય દુઃખોનો નાશ થઈ ગુરૂ કૃપાવડે સંસારમાં પુનઃ જન્મની પ્રાપ્ત થતી નથી એ ગુરૂપદ્દનોજ પ્રતાપ છે મ્હોટા મ્હોટા દેવાધિપતિ, યોગી, યતિ, સંન્યાસી, સંતમાહાત્મા, ઈત્યાદિએ પણ ગુરૂપદ્દ સર્વથી શ્રેષ્ટ માની તેમને પરમાત્મા

કરતાં અધિક માનેલા છે. ને ગુરૂની શેવા યથા વિધિથી બજાવી કૃતાર્થ થયા છે. તેમનો મહિમા અગમ અપાર, અથાહ છે. તો મુજ જેવા અલ્પ પામર જીવની શી ગતિ કે તેમની કૃતિને જાણી શકું.

હો ઇષ્ટ ગુરૂ દેવ હું આપનેજ શરણે છું, આપ શિવાય મારૂં આ જગત્‌માં કોઇ પણ બેલી નથી. માટે ગુન્હા અપરાધ સર્વે ક્ષમા કરી, બ્રાંહ્મગ્રહી આપના ચર્ણાર્વિંદમાં સદા ધ્યાન રખાવશો દીનપર દયાલાવી આ ભવસાગરનું અસહ્ય દુઃખ ટાળી સત્યપદને પ્રાપ્ત કરાવશો. એવી આ દાસાનુદાસની નમ્ર અરજથી વિનંતી છે, તે કૃપાકરી સ્વીકારશો; અને આપની દયા તથા કૃપાનું ચિન્હ આ "ગુર્જર ગ્રંથ" પ્રસિધ્ધ કરવામાં અર્પશો આ દાસ આપના ચરણકમળમાં કોટકોટવાર પ્રણામ કરેછે તે સ્વીકારી યોગ્ય મતિ આપી આગ્રંથ પરિપૂર્ણ કરાવવા દયા કરશો. કે જેથી આપના ગુણાનુવાદ ગાઇ કૃતાર્થ થાઉં એજ અરજ સ્વીકારી આપના શરણે રાખશો. અસ્તુઃ—

આપનો દાસાનુદાસ શિષ્ય

**સાધુ ઇશ્વરદાસ ભાવદાસજી,**

ની કોટકોટવાર પાયલાગી સ્વીકારશો.

# ભૂમિકા.

## કલિયુગ—કથા.

### ધર્મદાસજી સાહેબના પુર્વ ધર્મનું વિવેચન.

ભારતખંડના પૂર્વ વિભાગમાં ઇશાન કોણમાં રીમાનું રાજય આવેલું છે. તે રાજ્ય ઘણું વિસ્તીર્ણ છે. તેની પરિશીમા ( હદ ) છેક શ્રી જગન્નાથ પુરી સુધી આવેલી છે. જેમાં મ્હોટા મ્હોટા શહેરો, ગામો. પર્વતો, ક્ષીણો વિગેરે આવેલાં છે રીમાના રાજ્યના દક્ષિણ પ્રદેશમાં "બાન્ધુગઢ" નામે એક સુંદર રમણિય શહેર આવેલું છે. જેમાં અઢારે વર્ણની વસ્તી છે. તે શહેરમાં નાના પ્રકારના ધર્માવલમ્બી પુરૂષો વસે છે જ્યાં ધર્મજ્ઞ પુરૂષો વસે છે, ત્યાં નીતિ. ધર્મ, વિવેક. આચાર, વિચાર ઇત્યાદીની પવિત્રતા ઘણી શ્રેષ્ઠ રહેછે; અને લક્ષ્મીદેવીનો પણ વાસો રહેછે; તેમ રોગ શત્રુ ઇત્યાદિનો ભય-કલેશ લેશ માત્ર પણ રહેતો નથી.

એ શહેરમાં ધર્મદાસજી નામના એક ધર્મજ્ઞ અને ધનાઢય પુરૂષ વસતા હતા. તેમનો જન્મ વૈશ્ય (વણિક) કુલમાં થયેલો હતો ને કસોંધી જાતના વણિક કહેવાતા તે ઘણા ધનાઢય હતા છતાં ભકિતવાન જીવદયાવાન ધર્મજ્ઞને શ્રધ્ધાળુ પુરૂષ હતા તેમના પિતાશ્રીનો મુળ ધર્મ નિમાવત વૈષ્ણવ આચારીનો હોવાથી તેઓશ્રીએ પણ તેજ ધર્મ સ્વીકારેલો હતો ને તે ધર્મ પ્રમાણે વર્તતા તેમના ગુરૂશ્રીનું નામ રૂપદાસજી માહારાજ હતું.

તેઓશ્રી ઘણા ધાર્મિક; શ્રદ્ધાળુ, પરોપકારી, અને જીવદયાવાન હતા તેમજ તીર્થ, વૃત, પુજા પાઠ, નેમ આચાર, ઇત્યાદિ સુકૃત કાર્યો પર ઘણીજ પ્રીતિ તથા ચાહના રાખતા અને જે કોઇ સંત મહાત્મા જ્ઞાની પુરૂષ પોતાને દ્વારે પધારતા તેમનો પરિપુર્ણ આદર સત્કાર તથા આતિથ્ય કરી શેવા પુર્ણ પ્રેમ અને તનમન ધનથી બજાવતા તેમજ સંત ગુરૂ માહાત્મા મહાનુભવી પુરૂષોના મુખાર્વિંદથી કથા, કિર્તન, ભગવદ્ગીતા. રામાયણ વિગેરે શાસ્ત્રો પુર્ણ શ્રદ્ધાથી શ્રવણ કરતા ભકિત અંગના ભાવિક હોવાને લીધે પોતાના ધર્મ કર્મ મુજબ છાપ, માળા, તિલક ધારણ કરતા ને ગુરૂશ્રીના ઉપદેશ મુજબ "રામ, કૃષ્ણ, હરિ"નું સ્મરણ કરતા તેમની પાસે સાલીગ્રામ (ઠાકોરજી) હતા તેમની પુજા પુર્ણ શ્રદ્ધા રાખી કરતા ને આચારી ધર્મ પાળતા તેથી અતુલ્ય સંપત્તિ છતાં પોતાના સ્વહસ્તથી રસોઇ કરતા ને રસોઇ કર્યા બાદ સાળીગ્રામને નૈવેધ ( થાળ ) ધરાવી પોતે જમતા હતા.

તેઓશ્રીની વડિલોપાર્જીતની મિલ્કત ( દોલત ) અતુલ્ય હતી તે આશરે છપ્પન કોટી ( ક્રોડ ) જેટલી કહેવાતી તેમાંથી યથાશક્તિ મુજબ ધર્મકાર્યમાં વ્યય (ખર્ચ) કરતા. તેમને એક ધર્મ પત્ની નામે " આમીન " ઘણા સુશીળ, ધર્મજ્ઞ, ને શિયળવતી હતાં તે પોતાના સ્વામીની શેવા યથેચ્છ ધર્મ મુજબ કરતાં તેમના ગૃહે એક પુત્ર રત્નનો જન્મ થયો હતો જેનું નામ " નારાયણદાસ હતું " તે પણ ધર્મજ્ઞ ને પુર્ણ શ્રદ્ધાવાન હતા ને નિમાવત્ વૈષ્ણવ આચારીનો ધર્મ પાળતા.

એક સમયે ધર્મદાસજીને એવી ઉત્કંઠા થઇકે હવે મારી વૃધ્ધાવસ્થા થવા આવીછે. માટે સુકૃત કરી કૃતાર્થ થાઉં એમ ધારી તિર્થાટણ કરવાનો વિચાર ધાર્યો કેમકે તીર્થાટણ કરવાથી સારાસારા મહાન્ સંત માહાત્માશ્રીના દર્શન થાય છે, તેમજ સત્સંગ સમાગમોથી જ્ઞાનોદય થતાં સુબુદ્ધિ આવી ધર્મજ્ઞ થવાય છે ને અંતે તે ફળ મિથ્યા થતું નથી તેથી સર્વ સાહિત્ય ડેરા, તંબુ ત્થા પોતાના નોકરો સહિત. ઠાકોર પુજાની સાથે તિર્થાટણ કરવા નીકળ્યા. તેમણે કયા કયા તીર્થોની યાત્રા કરી તેના સંક્ષેપ્તમાં નામો નીચે મુજબછેઃ—

શ્રી જગન્નાથપુરી, અયોદ્ધાપુરી, માયાપુરી, કાશી ( બનારસ ) પુરી, કાન્ચીપુરી. અવન્તિકાપુરી, દ્વારામતિ ( દ્વારિકા ) પુરી, મહાકાળેશ્વર, મમલેશ્વર, કેદારેશ્વર, રામેશ્વર, માધવેશ્વર, ત્રંબકેશ્વર, ભુલેશ્વર, નાગનાથ, વૈજનાથ, સોમનાથ, કુરૂક્ષેત્ર, બિન્દુતીર્થ, ગોકર્ણ, મધુવન. વૃંદાવન, નંદનવન. બદ્રિકાશ્રમ, ભાગીરથી, સરસ્વતી, તાપી, ગોદાવરી, નર્મદા ભોગાવતી. કૃષ્ણા, કાવેરી, પ્રયાગ તુંગભદ્રા, ગંડકીગગા, શિંહાદ્રી. હિમાદ્રી. વિંધાદ્રી. ગઢગીરનાર. સિદ્ધપુર. પ્રભાસપાટણ. કાલિકાદેવી. માહાભદ્રકાલિ. આશાપુરી. અંબિકાદેવી, દુર્ગાદેવી. ત્રિપુરાદેવી, કમલાદેવી, પુષ્કરરાજ, ગયાજી, શ્રીરંગ પટ્ટણ, સુદામાપુરી, બ્રમ્હકુંડ, વિષ્ણુકુંડ, શિવકુંડ, ગોકુલ ઇત્યાદિ અડસઠ તીર્થ કરી દર્શન કર્યા બાદ મથુરાપુરીમાં યમુના નદીના કિનારે ( તીરે ) આવી પહોંચ્યા ને નદીના કાંઠે ડેરા તંબુ નાખી પડાવ નાંખ્યો.

ધર્મદાસજીએ યમુના નદીના કિનારે પડાવ નાંખ્યા બાદ બે નોકરોને લેઇ સીધુ સામાન લેવા સારૂ મથુરાપુરીના બજારમાંગયા ત્યાં સદ્ગુરૂ કબીર સાહેબે જ દા સ્વરૂપે તેમને ચેતાવવા દર્શન આપ્યા ( કારણ ધર્મદાસજી સત્યપુરૂષ (આદ્યપુરૂષ) ના સોહં સુર્તિના સુકીત અંશછે. ને તેમને જીવોને ચેતાવવામાટે મોકલેલા પરંતુ ઉલટા પોતેજ સત્યનામની ભક્તિ કરવાની ભુલી જઇ અજ્ઞાનતાના વશ થઇ મૂર્તિપુજા, તથા તિર્થ ઇત્યાદિના ધોખામાં ગુંથાઇ ગયેલા હોવાથી સત્યપુરૂષની મૂળ ભક્તિ કરતા નહોતા માટે જોકે સત્યગુરૂએ પ્રગટ દર્શન આપ્યા છતાં પણ તેઓ તેમને ઓળખી શકયા નથી) અને કહ્યું કે.

હે ધર્મદાસ તમે ઘણા ચતુર, જ્ઞાની ને શીરગુણ ભક્તિમાં શ્રેષ્ઠ પુરૂષ છો ને મુખે રામનામની ધ્વનિ શીતળ શબ્દથી ઉચ્ચારી રહ્યાછો જેથી તમારા સરખો સીરગુણ ઉપાસિક ભકત હાલના જમાનામાં કોઇપણ નથી પણ તમારૂં સ્થાન ( મૂળનું ) કયાંછે, કઇ દીશાથી આવોછો. ને કઇ દિશામાં જવાનો ઇરાદોછે. ને શાકારણ નીમિત્તે અત્રે આવવું થયુંછે તે જણાવો તમે કોની પુજા, ધ્યાન, નેમ. આચાર કરોછો ને કોનું ભજન કરોછો જેનું ભજન કરોછો તેમનું સ્થાન ( મૂળનું ) કયાંછે તેજણાવો ( આ સ્થળે માર્મિક શબ્દો ધર્મ-

દાસજી પ્રત્યે પુછ્યાછે) આ પ્રશ્નો પુછવાથી તમારા મનને ખેદ લાવશો નહી કેમકે મેં ભકિતઅંગ ભાવિકના ચિન્હો તમારામાં જોયાં જેથી પ્રશ્ન પુછ્યો છે તો યોગ્ય હકીકત વિચાર કરી દર્શાવશો.

ધર્મદાસજીએ પોતાના મન સાથે વિચાર કર્યો કે આ ભેખ કોઇ સંત--મહાન જ્ઞાની જણાય છે ને ત્રિકાળ દર્શી છે તે શિવાય મારા નામની એમને શી ખબર પડે. નજ પડે એમ ધારી પુછેલા પ્રશ્નનો ઉત્તર આપવો શરૂ કર્યો ને જણાવ્યું કે, હું "બાન્ધુગઢ" શેહેરનો નિવાસીછું, મારો જન્મ કસોંધી વણિક જ્ઞાતિમાં થયેલોછે; હું "રામ, કૃષ્ણ, સારિંગપાણી" ને ભજુંછું ને મારા ગુરૂદેવે બતાવ્યા મુજબ નેમ આચારથી વર્તી "શાલિગ્રામ" ની પુજા પ્રેમભાવથી હરહમેશ નિત્ય નિયમ પ્રમાણે કરૂંછું તેમનું સ્થાન (મૂળનું) સર્વ જગતથી અપ્રસિદ્ધ નથી; હું તીર્થયાત્રા કરવા નિકળ્યોછુ, ને અડસઠ તીર્થ કરી હવે "બાન્ધુગઢ" તરફ જવા ઇરાદો રાખુંછું એ મુજબ ધર્મદાસજીએ ઉત્તર આપ્યો.

ત્યારે ફરી સદ્દગુરૂ કબીર સાહેબે પ્રશ્ન કર્યો કે જ્યાંસુધી મૂળ કર્ત્તા પુરૂષ કોણ છે, તેમનું સ્થાન ક્યાં છે. ને તેમની સત્યભક્તિ યથાર્થ કેવી રીતે કરવી. ને સાક્ષાત્કાર શી રીતે પ્રાપ્ત થાય એ વિગેરે જ્યાં સુધી ઘટમાં પારખ પણું થયું નથી ત્યાં સુધી જન્મ મરણનો ફેરો મટતો નથી તમે "શાળીગ્રામ" ની પુજા કરોછો છતાં તમારી અજ્ઞાનતા તેમજ ભ્રમણા ટળી નથી. જ્યારે તમોને સાચા સદ્દગુરૂ મળશે ત્યારેજ તમોને સાક્ષાત્કાર થશે. ને તેથી તમારી તીર્થ ઇત્યાદિની ભ્રમણા મટી ભ્રંગી રૂપ બનશો જ્યાંસુધી તે પદ્દને પ્રાપ્ત થશો નહી ત્યાં સુધી ભવસાગરના અસંખ્ય દુ:ખોમાં ગોથાં ખાયા કરવાનું છે વળી ત્રિલોકયપતિ કંઇ સંપુટસ્વરૂપે નથી તે તો અખંડ અવિનાશી સચ્ચિદાનંદ રૂપે સર્વના ઘટમાં રમી રહ્યાછે મતલબકે સર્વ જગતના ઉત્પન્ન કર્તા પરમાત્મા સંપુટ સ્વરૂપે નસ્તાં પ્રત્યક્ષ ઘટમાં બીરાજેલાછે તો જ્યાં સુધી

ઘટમાં તે સંબંધી ખોજ કરી નથી ત્યાં સુધી મનની ચિન્તા નહી મટતાં અજ્ઞાનતાનાલીધે મનની ભ્રમણા વધતી જશે કેમકે જે કાંઇ વસ્તુતાછે તે ઘટમાં ખોજ ગુરૂગમ માર્ગવડે કરવાથીજ મળી શકેછે તેનું પ્રમાણ નીચે દર્શાવવામાં આવેછે.

રમેની

એ ઘટ રતન જ્યોતેરીખાની, ઘટમે આપ આપ ઘટ ડાની,
ઘટકા ખોજ કાહુન પાયા, ઘટમે ધર્મ ઘટહીમેં હાયા, ૧
ઘટમેં વેદ ઘટમે બાની, સબહીમૂળ ઘટમાં સહેદાની;
ઘટમેં તીર્થ વૃત ટહેરાવા, પાડનપુજા ઘટમાંહી દ્રીઢાવા. ૨
ઘટમાં મારે ઝુઝે ઘટમાંહી, ભુત–પ્રેત ઘટમાંહીઓ બાહી;
જ્ઞાન ગર્થ ઘટમાંહી કીના, સુન્યશિખર ઘટમાંહી ચીન્હા. ૩

( સુખનિધાન બીજક )

માટે હે ધર્મદાસ જ્યા સુધી ઘટમાં તે સ્વરૂપ પ્રત્યક્ષ તાદૃશ્યવત થયુ નથી ત્યાં સુધી સર્વે ભકિત બીન રસની ફીકીછે. માટે મારાં વચનો ગ્રહણ કરી સત્યપંથ ગ્રાહ્ય કરો ને તીર્થ, વૃત ઇત્યાદિ મૂર્તી પુજાની ભ્રમણા દુર કરો.

એવાં વચનો જ્યારે જંદા સ્વરૂપ ( કબીરસાહેબ ) ના સાંભળ્યા ત્યારે અચબો થયોકે આવા ગુઢાર્થ શબ્દોનું જ્ઞાન મે પૂર્વે કોઇ પણ સંત, માહાત્મા, ગુરૂ ઇત્યાદિ દ્વારે સાંભળ્યુ નથી પણ ખરેખર આ વચનો ઉપર પુરતું ધ્યાન આપવું જોઈએ અને તેનાથીજ મુકિત થાય છે એવું પ્રત્યક્ષ જણાય છે. પરંતુ આ બદલ હું મારા ગુરૂ તથા સંત, માહાત્મા દ્વારે પુછી લઇ નિર્ણય કરી લઇશ. એમ ધારી ઉપરના વચનો યાદ રાખી સંદેહ ન રાખતાં જંદા સ્વરૂપ ( કબીરસાહેબ ) ને કંઇ પણ પ્રત્યુત્તર નહીં આપતાં વણિકની દુકાનેથી સીધુ સામાન લેઇ પોતાના નોકરોને આપી પોતાના ડેરા તંબુના મુકામે ગયા.

પોતે આપ નિવેદી હોવાથી ચૌકોઅબોટ લગાવી જળ છાની (ગાળી) ને લાકડાં ધોઇ સ્વચ્છકરી ચુલ્હો સળગાવ્યોને અબોટીયું પહેરી રસોઇ કરવા માંડી તેટલામાં સદ્‌ગુરૂએ ફરી તેમના આશ્રમ આગળ ગુપ્ત રીતે વૃક્ષ તળે આસન કર્યું.

ધર્મદાસજીએ ચુલ્હો સળગાવ્યોછે ને રસોઇ કરવા માંડી છે. તેટલામાં તેમને સળગતા લાકડાઓમાંથી અનેક સંખ્યાબંધ કીડીયો ઇંડા સહિત નીકળતી માલમ પડી જેમાંથી કટલીએક અગ્નિમાં બળીને ભસ્મ થઇ ગઇ ને કેટલીએક બહાર પ્રદર્શીત થઇ તેનું પ્રમાણઃ-

### ચોપાઇ.

લકડી કીટી ઉઠી અપારા, ઈંડા સહિત અગનપરજારાઃ

### સાખી

ત્યારે–ધર્મદાસ દુઃખીત ભયે, હરિ હરિ કરે પોકાર;
જીવ અનેક પરલે ગયે, યહ ખાવેમેં ધિકકાર.

### ચોપાઇ

લકડી કાઢ જલમેં બુઝાઇ, ચુલ્હા બુઝાય બહુત જલલાઇ;
જો કછુ જરી સો જર ગઇ ભાઇ, જો બચીસો લીન્હ બચાઇ.

(સુખનિધાન—બીજક)

એ પ્રમાણે કીડીયો બળી જવાથી ધર્મદાસજીના મનમાં ઘણોજ પશ્ચાતાપ થયોકે મારાથી ઘણા જીવોની હત્યા થઇને અતુલ્ય પ્રાયશ્ચિત લાગ્યું જેથી તીર્થાટણનું જે ફળ પ્રાપ્ત થવા યોગ્ય હતું તેનો લોપ થતાં ડબલ પાપનો પોટલો બાંધ્યો એવો મન સાથે વિચાર કરી દીલગીરી પ્રાપ્ત થતાં હરિ-હરિનું સ્મરણ કરવા લાગ્યાને લાકડાં સળગતાં બાહાર કાઢી નાંખી પુષ્કળ જળ રેડી અગ્નિ બુઝાવી નાંખ્યો ત્યાં આજુબાજુ જોતાં એક વૃક્ષના

નીચે જંદા બાવાને બેઠેલા જોયા તેથી તે રાંધેલો પ્રસાદ જ દાબાવાની પાસે લઇ જઇ તેમના આગળ મુકયો ને જણાવ્યુ કે હો જ દાજી આ પ્રસાદ આપના નિમિત્તે લાવ્યોછુ તે આપ ગ્રાહ્ય કરો ત્યારે સદ્ગુરૂ જે ગુપ્ત હકીકત બનેલી તેના જ્ઞાતા હોવાથી ધર્મદાસજી પ્રત્યે જણાવ્યું કે.

ઘાતકીયેઉતુમ જીવ અનેકા. સો પ્રસાદ લે મમ શીરટેકા

( જ્ઞાન પ્રકાશ )

હે ધર્મદાસ તમે ઘણા જીવોની હત્યા કરીને હવે આ પ્રસાદ મને આપવા આવ્યાછો તેથી તેનું પાતક મારા શીશપર ચઢાવવું છે કે કેમ ! એ વચનો સાંભળ્યા ત્યારે ધર્મદાસજી મનમાં વિચાર કરવા લાગ્યા કેઃ—

ચોપાઇ

જીવઘાત સુની અચરજ માના, યહ જંદાએ કૈસે જાના

( જ્ઞાન પ્રકાશ )

મારાથી જીવોની હત્યા થઇ એ વાત જંદાબાવાએ શી રીતે જાણી તેથી આશ્ચર્ય યુકત થયા તો પણ અજાણ્યા થઇ અસત્ય ભાષણ કર્યું તે એવું કેઃ—

કવન જીવ હમ કીની ઘાતા, સો સમઝાય કહો મોહી બાતા

( જ્ઞાન પ્રકાશ )

હો જંદાજીમેં કયા જીવોની હત્યા કરીછે તે મને ખુલ્લી રીતે સમજ પાડો. એ મુજબ ધર્મદાસજી અસત્ય બોલ્યા ત્યારે સદ્ગુરૂએ પ્રત્યુત્તર આપ્યોકે—

ચોપાઇ

અહો શાહ કસ ધરહુ છીપાઇ, ચિઉટી ચુલહા બહુત જરાઇ
ત્યારેઃ—સુની ધર્મની ચિત્ત શંસય આને, યહકો આહી હૃદય અનુમાને

( જ્ઞાન પ્રકાશ )

અહો શાહુકાર સત્યવક્તા થઇ અસત્ય શું વદોછો રસોઇ કરતાં ચુલ્હામાં અગ્નિ સળગાવ્યો હતો તે સમયે અનેક કીડીયો બળી ગઇ તેથી તમારા હૃદયમાં પાપ થયાનો વિક્ષેપ આવ્યોને પસ્તાવો કર્યો આટલું કહી ફરી કહ્યુ કે હે ધર્મદાસજી તમે આટલી બધી મુર્તિઓની (દેવોની) પુજા કરોછો છતાં તમને તેમાંના કોઇપણ દેવે ન બતાવ્યુ કે અગ્નિમાં કીડીયો બળેછે. તો પછી તેમને પુજવાનો શો લાભ તેટલામાંજ—

## ચોપાઇ

ભાત સબે ચીઉટી તબ ભયેઉ, બહુત સંસય ધર્મની મનદયેઉ
સબે ભાત ચીઉટી હોય બીતા, બહુત સંદેહ ધર્મની હીયે કીતા.

(જ્ઞાન પ્રકાશ)

ઉપર પ્રમાણે સદ્ગુરૂએ તમામ ભાત કીડી થઇ ગયેલો તેમને પ્રત્યક્ષ બતાવ્યો એટલે ધર્મદાસજીને સદ્ગુરૂ ઉપર પુર્ણ વિશ્વાસ બેઠોકે આ જંદાબાવા સાચા સત્યપુરૂષછે. તેટલામાંજ સદ્ગુરૂ (કબીર સાહેબ) ત્યાંથી અંતર્ધ્યાન થઇ કાશી (બનારસ) પુરીમાં પધાર્યા.

ધર્મદાસજીના મનનો ખેદ જંદાબાવાના જ્ઞાનના પ્રભાવથી કંઇક કમી થવા લાગ્યા તેથી ચિત્ત સ્થિર થતાં જોયુ તો જંદાબાવા ત્યાં મળે નહિ ત્યારે મથુરાપુરીમાં પોતાના નોકરોને મોકલી જંદાબાવાની શોધ કરાવવા માંડી પણ કોઇ સ્થળે પત્તો મળ્યો નહીં જેથી નિરાશ થયા. તે દિવસે બજારમાંથી ફળફળાદિ મંગાવી સાળીગ્રામને નૈવેદ્ય ધરાવી ફરાળ પ્રાશન કર્યું. જંદાબાવાએ જે ઉપદેશના વાક્યો દર્શાવ્યા હતા તે એક પછી એક ઘટમાં વિચાર કરી જ્ઞાનદ્રષ્ટીએ જોતાં વ્યાજબી અને સત્ય ભાસવા લાગ્યા તેથી વધુ ફિકર થવા માંડતા ઉત્કંઠા થઇકે એવા અગાધ જ્ઞાની પુરૂષના દર્શન હવે ક્યારે અને ક્યાં થશે. પશ્ચાત પોતે મથુરાપુરીમાં જાતે શોધ કરી પણ પત્તો નહિ મળવાથી યમુના તટપરથી પોતાનો મુકામ

ઉપાડી કુચ કરી થોડા દિવસમાં "બાન્ધુગઢ" આવી પહોંચ્યા ને પોતાના સ્ત્રી, પુત્ર, સજ્જન કુટુંબને આવી મળ્યા. ( સુખનિધાન બીજક )

જંદાબાવાએ જે ઉપદેશીક વાકયો દર્શાવેલા તેનાપર સુર્તિ ( અંકુરી અંશ હોવાને લીધે ) ઘણીજ ખેંચાવા માંડી તેથી પોતાના અંતઃકરણ સાથે વિચાર કર્યોકે હવે એ જંદાબાવા મને મળવાના નથી તોપણ સંત મહાત્મા, ફકીર, સંન્યાસી ઇત્યાદિની જમાતો બોલાવી ભંડારો કરૂં તો તેમના સાથે વખતે મહાત્મા જંદાબાવા પણ આવી મળે અને મને અલક્ષ્યલાભ આપે એવો વિચાર મનસાથે કરી સીધું સામાન ભંડારો કરવાસારૂ તૈયાર કરવા માંડયું ને ગામેગામ તથા શહેરેશહેર ભંડારાના આમંત્રણના પત્રો લખ્યા જેથી વૈરાગી, બ્રહ્મચારી, સંન્યાસી, સંતમહાત્મા, નાગા, અતિત, દુધાધારી, યોગી, જંદા, તપસ્વી, ફકીર દરવેશ, ગોસાંઇ બ્રાહ્મણ વિગેરે ઘણા મહાત્મા પુરૂષોના ( ષટ્ દર્શનના ) જુથ આવી પહોંચ્યા ને તાલ મૃદંગ, શંખ ઝાલર ઇત્યાદિ ધ્વનિની ધુમ મચાવી દીધી તેઓને ધર્મદાસજીએ યોગ્ય ઉતારો આપ્યોને રસોઇ તૈયાર કરાવી યથેચ્છ ભોજન કરાવ્યું ને યોગ્યતા પ્રમાણે પુજાભેટ કરી સંતોષ્યા બાદ સર્વે ભેખને (ષટ્ દર્શનને ) દ્રીહસ્ત જોડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિનંતી કરીકે, આજીવની મુકિત શું કરવાથી થાય છે? ને આવા ગવનનો ફેરો શી રીતે મટે છે? વિગેરે પ્રશ્નો નમ્રતાથી કર્યા ત્યારે ભેખોએ પોતપોતાના મત પ્રમાણે જણાવ્યું કે.

## ચોપાઇ

કોઇ કહે ત્રિદેવ આરાધો, કોઇ કહે વ્રત કરી મન સાધો
કોઇ કહે કરો પ્રતિમા શેવા, કોઇ તીર્થ કોઇ જપતપ ભેવા.
કૃતિમ ભકિતજો સબે દ્રીઢાવે, સત્ય સારપદ્ નાહી બતાવે
તબ અકુલાય સંસા ધરી જોયે, પ્રગટ નહિ ગુપ્તહી હીય રોવે.

( જ્ઞાન પ્રકાશ )

કોઇએ ત્રિદેવની ભકિત કરવાથી. કોઇએ તીર્થ કરવાથી, કોઇએ

મુર્તિ પુજા કરવાથી, કોઇએ કુલધર્મ પ્રમાણે ચાલવાથી, કોઇએ ઇષ્ટદેવનું સ્મરણ ભજન કરવાથી, કોઇએ ખુદાની બંદગીકરવાથી, કોઇએ પીર—ઓલિયાની (દરગાહની)પુજા કરવાથી કોઇએ તપ કરવાથી ઇત્યાદિ દરેકે પોતપોતાના મત પ્રમાણે દર્શાવ્યું. પણ ધર્મદાસજીના મનનુ સમાધાનથયુ નહિઅને ભ્રમણા ભાગી નહિ જેથી અંતઃકરણમાં વિચાર્યું કે આમાંના એકેના જંદાબાવાના જેવા સત્ય ઉપદેશીક અને અંતઃકરણમાં ઠસે એવા આંતરિક આત્મજ્ઞાનના વચનો નથી તેથી સર્વે ભેખને વિદાયગીરી આપી. પશ્ચાત્ ઘણા દિવસ શોચમાંને શોચમાં "બાન્ધુગઢ" માં ગુજાર્યો ને ભ્રમણા ભાગી નહિ.

જ્યારે ભ્રમણા ભાગી નહી ત્યારે શહેરેશહેરને ગામેગામ પોતે ફરી તેમની શોધ કરવા માંડી પણ કોઇ સ્થળે પત્તો મળ્યો નહિ છેવટે કાશી (બનારસ) પુરીમાં શોધ કરતા કરતા આવી પહોંચ્યા તો ત્યાં એક સ્થળપર સદ્ગુરૂ કબીર સાહેબ સંત સ્વરૂપે છાપ, માળા, તિલક, ધોતી ટોપી, ઇત્યાદિ ધારણ કરી સર્વ ભકત જનસમુહને ઉપદેશ આપી રહ્યા હતા તે સ્થાનપર ધર્મદાસજી આવ્યા ને જ્ઞાનોપદેશ સાંભળવા લાગ્યા તો જણાયું કે મને જંદાબાવાએ જે ઉપદેશ કર્યો હતો તેજ ઉપદેશનું આ પારાયણ છે તેથી વિચાર કરવા લાગ્યા કે મને મથુરાપુરીમાં મળ્યા. તે વખતતો જંદાબાવાનું સ્વરૂપ હતું ને આ સમયે છાપ, માળા, તિલક, ટોપી, ધોતી વિગેરે ધારણ કરેલા છે તેથી સંતમાહાત્મા ના સ્વરૂપે માલમ પડે છે પરંતુ તેમના વચનામૃત સાંભળતા જે જંદા સ્વરૂપે મને ત્યાં મળેલા હતા તેજ આ માહાત્મા છે, તે શિવાય બીજા અન્યપુરૂષની આવી વિમળ, અલૌકિક, અને નિષ્પક્ષપાત વાણી હોયજ નહિ. પરમાત્માના અંશો ઉપદેશ કરવાને નાના પ્રકારના સ્વરૂપો ધરી શકે છે ને યોગ્યજ ઉપદેશ આપે છે માટે એજ માહાત્મા છે બીજા નહિ એવું મનસાથે દ્રઢ નિશ્ચયાત્મક કરીને ઘણા હર્ષની સાથે લોકોની ભીડ હઠાવી જ્યાં સદ્ગુરૂ કબીર સાહેબ બિરાજમાન હતા ત્યાં પાસે જઇ હર્ષના બિંદુ ( અશ્રુ ) પાડી તેઓશ્રીના ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો ને વિનંતી કરીકે હે પ્રભો! હવે મને આપનાજ શરણમાં રાખો, ને મારૂ જન્મમરણાદિનું અસહ્ય સંકષ્ટ કાપો

હું ઘણોજ દુઃખી થયો છું. આપના વચનોનો અનાદર કર્યો તેનો ગુન્હો માફ કરો ને અજ્ઞાનતા મટાડી યોગ્ય ઉપદેશ આપો. વિગેરે ઘણી નમ્ર વિનંતી કરી સદ્‌ગુરૂએ તેમની વિનંતી સ્વીકારીને જણાવ્યું કે હે ધર્મદાસ તમે મને મથુરાપુરીમાં પ્રથમ મળ્યા હતા ત્યાં મેં તે સમયે તમોને ઘણો ઉંડો જ્ઞાન સુબોધ આપ્યો હતો પરતુ તે તમારા અંતઃકરણના મળ, વિક્ષેપના આવરણથી ઠસ્યો ન હુતો હવે જ્યારે તમારા અંતઃકરણના મળના આવરણનો પડદો દુર થયો છે ને ભુલ મટી ગયેલીછે તથી તમારા જન્મમરણનો ફેરો ટાળીશ કેમકે તમે મહા ભાગ્યશાળી, શ્રધ્ધાવાન, વિવેકી, જ્ઞાની તથા દયાળુ "સત્યપુરૂષ"ના સુર્તિ—અંશછો. હાલ તમે "બાન્ધુગઢ" જાવ થોડી મુદત પછી હું તમારે ત્યાં આવી યથા વિધિ સહ જ્ઞાનોપદેશ આપીશ. એ મુજબ આજ્ઞા કરી ત્યારે સદ્‌ગુરૂના વચનને ધારણ કરી તેઓશ્રીની આજ્ઞા લઇ ધર્મદાસજી "બાન્ધુગઢ" આવ્યા.

કેટલોક સમય વિત્યાબાદ (મગહરમાં ગુપ્ત થયા બાદ) સદ્‌ગુરૂ કબીર સાહેબ "બાન્ધુગઢ પધાર્યા ને ધર્મદાસજી સાહેબને અગાધ જ્ઞાન સમજાવી ચોકા આરતી વિધિપુર્વક કરી દીક્ષા આપી જેમાં ધર્મદાસજીએ પોતાની છપનક્રોડ જેટલી દોલત સદ્‌ગુરૂને અર્પણ કરી તે સદ્‌ગુરૂએ સંત, સાધુ, મહાત્મા, ફકીર, સંન્યાસી, ભુખ્યા, નંગા લુલા આંધળા ગરીબો ઇત્યાદિને ભોજન કરાવી દાન દક્ષિણા આપી સંતોષ્યા. ધર્મદાસજી સાહેબને ચોદ અરબ જ્ઞાનનો ભંડાર અગમ, અપાર, અગાધ, અલૌકિક, બક્ષેલોછે. જેના દાખલા સિધ્ધાંત, પુરાવા. જ્ઞાન સુબોધ સહિત સદ્‌ગુરૂ કબીરસાહેબના પ્રાચિન હિંદી ભાષાના ગ્રંથોમાં હાલ કાયમજછે ને તે ગ્રંથો સદ્‌ગુરૂ કબીરસાહેબ તથા ધર્મદાસજીસાહેબ (ગોસ્વામી)ના સંવાદ સ્વરૂપેછે સદ્‌ગુરૂએ ધર્મદાસ સાહેબને પુરતું જ્ઞાન આપી મનની શંકાઓ તોડીને કલિયુગમાં સત્ય-ધર્મના સ્થાનાપન્ન (અધ્યક્ષ) નીમી ગુરવાઇ પ્રદાન કરીને બેંહેતાળીસ વંશ-ગુરૂ પ્રનાલિકાની આશિશ દીધી તે પૈકી હાલ દ્વાદશમા વંશગુરૂ શ્રી વંશપ્રતાપ-પં-શ્રી ઉગ્રનામ સાહેબ ગાદીપર બિરાજમાનછે ને ત્રયોદશમા વંશ પં. શ્રી દયાનામ સાહેબ પ્રગટ થઇ ગએલા છે.

જે ચૌદ અરબ જ્ઞાનનો ભંડાર ધર્મદાસજી સાહેબને બક્ષેલોછે તે પૈકી રહેજસાજ (થોડાં) ગ્રંથોનો કેટલોએક સારાંશ આ ગુર્જરગ્રંથમાં બોધ થવા સારૂ સદ્‌ગુરૂની કૃપાવડે આપ્યો છે. મુજ અલ્પ પામર જીવની શું મતિ કે આપની કૃતિને યથાર્થ વર્ણવી શકું—નહિજ વર્ણાય એસા ઇષ્ટ ગુરૂદેવ તથા સર્વ સંત, મહંત, સત્પુરૂષના ચરણરજનોજ પ્રતાપ છે આપ મારા અંતઃકરણમાં સદ્‌બુદ્ધિ આપોને આપના શરણમાં રાખી સદાસર્વદા પામર કીટરૂપ જીવને ભ્રંગી બનાવશો ને યાચના એછેકે હવે આ ભૂમિકાની સમાપ્તિ કરી આદિ ઉત્પત્તિથી આ ગ્રંથની શરૂવાત કરવા મુજ ઇચ્છા છે તે સાફલ્ય કરો. અસ્તુઃ—

આપનો દાસનુદાસ શિષ્ય.

**સાધુ ઈશ્વરદાસ ભાવદાસજી**

ની કોટકોટ વાર પાયલાગી સ્વીકારશો.




સત્યસુકૃત, આદિઅદલી, અજ, અચિન્ત પુરૂષ-
મુનીન્દ્ર, કરૂણામય, કબીરસાહેબ, સુર્તિ યોગ
સંતાયન, ધની ધર્મદાસ, ચારગુરૂ, વંશ બ્યા-
લીસ ( બેંહેતાળીસ ) સિદ્ધિ શ્રી ૧૦૮ શ્રી
વંશપ્રતાપ. પં. શ્રી ઉગ્રનામ સાહે-
બનો દયા, પં. શ્રી દયાનામ
સાહેબની દયા, સર્વ સંત
મહંતશ્રીની દયાથીઃ—

# ગુર્જર-ગ્રંથ.

---

## સર્વોત્પત્તિ જ્ઞાનરત્ન.

### પ્રથમ—વિભાગ

### પ્રારંભ

—:૦:—

# પ્રથમો—રત્નઃ

## સત્યપુરૂષ ( આધપુરૂષ ) વિવરણ.

સત્યપુરૂષ, આધપુરૂષ આધબ્રહ્મ, અખંડ અવિનાશી, આદિઅદલી, અમીઅનામી, સત્યસુકૃત, પુરૂષપુરાણ, સરજનહાર, સૃષ્ટીનિયંતા, સર્વ શક્તિમાન્, સત્યનામી, શબ્દ સ્નેહી, હંસનપતિ અધમોધ્ધારણ, પતિતપાવન ભવજલતારણ, શબ્દસ્વરૂપી, મુક્તિ પ્રદાતા, અજર, અમર, અચિન્ત, અલખ, અવિચળ, અડોલ, અમોલિક, અલિપ્ત, અદ્વૈત, અગમ. અપાર, અગોચર, અવિગત, અપરિવર્તનીય, અક્ષયરાજ, અજાવન, વિદેહી. અજન્મા. નિઃકામી, નિર્લોભી, નિર્મોહી નિઃક્રોધિત, નિર્વિકારી, નિઃકલંકિત, અશોચનીય, નિઃશંશયી ઇત્યાદિઃ—

સત્યપુરૂષના અનેક વિશેષણો હિંદીભાષાના ગ્રંથોમાં અસંખ્ય દર્શાવવામાં આવ્યાછે. તે વિશેષણોની પ્રસંશાના અગણિત અર્થ થઇ શકેછે, કેમ નહિ થાય! તેની ગણનાને કોણ ગણી શકે; નહિજ ગણાય. જે વિદેહી પુરૂષે આખું વિશ્વ શબ્દ, સુર્તિ, અમી, તથા શ્વાસાસારથી રચ્યુ છે તે પુરૂષના ગુણાનુવાદ ગાવા નારદ, શારદ ( શારદા ) શેષ ઇત્યાદિ પણ શ્રમીત થાયનો મનુષ્યની શી ગતિકે તેની મતિને વર્ણવી શકે માટે સંક્ષેપ્તમાં ઉપર વિશેષણો દર્શાવેલાંછે.

સત્યપુરૂષનું સ્થાન ગુપ્તછે ને અગમ, અપારછે. તે સ્થાન ને સત્યલોક. અમરલોક, પુષ્પદ્વીપ ( પહોપદ્વીપ ) કહેછે. જ્યાં સત્યપુરૂષ બીરાજમાનછે. તેથી સત્યલોક કહેછે. જે પુરૂષની સતેચ્છાથી અમરઅંશો ઉત્પન્ન થયા તેથી અમરલોક કહેછે. ને સુર્તિ પુષ્પમાંથી સર્વ અંશ-વંશ, સમસ્ત સૃષ્ટી ઉત્પન્ન થયેલીછે. તેથી પુષ્પદ્વીપ ( હિંદી ભાષામાં પહોપદ્વીપ ) પણ કહેછે.

એવા ગુપ્ત સ્થાને વિદેહી સ્વરૂપે બીરાજમાન હોવાથી સત્યપુરૂષ અવિગતછે. ને નિવાસ પણ અદ્વૈતછે.

સત્યપુરૂષ સર્વજગતના કર્ત્તા-સ્વામીછે. વિદેહી, નિ:કામી, આવા ગવનથી રહીતછે એવા સત્યપુરૂષને કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ વિષયો શું કરી શકે એમછે. એટલુંજ નહીં પણ રાગદ્વેષ પક્ષાપક્ષીથી રહીતછે જેના ગુણાનુવાદ વંદના મ્હોટા મ્હોટા યોગી, યતિ, સંત, માહાત્મા, મહાનહંસ, અંશ, ઋષી, મુની કરી રહ્યાછે. સ્વસં (સુક્ષ્મ) વેદ, તેમજ શામ, ઋક્ વિગેરે ચાર અનુયાયી વેદ પણ પ્રસંશાનો પાર પામતા નથીતો મુજ જેવા અજ્ઞાન પામર મનુષ્યતે કોણમાત્ર, પરંતુ ઇષ્ટગુરૂદેવની કૃપાથી તેમજ સંત મહંતશ્રીના આશિર્વાદથી મુજ અલ્પમતિને અવલમ્બીને યથા-યોગ્ય ગુણાનુવાદ વર્ણવવા મારી ઇચ્છાછે તો મમ ઇચ્છા (કૃપાકરી) સાફલ્ય કરો એજ નમ્ર વિનંતીછે.

જ્યારે આદિ ઉત્પત્તિ નહોતી તે સમયે શું હતું ને સત્યપુરૂષે વિદેહ રૂપે ક્યાં નિવાસ કર્યો હતો એ જાણવું ઘણું અગવડ ભરેલુંછે તો પણ સ્હેજ ભાવાર્થથી નીચે દર્શાવ્યુંછે.

## ચોપાઇ

આદિ અંતકો નહી નિવાસા; જબ નહી સત્યલોક પ્રકાસા.
તબ નહીં જીવ જંતુકી ખાની, તબનહીં અમી અમીરસઆની.
તબ નહીં દેહ વિદેહી ચીન્હા, જ્યોતિ સુન્યતબેનહીં કીના.
તબ નહીં હતે અગ્રેકો મુલા, અગ્રહીઅગ્ર અગ્રહો ગુલા.
પુરૂષ અજાવન રહે વિદેહી, તત્વ વિહીન સુર્તિ સ્નેહી.
ગુપ્તહી તત્વ ગુપ્ત અસ્થાના, ગુપ્ત વસ્તુમેં રહે નિદાના.
અમીઅંક જબનાહી કીના, તબહી શબ્દ વિશુન્યમેચીના

(સ્વાસગુંજાર-જ્ઞાનસ્થિતિ)

જે સમયે શબ્દ, સુર્તિ કમલ (આસન) જ્યોતિ, સુન્ય, અગ્રવાસના અમી, સ્વાસાસાર, સુર્તિ, ડોરી, નાલ, દ્વીપો. અંશ, વંશ, જીવજંત, ઇત્યાદિ ઉત્પન્ન થયા નહોતા ત્યારે વિસુન્યશબ્દ સ્થાનમાં ગુપ્ત વિદેહે સ્થીત હતા ને ગુપ્ત વસ્તુઓ તેમાં લીન હતી ત્યારબાદ શબ્દસુર્તિ, સ્વાસાસાર તથા અમી પ્રગટ થતાં સર્વ રચનાની સામગ્રી ઉત્પન્ન થઇ તેને આદિ ઉત્પત્તિ ગણીછે. તે સામગ્રી (રચનાની) થઇ ત્યારે કોઇપણ ન હોવાથી સાક્ષી શીરીતે આપી શકાય એ નિઃસંદેહછે.

છંદ

આદિઉત્પત્તિ સુનહોધર્મની, કોઇ જાનત નાહીહો
સબહી ભયો વિસ્તારપાછે, સાખી દેઉમેં કાહહો
વેદ ચારો નાહી જાનત, સત્યપુરૂષ કહાનીયા
વેદકા તબ મુળ નાહી. અકથ કથા બખાનીયા

સોરઠા

નિરાકાર તે વેદ, આદિ ભેદ જાને નહીં
પંડિત કરહી ઉચ્છેદ, મતે વેદકે જગ ચલે

(અનુરાગસાગર)

કેમકે સર્વ રચના પછીથી થયેલીછે. તેથી પ્રમાણ શી રીતે આપી શકાય સત્યપુરૂષની અકથ કથાનું વિવરણ ચારવેદને પણ ખબર નહોવાથી કરી શકયા નથી તેનું કારણ ચારવેદનું મૂળ તે સમયે નહોતું તેમ સ્વસં (સુક્ષ્મ) વેદ પણ પ્રગટ થયો નહોતો તોપછી આદિ ભેદ ચારવેદ શી રીતે જાણી શકે કેમકે આદિ ઉત્પત્તિમાં સ્વસંવેદની ઉત્પત્તિ થયેલીછે નેતે વેદ બ્રહ્મશ્રૃષ્ટી ઉત્પન્ન થયેલી તેમાં પ્રચલિત કર્યોછે. ત્યારપછી સ્વસંવેદના ચાર વિભાગ પડતાં ચાર શુધ્ધ વેદ ગુપ્ત રીતે અક્ષરઅંશને પ્રાપ્ત થયા (મળ્યા) છે. એ અક્ષરઅંશના દ્વારે નિરંજન (નિરાકાર) ને મળતાં માયાશ્રૃષ્ટીના નિમિત્તે નીરંજને અંદર પોતાના વિચારો સંમિલન કરી તેમાંનો સાચો માર્ગ બદલી નાંખી જગતમાં પોતાના મુખ્ય વંશ બ્રહ્માજી

દ્વારે પ્રાગટ્ય કરેલાછે. તેથી તે ચારવેદને સત્યપુરૂષે શબ્દ સુર્તિથી ઉત્પન્ન કરેલી બ્રમ્હશ્રૃષ્ટીની રચનાની ખબર નહોય એ નિઃ સંદેહછે એમુજબ હકીકત હોવાથી મૂળ આદિઉત્પત્તિનો ભેદ ચારવેદને ખબર નથી ને તેથીજ સર્વજગતને મૂળ આદિઉત્પત્તિ શીરીતે થઇછે. તેનુ જ્ઞાન નથી એ શિવાય બીજું કાંઇ કારણ નથી.

જે સત્યપુરૂષનું ઉપર વર્ણન કરેલુંછે તેના પવિત્ર અનાગત વક્તા સદ્ગુરૂ કબીર સાહેબછે સત્ય પુરૂષમાં જે ગુણછે તેજ ગુણ કબીર-સાહેબમાંછે સત્યપુરૂષ અને કબીરસાહેબ તેમાં વાળ બરોબર ફેર નથી જ્ઞાની લોકો જ્ઞાનચક્ષુથી જુએછેતો તેમને જણાયછેકે કબીર સાહેબજ સમસ્ત સં-સારના સાચાગુરૂછે અને તે કદી સ્ત્રીના ગર્ભ ત્થા પુરૂષના વીર્યથી ઉત્પન્ન થતા નથી એ પોતેજ સત્યપુરૂષછે એવુ સ્વસવેદનું વચનછે.

આદ્યપુરૂષના મૂળશબ્દથી સર્વ રચના પ્રગટ કરીને સત્યશબ્દ આદિ ઉત્પત્તિમાં પ્રથમ પ્રગટ થયો એ શબ્દથી સુર્તિ કમળ ( આસન ) ઉત્પન્ન થયું તેમાં સત્યશબ્દે આધાર લીધાને શબ્દનો પ્રકાશ થતાં અમી રૂપી દેહ, સ્વાસાસાર. અમી, સપ્તસુર્તિ, અંશ. વંશ, ગુપ્તનાલો, સ્વસંવેદ, અક્ષયસરોવર. સપ્તસિંધુ. પંચબ્રહ્મઅંડ, અક્ષયવૃક્ષ, ઇત્યાદિ સર્વ રચના સહ બ્રહ્મશ્રૃષ્ટિ આદિ ઉત્પત્તિમાં પ્રગટ થઇ ત્યાર-બાદ ઉત્પન્ન કર્તાએ ગુપ્ત સ્થાનમાં નિવાસ કર્યો એ ગુપ્ત સ્થાનને દશમુ સોહં સ્થાન ગણેલુંછે ને તે સ્થાન ઉત્પન્ન થતાં સર્વે ઉત્પત્તિ શબ્દ પ્રકાશમય થવાથી થયેલીછે.

### ચોપાઇ

શબ્દહીતે પુરૂષ અસ્થુલા, શબ્દહી મય સબકોમુલા,<br>
શબ્દહીતે બહુ શબ્દ ઉચ્ચારા, શબ્દે શબ્દ ભયા ઉજીયારા<br>
શબ્દહીતે ભયો સકલ પસારા, સોઇ શબ્દ જીવકોરખવારા-

( સ્વાસગુંજાર )

**પ્રથમો રત્ન સંપુર્ણ.**

# દ્વિતિય–રત્નઃ

## મૂળ સત્યશબ્દના પ્રભાવથી નિઃતત્વી સુર્તિ અક્ષર–કમળ (પુષ્પદ્વીપ) પ્રગટ થયાનું વિવરણ.

### ચોપાઈ

પ્રથમહી સમ્રથ આપ અકલા, ઉનકે સંગ દુસર નહિ ચેલા,
તબ નિશ્ચલ શબ્દ ઉચ્ચારણ ભયેઉ, તેહીશબ્દ એક કમલ નિર્મયેઉ,
તેહી કમલમેં આસન દીયેઉ, તહાં શબ્દ આધાર જો લીયેઉ,
તેહી કાયાકો રૂપ અપારા, જાસે અનંત પંખુરી વિસ્તારા.

(સર્વજ્ઞ સાગર)

પ્રથમ શબ્દ ભયા અનુસારા, નિઃતત્વી એક કમલ સુધારા
નિઃતત્વીપર આસન કીના, રચના રચી સકલ તબલીના

(સ્વાસ ગુંજાર)

ગુપ્ત હતે તબ પ્રગટ ભયેઉ, અમરદ્વીપ ઉચ્ચારણ ભયેઉ.
શબ્દ ઉચાર્યો અમર અખંડા, બીરા સાર વિદેહો પંડા
બીના નાલકો કમલ અનુપા, પુરૂષ તામહ ધર્યો સ્વરૂપા.
બીન ધરતી અંકુરહીસાની, પાની રંગ નહીં ઉત્પાની

(જ્ઞાનસ્થિતિ)

### ભુજંગીછંદ

અતિ વિમળ વિદ્યુત સમ કમળ ભાસે
અતિ જેમ રવિહું ચંદ્ર ઉદયો પ્રકાસે

નહિ પાંખડી પેખતાં પાર લાધે
વિદેહી પરિબ્રહ્મ અંબુજ બિરાજે
નિરાલંભ આલંભ નહિ સંગસાથી
નમિત્રો ન ભ્રાતા સજાતિ વિજાતિ
સદા ધ્યાન ધારી અખંડો નિરાશા
સુધા સિંધુ રૂપે ક્ષુધા ન પિયાસા
નહિ પત્ર શાખા નહિ વૃક્ષ છાંયા
નહિ જીવકે શીવ કાલો ન કાયા
નહિ દ્રષ્ટિ મુષ્ટિ ન દેવી ન દેવા
નહિ જાપ જાપો ન પુંજા ન શેવા
નહિ પવન પાણી નહિ ચંદ્ર સુરા
અખંડિત નીજબ્રમ્હ સ્વસિધ્ધ પુરા
નહિ પેટ પુષ્ટે ન મુખો ન માથા
ન જીવો ન શીવો ન નાથો અનાથા
મહેશો ન શેષો ગણેશો ગોવાલં
ન ગોકુલ ગોપીન, કંસેન કાલં
ન સ્વેતે ન પીત્તે ન નીલોન લાલં
ન ગૌરે ન શ્યામૈ ન વૃધ્ધો ન બાલં

ગત રત્નમાં દર્શાવ્યા મુજબ સત્યપુરૂષ શબ્દ સ્વરૂપી હતા. પ્રથમ આદિઉત્પત્તિમાં મૂળ સત્યશબ્દ પવિત્રકારી પ્રકાશમય પ્રગટ થયો તેથી પુરૂષની શબ્દસ્વરૂપી સુર્તિ કાયા પ્રગટ થઇ એ શબ્દના પ્રતાપથી એક અદ્વૈત નિઃતત્વી સુર્તિ કમળ ( આસન ) ઉત્પન્ન થયું તે કમળ મહાદેદીપ્યમાન અને અગણિત પાંખડી યુકત હતું એ કમળને બીજા અન્ય ( સરોવરના ) કમળના સરખું કેમ કહી શકાય કારણકે કયાં કલ્પવૃક્ષને કયાં ખરશાણી, કયાં સુર્યને કયાં આગીયો, કયાં સમુદ્રને કયાં ખાબોચીયું, કયાં કોહિનુર અને કયાં સાધારણ કાચનો ટુકડો, એ મુજબ સાક્ષાત્ પુરૂષના મૂળ સત્યશબ્દના

પ્રભાવથીઉત્પન્ન થયેલું કમળ બીન ધરતી, બીના નાલ (વગરદાંડીનું) અને વારિ (જળ) વિનાનું હતું તેને અન્ય કમળો સમાન કેમ કહી શકાય નહિજ કહેવાય કેમકે,

ચોપાઇ

સોઇ પુહુપ બીના નીરનાલા, જોત અનેક હોત ઝલકાલા
પુહુપ મનોહર સ્વેતહી ભાઉ, પહોપદ્વીપ સબહીનિર્માઉ
સત્રહ સંખ્ય પંખુરી રાજે, નૌસો અસંખ્ય દ્વીપ તહાંછાજે
તેરહ સંખ્ય સુરંગ અપારા. તાહી નહી જાને નિરંજનબરિયારા

(જ્ઞાનસાગર)

એ સુર્તિ અક્ષય કમળ શબ્દના પ્રતાપથી નિઃતત્વી ઉત્પન્ન થયેલુંછે ને તે કમળમાં સાક્ષાત આધપુરૂષ શબ્દસ્વરૂપે બિરાજમાનછે તેને મુખ્ય "પુષ્પદ્વીપ" ગણેલોછે. જેની અનંત પાંખડીઓ (પખુરીઓ) માંથી અસંખ્ય દ્વીપો જુદાજુદા (સુર્તિયોથી) પ્રગટ થયાછે તેપૈકી સપ્તપાંખડીના પંચબ્રહ્મઅંડ, સપ્તદ્વીપ મુખ્ય ગણાતાં તે પંચબ્રહ્મઅંડ સપ્તદ્વીપ સપ્તસુર્તિઅંશને પ્રાપ્ત થયા છે ને શબ્દના પ્રકાશ સ્વરૂપથી તેમજ સમસર પવનથી તેની શોભા તથા આઘ્રાણ્ યુકત સુગંધ સર્વ દ્વીપોમાં પ્રસરી રહી છે. ને સ્વાસાસાર ન્હેઅક્ષરથી સર્વે દ્વીપોમાં સુરંગો, નાલો, પાંજીડોરી વિગેરે ઉત્પન્ન થઇ અક્ષયવૃક્ષ કહેવાયુ છે. ને સર્વ અંશ વંશ તથા જગત્ સર્વ તે અક્ષય વૃક્ષના આશ્રયથી શોભી રહ્યું છે તેમજ અમીઅંક તથા પંચ અમીનો પ્રભાવ એ સુર્તિ કમળમાં પ્રસરતાં તેનો પ્રવાહ સર્વ દ્વીપોમાં ફેલાયો છે જેથી અક્ષય સરોવર સપ્ત સિંધુ ઉત્પન્ન થઇ તે દ્વારે (સિંધુ મથન કરવાથી) ત્રિદેવે જગતમાં પ્રાગટય કર્યું છે એ પણ તે સ્થાનનોજ પ્રતાપ છે તે અમીથી અંશ વંશ તથા સર્વ જગતની ઉત્પત્તિ છે. ને અમીથીજ સર્વ આનંદમય છે ઉપર પ્રમાણે દર્શાવેલું સૂર્તિ કમળ સર્વથી પ્રાથમીક ઉત્પન્ન થયેલું છે બાદ સર્વ રચના થઇ છે. એ ઉત્પત્તિની ગમ નિરંજન નીરાકારને નથી તો ચાર વેદનેતો કયાંથીજ હોય.

ઉપરના કારણોથી એ કમળને અદ્વૈત, અક્ષય, નિઃતત્વી કમળ ગણેલું છે તે કમળમાં વિદેહી શબ્દ સ્વરૂપે વિશ્રામ લીધો એ શબ્દના પ્રભાવથી કમળની ખાનીમાં નિવાસ થવાથી (સુર્તિયોથી) કમળ પ્રીગસ્યું (ખીલ્યું) ને એકેક પાંખડીમાં અગણીત અર્ક (સુર્ય) નું તેજ હતું એવી તેજસ્વી અસંખ્ય પાંખડીમાં અસંખ્ય અવર્ણીય તેજ પ્રગટયું હંસ મુકતાવળી તેમજ કબીર સાહેબના મૂળગ્રંથોના આશ્રયથી કહી શકીશું કે, તે પાંખડીની અર્ધરાઇ સમાન્ય જેટલી પણ શોભા ત્રિલોકયમાં નથી ત્યારે તેની અસંખ્ય પાખંડીની શોભાનું વર્ણન કરવા કોણ સમર્થ છે. નહિજ હોય ! કારણકે કદાપિ ત્રિલોકયમાંના હીરા, રત્ન, માણેક અને ચંદ્ર સુર્ય ઇત્યાદિ સંપીને કરોડો સ્વરૂપે તેહેના અદ્રૈતપણાની ઇર્ષા કરી બરોબરી પુરવા જાય તો પણ અષ્ટાંશ પાંખડીની શોભા સમાન્ય નહિ થાય તો મૂળ શબ્દસ્વરૂપી કમળની શોભાનું વર્ણન કરવું એ અશકયછે.

સોરઠા

શોભા અગમ અપાર, વર્ણન બને ન એક મુખ
કહી ન જાત વિસ્તાર. જો મુખ હોવે પદમ સત્

(જ્ઞાનસાગર)

એ પુષ્પદ્વીપ (પહોપદ્વીપ) ની શાખાઓમાં અંશ, હંસ બિરાજી રહેલા છે તથા સત્યશબ્દ ન્હેઅક્ષર સ્વાસાસારનો ગુંજાર થઇ રહ્યોછે ને આધ્રાણ યુકત સુગંધ પ્રસરી રહી છે. ને સર્વ અંશ, હંસ અમીના આહારથી તૃપ્તછે તેમજ સદા સર્વદા વસંતઋતુ ખીલી રહીછે વીગેરે ઘણી લીલા તથા શોભાથી પ્રફુલીત છે એ સત્યપુરૂષના મૂળ સ્થાનને સત્યપુરૂષ સોહંસ્થાન ગણેલું છે. અને સત્યપુરૂષનો મૂળશબ્દ દશમ્—સોહં સારશબ્દ જગતના કલ્યાણ માટે પ્રગટ કરેલો છે એ શબ્દ અગમ અગોચર હોવાથી ત્રણલોકમાં પ્રસીદ્ધ નથી માત્ર જ્યારે જ્યારે ત્રણલોકમાં જીવો દુઃખી થતા તે સમયે સદ્ગુરૂ પહોપદ્વીપપરથી જગતમાં પધારી સત્યશબ્દ લોકો

પ્રત્યે દ્રઢાવી, સત્યલોકમાં પહોંચાડી પરમ સુખી કરતા માટે એ સ્થાને પહોંચવા સદ્ગુરૂના પ્રતાપથી સત્યપુરૂષની સત્યભક્તિ કરી દરેક મનુષ્યે સત્યશબ્દની પ્રાપ્તિ કરવા યોગ્ય સદ્ગુરૂના શરણમાં જવું એજ આ જગતૂમાં મુખ્ય કર્તવ્ય છે, કે જેથી આવાગવન ( ચોરાશી ) નો ફેરો ટળી જાયને અચળસુખની પાપ્તી થાય.

—દ્વિતિય–રત્નઃ સંપૂર્ણ—

## તૃતિય-રત્નઃ

મુળ શબ્દ ભેદથી–સ્વાસાસાર પ્રગટ થયાનું, તથા વાણીનું, તથા અનાગતવકતા કબીર સાહેબનુ.

### વિવરણ.

### ચોપાઇ

શબ્દ ભેદતે સ્વાસ જો જાની, સ્વાસરૂપ શબ્દહી પહિચાની
આદિ અંતકો નહિ નિવાસા, સ્વાસા સાર પુહુપ પ્રકાશા—

( જ્ઞાન સ્થિતિ )

રહે ગુંપ્ત પ્રગટ ભઇ દેહા સ્વાસાસાર શબ્દ નિર્મોવા
સ્વાસા સ્નેહ સંગે ઉપજાવા, ખાની ખાની સબબરન બનાવા.

( સ્વાસ ગુંજાર )

ગત રત્નમાં સત્યશબ્દથી સુર્તિ નિઃતત્વી અક્ષય કમળ ઉત્પન્ન થયાનું વિવરણ આવી ગયું છે. એ સત્યશબ્દના પ્રતાપથી ન્હે અક્ષર સ્વરૂપ સ્વાસા શબ્દ સ્વરૂપી દેહમાં પ્રગટ થઇ. ને તે સ્વાસા કમળખાનીમાં ફેલાવાથી,

તેમજ સુર્તિ અક્ષય કમળને સ્વાસાસારના સ્નેહથી, સર્વ રચના વાણી-ખાની-ને સર્વ વર્ણની (*અંશની) શ્રેષ્ઠતા થઇ છે. એ શ્રેષ્ઠતા અમી, વાણી, ખાની, અંશ, વંશ, સુર્તિ, દ્વીપો ઇત્યાદિ રચના પ્રગટ થયેથી સુર્તિ દ્વારે પ્રદર્શિત પ્રત્યક્ષ જણાઇ આવે છે. એ સ્વાસાસારથી શું શું પ્રગટ થયું તે નીચે દર્શાવવામાં આવ્યું છે.

સ્વાસાસારથી અગ્રસુગંધ ફેલાઇ તે સંબંધી

## ચોપાઇ

સ્વાસાસાર પુરૂષ ઉપજાઇ, સુરહો સ્વાસહી સમસર છાઇ
સમસર ભેદ જાને નહીં કોઇ, અગ્રસ્વાસ તેહી કહીયે સોઇ
સમસર પવન હૈ સકલ સુગંધા, તા બીન સકલ જગત હૈ અંધા
ગંધ વિગંધ રહીહે દેહી, સમસર પવન સુગંધ સ્નેહી
જીવ જંતુઓ કીટ પતંગા, દ્રુમ ઓ વેલી સબકે સંગા
ઘાસ પાત જીવ સકલ વિહંગા, હરિયર રાખે સબકે અંગા

( જ્ઞાન સ્થિતિ )

*અક્ષર શબ્દથી સ્વાસાસાર પ્રગટ થતાં અગ્રસ્વાસ (પવન) સુર્તિ કમળમાં ફેલાયો, તેને સમસર પવન (એક સરખો વહન થાય તેને) ગણેલો છે. એ પવનથી અગવાસના સુગંધ યુકત પહોપદ્વીપમાં સુગંધીક ખાની થઇ. ને તે સ્વાસથી ખાનીમાં અમરતાર બંધાઇ સર્વ દ્વીપો, સુર્તિઓ, અંશો, વંશો તથા જગતને આધાર મળેલો છે. તે તારથી પહોપદ્વીપ મુખ્ય સ્થાન ગણાઇને તેની મુખ્ય સપ્તનાલ બંધાઇ છે. તે સપ્તનાલનું મુળ પહોપદ્વીપ છે. તેથી અક્ષય વૃક્ષ (સ્વાસાસાર, બ્રહ્મઅંડ, દ્વીપોવિગેરે મળીને) ગણવામાં આવેલું છે. એ સપ્તનાલ તથા અક્ષયવૃક્ષનું વિવરણ આગળ દર્શાવવામાં આવશે. સ્વાસાસાર, અમી, તથા સુર્તિને સર્વથી શ્રેષ્ઠ માનવામાં આવેલ છે. કેમકે સર્વ રચના પણ તેનાથી થયેલી છે. ને સર્વ અંશ, વંશ ઇત્યાદિનો આધાર પણ તેનાથી છે.

સ્વાસાસારથી વાણી પ્રગટ થઇ તે સંબંધી

ચોપાઇ

સત્યલોક સબહી કો મુલા, ભયેઉ સત્યસો સબ અસ્થુલા
જબ પ્રગટે પ્રભુ અમર તારા. નીકસી નિઃ અક્ષર ધારા
સ્વાસાસાર જબે જોરી આના, અધર અમાન ધ્વજા ફહરાના
ભાષા સ્વર બાની અનુમાના, સ્વાસાસારમેં સબહી પ્રમાના

(સ્વાસગુંજાર)

ન્હેઅક્ષર શબ્દથી સ્વાસાસારનો ગુંજાર થતાં અધરવાણી પ્રગટ ( ખાનીમાં ) થઇ. એ મૂળ વાણીને સ્વસં ( સુક્ષ્મ ) વેદ કહે છે. તે વેદ નિર્મળ નિઃકલંકીત શબ્દો સુર્તિઓથી ભરપુર છે. જેમાંથી સ્થુલ રીતે શુધ્ધ ચારવેદ પણ પ્રગટ થએલા છે. એ સર્વ વેદોના જ્ઞાતા સદ્દગુરૂ કબીર સાહેબ છે,

અનાગત વકતા કબીર સાહેબ સંબંધી

જ્યારે જ્યારે સત્યપુરૂષની આજ્ઞા થાય છે. ત્યારે અનાગત વકતા સદ્દગુરૂ કબીર સાહેબ ધર્મનું સ્થાપન કરવા સમયોચિત સ્વરૂપે બાળ, યુવા કે વૃધ્ધ વયે પ્રગટ થઇ અંશો, વંશો. મનુષ્યો ઇત્યાદિને સદ્દમાર્ગે ચઢાવી મુકિત પ્રદાન કરાવે છે, પણ કાંઇ ગર્ભ નિવાસ કરી અવતાર ધારણ કરતા નથી; પોતાની સ્વેચ્છા મુજબ પ્રગટ થાય છે.

સાખી

સાહેબ સબકા બાપહે, બેટા કાહુકા નાહી
બેટા હોકર અવતરે, વો કછુ સાહેબ નાહી

જેઓ ગર્ભ નિવાસ કરી, સકલ સૃષ્ટી જન જેમ રજ વિર્યથી પેદા થાય છે; તેમ અવતાર ધારણ કરી સમર્થ સત્તા દર્શાવે છે, તેઓ કાંઇ જગત કર્તા કહેવાય નહિ. કદાપિ તેમજ હોયતો દ્રોણાચળ પર્વત હનુમાનજી એક

હસ્તમાં ધારણ કરી લાવ્યા હતા. રાવણે વેદોના ખંડ કરી દેવોને પણ પોતાને તાબે કરી રાખ્યા હતા, તેઓનું તેમજ શેષનાગ, રામ. કૃષ્ણ ઇત્યાદિ અવતારો અંશ; તથા દેવ, ઋષી, મુનીઓનું સામર્થ્ય કાંઇ ઓછું નહોતું. તે શિવાય બીજા અનેક બલીષ્ઠ યોધ્ધાઓ સમર્થ થઇ ગયા છે. પરંતુ કાંઇ જગત્ કર્તાની પ્રસશાને પ્રાપ્ત થયા ન હતા. જે જે સમર્થ દેવ, ઋષી, મુની, જન, ઇત્યાદિ થયા છે. તેમણે દિગ્વિજ્ય કરી પ્રાબલ્યને પ્રતિપાદન કર્યું છે. તેમજ જુઓ ભકતમાળ, જેમાં અનેક ભકતોએ પુન્ય દાન કરી, તથા પ્રભુની ભકિત કરી, યોગ્ય ગતિને પામ્યા છે; અથવા ( પોતે ) મોક્ષપદને પ્રાપ્તથયા છે. પરંતુ આ સંસાર સમુદ્રના અનેક સ્તરંગો અટવાતા અજ્ઞાની મનુષ્યરત્નને આત્મજ્ઞાન દ્રિઢાવી જ્ઞાનદાતા થઇ, અવર જીવોનો ઓદ્ધાર કર્યો નથી. માટે તેમને જગત કર્તાની પદવી આપી શકાય નહિ. જેમ ધુંધચી( ચણોઠી ) સુવર્ણની સાથે તોલાય છે; પણ કાંઇ સુવર્ણની કિમ્મતની સરખામણી કરી શકે નહીં. માત્ર પોતાનું વજન દર્શાવી પોતાને સ્થાને પડે છે. પરંતુ સદ્ગુરૂ કબીર સાહેબ સાક્ષાત્ સત્યપુરૂષજછે. તેઓ આશાતૃષ્ણાથી રહીત છે. તેમનાજ પ્રતાપથી આ સંસારમાં તમામ જીવોને સદુપદેશ મળેછે અને મોક્ષપદને પ્રાપ્ત કરી શકે છે.

સાખી

સમ્રથહો સુખ દેતહો. ભીડ પડેક કાજ;
જાકે જગમેં કો નહિ, તાકે ગરિબનિવાજ.

સદ્ગુરૂએ ઇંદ્રિ મતિ, ચંદ્રવિજય નૃપાળ, સ્વપચ સુદર્શન, બલખબુખારી બાદશાહ—સુલતાન ઇબ્રાહીમ, સીકંદરશાહ લોદી, નવાબવિજલીખાં પઠાણ, વિરસિંહ વાઘેલા રાજા, હજરત મહમદ સાહેબ, દત્તાત્રય. ગોરખનાથજી મહાન્ પંડિત સર્વાનંદ ( સર્વાજીત ) નાનક સાહેબ, રાજા જગજીવન, શેખ મન્સુર, દાદુરામજી, ગરિબદાસજી. કમાલજી વિગેરે અનંત હિંદુ મુસલમાન કોમોને ચેતાવ્યાછે. અને અનેક યુગોમાં ઋષી, મુની, દેવ, અંશ, વંશને ઉપદેશ આપી તારણગતિ કરેલીછે. તેનું એકંદર વિવરણ હંસોને બોધ આપ્યાના

વિભાગમાં દાખલ કરેલું છે. તેમજ અનેક યુગોની હકિક્ત જે દુનિયાની જાણ બાહાર છે, તે પણ આ ચાલુ ગ્રંથમાં પ્રસીધ્ધ કરેલીછે. ચાલુના પ્રસીદ્ધ ચાર યુગમાં સદ્ગુરૂ કબીર સાહેબ જુદા જુદા નામ ધારણ કરી પ્રગટ થયાછે. ને સત્યધર્મનું સ્થાપન ચારે યુગમાં કરેલું છે. જ્યારે સત્યયુગ પ્રારંભ થાય છે. ત્યારે તે યુગમાં સત્યસુકૃતજી નામ ધારણ કરી જગતમાં સુપ્રસીદ્ધ થયા છે, ત્રેતા યુગમાં મુનીન્દ્રજી નામ ધારણ કરેલું છે; દ્વાપુર યુગમાં કરૂણામય સ્વામીના નામે પ્રસીદ્ધ થયા છે, અને કલિયુગમાં સત્ય કબીર સાહેબ, શેખ-કબીર, સૈયદ અહમદ કબીર ઇત્યાદિ નામ ધારણ કરી સત્યપુરૂષની સત્ય ભક્તિ કરવાનો સત્ય ધર્મ પ્રકાશીત કરેલો છે. ને અસંખ્ય અંકુરી જીવોને પરમપદનો લાભ આપ્યો છે. તથા તેમના તરફથી ધર્મદાસજી ગોસ્વામીના વંશજો પણ પરમપદને પ્રાપ્ત કરાવે છે.

ઉપર દર્શાવેલા યુગોમાંથી ત્રણે યુગમાં ( અટલે દ્વાપુર યુગ સુધી ) કબીર ધર્મ વિશેષ વચન વાણીથી પ્રચલીત થયો નથી. પરંતુ સત્ય ધર્મનું પ્રતિપાદન કલિયુગમાં વિશેષ થયું છે. તેનું કારણ એજકે નીરંજનને કબીર સાહેબે વચન બક્ષેલું છે કે સત્યયુગ, ત્રેતા દ્વાપુર યુગમાં થોડા જીવો ધર્મા રૂઢ થશે, પણ કલિયુગમાં તેનો વિશેષ પ્રચાર વધશે. અને પાંચ હજાર પાંચસે વર્ષ કલિયુગના વિતશે ત્યારબાદ સત્યધર્મપર જીવોને ઘણીજ શ્રદ્ધા ચોંટશે. ને સત્યપુરૂષની સત્ય ભક્તિ કરવાને પ્રાપ્ત થશે. એ ચાર યુગમાંકબીર સાહેબે મુખ્ય ચાર શિષ્યોને ગુરૂવાઇ આપી સત્યપંથની સ્થાપના કરેલી છે એ ચાર શિષ્યોના નામ નીચે દર્શાવ્યા છે.

( ૧ ) સત્યયુગમાં—સહતેજી ગોસ્વામી ( ૨ ) ત્રેતા યુગમાં—રાયબંકેજી ગોસ્વામી ( ૩ ) દ્વાપુર યુગમાં—ચતુર્ભુજદાસજી ગોસ્વામી ( ૪ ) કલિયુગમાં ધર્મદાસજી ગોસ્વામીએ ચારે શિષ્યોને દરેક યુગમાં સદ્ગુરૂ કબીરસાહેબે આચાર્ય અથવા ગુરૂ પદ્વી આપીને શુધ્ધ વેદોનું, અને શબ્દ સુર્તિઓનું, જ્ઞાન કરાવ્યુંછે. તેનું વિવરણ આ ચાલુ ગ્રંથમાં આવશે.

એ નિર્મળને નિઃકલંકિત વેદો અક્ષરઅંશ સુધી જેમના તેમ કાયમ

રહ્યા, બાદ અક્ષરઅંશ દ્વારે નિરંજન નીરાકારને પ્રાપ્ત થયા. તે વેદોમાં નીરંજને પોતાના વિચારો સંમીલન કરી સ્વાસાસારથી પ્રાગટય કરી, સમુદ્રમાં ગુપ્ત વાસો આપ્યો, ને સમુદ્ર મથન ક્રીયા કરવાથી બ્રહ્માજીને મળ્યાછે તે વેદો ( નિરંજન નિરાકારે સંમીલન કરેલા )જગતમાં પ્રસીદ્ધ કર્યાછે તેનું પણ વિવરણ આ ચાલુ ગ્રંથમાં આવશે.

મૂળ સ્વસંવેદ વાણીનીજે સપ્તશ્રુતિઓ ઉત્પન્ન થયેલીછે. તેના નામ (૧) સ્વાંતિ ( ૨ ) સહજ ( ૩ ) સિંધુ ( ૪ ) શ્રવણ ( ૫ ) અંકુર ( ૬ ) દયાકર ( ૭ ) લીલા. એ પ્રમાણે સપ્તશ્રુતિઓ પણ પ્રગટ થયેલીછે. તેમાં કેટલીએક ગુપ્ત અને કેટલીએક પ્રગટછે. પરંતુ વિવેકથી સપ્ત શ્રુતિઓનું જ્ઞાન થાયછે ને તે સમયાનુસાર પ્રગટ થઇ શકેછે.

એ શિવાય ઘણી (સ્વાસાસાર ન્હેઅક્ષરથી) રચનાઓ પ્રગટ થયેલીછે: ને સ્વાસાસાર. અમી, સુર્તિઓથી સર્વરચનાની પરિપક્વતાછે. તેથી હવે અમીનું વિવરણ કરવા સ્વાસાસાર સાથેજ સંબંધ જોડાયલો હોવાથી. ચતુર્થ-રત્નઃમાં તેનું વિવરણ દર્શાવ્યુ છે.

—તૃતિય-રત્નઃ સંપુર્ણ—

## ચતુર્થ--રત્નઃ

### મૂળ અમીઅંક ( શબ્દ ) થી પંચઅમી, તથા તેના ગુણથી પ્રગટ થયેલા મૂળ પંચ તત્વોનું વિવરણ.

ચોપાઇ

સ્વાસાસાર શબ્દ ગુંજારા, પંચઅમીકા ભયો વિસ્તારા
પંચઅમીકા જો વિસ્તારા, તાહીઅમી સબ લોક સુધારા

( સ્વાસ ગુંજાર )

અમી અખંડતે વર્ષે ધારા, તહાંતે હોત સ્વાસ ગુંજારા
અમી કમળ અમાન સોનાલ, અઠાઇ દલ પંખુરી રિસાલા
તહાંતે ચલે પવનકી ધારા, સ્વાસામાંહે શબ્દ ગુંજારા
અમી અધરકીની જબગામા, નીઃબ્રહ્મ લીનો વિશ્રામા
અમી અંક જબહી પ્રભુકીના, ઉત્પત્તિ સકલ તાહીં કીના
પુહુપદ્રીપ સપ્તદ્રીપનિવાસા, તીનલોક યા તે પરકાસા
અમી અંકકે ગુણહે એસે, સોલહ સુત ઉત્પન્ન ભયે તેસે
બિન્દુ સકલસે ભયો પસારા, દેહ વિદેહસો રહત નીન્યારા
સ્વર્ગ પતાલ ભયો પુની સબાહી, અમીઅંક પુરૂપ કીયેજબહી
ચંદ્ર સુર્ય સકલહી વિસ્તારા, અમીઅંકસો ભયો સંસારા

( જ્ઞાન સ્થીતિ )

શબ્દ સ્વરૂપે સ્વાસાસાર શબ્દનો ગુંજાર થવાથી,ને સમસર પવનની ધારા અક્ષયકળમાં ફેલાતાં નાલો, અગ્રવાસની ખાણ, વાણી, અક્ષય વૃક્ષ ઇત્યાદિનું વિવરણ આવી ગયેલુંછે. એ શબ્દના ગુંજારથી અમીઅંકના પ્રભાવે પચઅમી પણ સ્વાસાસારની સાથે પ્રગટથઇ. તેનુ કારણ ફકત સમસર ( સ્વાંતિ ) પવનથી કમળ ખીલસેલું રહેછે. પરંતુ શુષ્ક પડી સુકઇ નજાય, તેને સીચન કરવા સારૂ અમી સ્વરૂપી વારિ પ્રગટ કર્યું; તેથી શુષ્ક નહીં પડતાં સુગંધયુકત પ્રફુલીતને સદા સર્વદા અચળ રહેછે. તેપચઅમીનોજ પ્રતાપછે. ને તે મૂળ અમીઅંક ( શબ્દ ) ના પ્રતાપથીજ પ્રગટ થયેલીછે.

એ અમીની ધારા, સ્વાસાસારની સાથે વહેછે. ને તેનીસાથે સુર્તિઓએ પણ વાસો કર્યોછે. તેથી પ્રથમ અમી સુર્તિ નિઃતત્વી અક્ષય કમળમાં પ્રાપ્તથઇ. તેથી તેની પાંખડીયો, નાલો, અગ્રવાસની ખાણ, અક્ષયવૃક્ષ તેમજ સુર્તિ, અંશો, વંશો, તથા સર્વજગત્‌ને તેદ્રારે પહોંચી સર્વનો આધાર થયોછે. ને સર્વ દ્રીપોમાં અમી છવાઇ રહેવાથી, અક્ષય સરોવર પ્રથમ ઉત્પન્ન થઇ; અક્ષયકમળની પાછળથી થયેલી સુરંગ નાલોને આધાર આપે-

લોછે. એ શિવાય સપ્તસિંધુ પણ અમીના પ્રભાવથીજ થયાછે. જેનું વિવરણ ચાલુગ્રંથમાં આગળ આપવામાં આવેલુ છે.

એ અમીઅંક ( શબ્દ ) સત્યપુરૂષનો મૂળ શબ્દ છે. ને તે મૂળશબ્દથી પંચઅમીની ધારા મૂળ સ્થાને ( પહોપદ્વીપ ) થી અધર ઉત્પન્ન થયેલીછે. ત્યાં મૂળ સત્યપુરૂષનું સ્થાન છે. ને તે ધારા અક્ષયવૃક્ષના મૂળથી ઉતરી શાખા, ડાળ, પત્રદ્વારે સર્વ સ્થળે શબ્દ અમીના પ્રતાપે પંચઅમીના અમૃત ગુણથી આનંદ છવાઇ રહી જગત આનંદમય જણાયછે.

એ અમીઅંકથી ષોડ્સસુત ( બ્રહ્મઅંશ ) દેહ—વિદેહી ઉત્પન્ન થયાછે. તેમજ સ્વર્ગ મૃત્યુ પાતાલ પણ અમીઅંકથી થયેલુંછે. ને ચંદ્ર, સુર્ય તથા જગત્પણ એનાજ અમૃતમય બિન્દુથી પ્રગટ થયાછે. એ પંચઅમી અમીઅંકથી થઇ તેના નામ ગુણ નીચે મુજબછે:—

### ચોપાઇ

પંચઅમીસે સબ સંસારા, પચઅમીકા હે વિસ્તારા
પંચઅમીકા નામ ન જાને, સો મત આન કેલતન ઠાને
અમી દીયેહે સકલ જહાના, અમી અ કસે કીન ઠેકાના
અમી વસ્તુ જીનહી પહિચાના, આવેગાસો લોક નિધાના
પંચઅમી પારસ નિસ્તારા, તેહી અમી સબ લોક સુધારા

( જ્ઞાન સ્થિતિ )

મૂળ શબ્દને અમીઅંક કહેછે. તે અમીઅંક સ્વાસાદ્વારે કમળમાંથી અક્ષય—શબ્દોચ્ચાર આ્રણ કરેથી સત્યલોક વાસી સુર્તિથી નાલોદ્વારે ગુપ્ત રસ્તેથી થાયછે, ને અચળ ધામમાં વાસો કરેછે. તે અમીઅંકથી પંચઅમી ધારા પ્રગટ થયેલીછે. તેપણ એ મૂળ શબ્દના પ્રતાપથીજછે. એ પંચઅમીથી પારસ સ્વરૂપે બિન્દુરૂપે જગત્‌ની ઉત્પત્તિ થયેલીછે. તે પંચઅમીના ગુણો સર્વઘટ વ્યાપકછે. તે મૂળ અમીઅંકના પ્રતાપથીજછે. એ વાત જગપ્રસીદ્ધછે કે, જ્યારે કોઇ મનુષ્યને વ્યાધિના પરિબળથી આયુષ્યાંત ગત થવાથી

પ્રથમ જીન્હા ( જીભ ) સુકાયછે. અર્થાત્ જીન્હાએ કાંટા માલમ પડેછે. ત્યારે તે મનુષ્યની સારવાર કરનાર સગાં સ્નેહી અથવા પરજન કહેછે કે, એહેના મુખમાં અમી નથી. એ દ્રષ્ટાંત પ્રત્યક્ષ પેખવામાં આવેછે. માટે અમીના પ્રભાવથીજ સર્વ આનંદમયછે. કદાપિ અમીનો પ્રભાવ ( પ્રવાહ ) બંધ થાય તો, શરીરમાં પ્રાણ રહેવો અસંભવિતછે. હવે પંચઅમી કઇ કઇ થઇ તેના નામ નીચે દર્શાવવામાં આવ્યાંછે.

## પંચઅમીના નામો.

૧ સિન્ધુ સુઅંશ અમી ૨ સુરંગઅમી ૩ સહજસુતમુલઅમી ૪ અકહઅમી ૫ અંકઅમી.

કહેં કબીર બિચારકે, પંચઅમીકે નામ;
શબ્દઅમીસો જાનીયે, પ્રગટ ભયે ગુણધામ.

( જ્ઞાન સ્થિતિ )

એ મુજબ પંચઅમી સુર્તિ નિઃ તત્વી અક્ષયકમળમાં પ્રસરીછે. એ પંચઅમીમાં ગુપ્ત તત્વોનો તથાં પંચનામનો પણ સમાવેશ થયો છે. તેનું પ્રમાણઃ—

### ચોપાઇ

પંચઅમી પાંચો અધિકારા, પાંચઅમી તેહી સંગ સુધારા
પાંચઅમી સબલોક સુધારા, પાંચતત્વથે ગુપ્ત અનુસારા

### સાખી

પાંચ અમીતે પાંચ ભયે, પાંચનામ અધિકાર;
સેન સ્નેહ ઉત્પન્ન ભઇ, અમી તત્વ વિસ્તાર.

### ચોપાઇ

પાંચઅમી સાગ્રથકે અંગા, પાંચતત્વ સાગ્રથ પ્રસંગા
પાંચહી અમી પુરૂષને કીન્હા, પાંચતત્વ તાહીસો ચીના

અચલઅમી અકાસ બખાની, શબ્દઅમી વાયુ ઉત્પાની
અજાઅમીસો તેજ પસારા, અકહઅમી જલતત્વ સંવારા
રંગઅમીસો પૃથ્વી ભયેઉ, રચના સબ યાહી વિધ ઠયેઉ
પાંચોઅમૃત તહાંવા છાજે, પાંચો તત્વ તહાંસો ઉપરાજે

(સ્વાસગુંજાર-જ્ઞાનસ્થિતિ)

એ પંચઅમી શબ્દથી પંચ શ્રેષ્ઠાધિકારી અંશ—સુર્તિથી થયાછે. ને પંચઅમી તત્વ જે મૂળ ગુપ્તહતાં;તેનાથી પંચનામ મુળશબ્દ (અમી-અંક) થી પ્રગટ કર્યાછે.ને પંચસુર્તિ અંશના પંચઅંડમાં તેના સોહં સ્થાન કર્યાછે.તેનું એકંદર વિવરણ સુર્તિથી રચના શી શી થઇ તે રત્નમાં દર્શાવ-વામાં આવેલાંછે.

એ પંચઅમીના જે પંચતત્વ ગુપ્તહતા તેનાનામ નીચેમુજબઃ-

૧ અચલઅમી-તત્વ ૨ શબ્દઅમી-તત્વ ૩ અજાઅમી-તત્વ ૪ અકહઅમી-તત્વ ૫ રંગઅમી-તત્વ-

એ પંચતત્વ ગુપ્ત હતાં તે પ્રગટ થયાં.તે અમીતત્વથી પંચતત્વ કયાં, ને કયા અમીતત્વથી થયાં.તે નીચેમુજબઃ-

૧ અચલઅમીતત્વથી-આકાશ ૨ શબ્દઅમીતત્વથી-સમીર (વાયુ) ૩ અજાઅમીતત્વથી-તેજ ૪ અકહઅમીતત્વથી- જળ ૫ રંગઅમીતત્વથી-પૃથ્વી.

એ મુજબ પંચઅમી તત્વથી, પંચતત્વ ઉપર પ્રમાણે પ્રગટ થયાંછે. હવે મૂળશબ્દ (અમીઅંક) થી પહોપ દ્વીપના સ્થાને પંચતત્વ અમીઅંકથી ગુપ્તછે. તે નીચે મુજબઃ-

## ચોપાઇ

વિદેહ તત્વ અગ્રેકોમુલા, સોમતત્વ આહી અસ્થુલા

અનુપ તત્વ સમ દ્વીપ બખાની, અમરતત્વહંસ રહે સમાની
અંકુર તત્વસો સબ કુછ કીના, તાકો મર્મ કાહુન ચીન્હા

(જ્ઞાનસ્થિતિ)

ઉપર દર્શાવેલા પંચતત્વો (વિદેહતત્વ-સોમતત્વ-અનુપતત્વ-અમરતત્વ-અંકુરતત્વ) અમીઅંકના ગુપ્તછે. તે પહોપદ્વીપપર પ્રગટ થયા. એ ગુપ્ત તત્વો સુર્તિઓથી-અંશ ઉત્પન્ન થયાછે, તેમાં વાસો રહ્યા. હવે મુળ-શબ્દથી સુર્તિઓ કઇ કઇ થઇ, ને તેનાથી રચના શીશી પ્રગટ થઇ; તેનું વિવરણ પંચમ્ રત્નથી શરૂ કર્યુંછે. કેમકે સુર્તિકમળ. સ્વાસાસાર, તથા અમીનો નિકટ સંબંધ સુર્તિયો સાથેછે. ને એકમેકના આશ્રયથી, સર્વ રચના થયેલીછે. એ શિવાય અમીઅંક તથા પચઅમીથી ઘણી રચનાઓ પ્રગટ થયેલીછે. પરંતુ અત્રે સ્થુલરૂપે વિવરણ કરેલુંછે.

—ચતુર્થ-રત્નઃ સંપુર્ણ—

## પંચમ્-રત્નઃ

### સપ્તસુર્તિ-પૈકી સહજસુર્તિ. તથા અંકુરસુર્તિથી પ્રગટ થયેલી રચનાનું વિવરણ.

ચોપાઇ

મૂળદ્વીપ તબ નહિ નિવાસા, પ્રથમહી સુર્તિ પુરૂષ પ્રકાશા
વહ સુર્તિ સબ રચના કીના, મુળશબ્દ હીરદે ધર લીના
પુરૂષ વિદેહ કમલમેં રહેઉ, સુર્તિ વિદેહ શબ્દ જો કહેઉ

લોકદ્વીપ સબ સુર્તિહી કીના, તેહી પીછે સબ ઉત્પન્ન કીના
કમલ અસંખ્ય ભેદ જો જાના, તહાંવા પુરૂષ રહે નીન્યારા
સપ્તપંખુરી કમલ નિવાસા, તહાંવા કીન્હઆપ રહીવાસા

## સાખી

પંચઅમીકી દેહધર, પ્રગટી જ્યોતિઅપાર;
સુર્તિ સંગ નિઃતત્વીપર, હોતહે સ્વાસગુંજાર.

(સ્વાસગુંજાર-કબીરબાની-જ્ઞાનસ્થિતિ)

પ્રથમના દ્વિતિય, તૃતિય, ચતુર્થ રત્નમાં અનુક્રમે સુર્તિ નિઃતત્વી અક્ષયકમળ, સ્વાસાસાર, અમીઅંક તથા પંચઅમીનું વિવરણ દર્શાવેલુંછે. પણ સુર્તિઓનું વિવરણ દર્શાવેલું નથી. એ ત્રણેની સાથે સુર્તિઓનોપણ નિકટનો સબંધ છે. કેમકે અક્ષયકમળની અનેક કળીઓનો વિસ્તાર તેણે ફેલાવેલોછે. ને સ્વાસાસાર, તથા અમીથી પણ સર્વ રચના સાથે થઇ છે, તેથી સપ્તસુર્તિઓનું વિવરણ નીચે દર્શાવવામાં આવ્યું છે.

પ્રથમ આદ્યપુરૂષનો શબ્દોચ્ચારણ થયો, ત્યારે સુર્તિ નિઃતત્વી અક્ષય કમળ પ્રકટ થયું, (એ કમળનો વિસ્તાર સુર્તિયોથી થયો છે.) ને શબ્દ સ્વરૂપી પંચઅમીની દેહ બંધાતા, સીતળ જ્યોતિ (ખાનીમાં) પ્રગટ થઇ. તેમજ સ્વાસાસાર શબ્દનો ગુંજાર થતાં, એ સર્વની સાથેજ સપ્તસુર્તિઓ પણ પ્રગટ થયેલીછે. ને તે સપ્તસુર્તિઓએ નિઃતત્વી અક્ષયકમળ (ભુમિકા) માં ગુપ્તરીતે વિશ્રામ લીધો, ને એક મેકના લાગુ સંબંધથી સર્વ સુર્તિઓ બહાર પ્રદર્શીત થઇ. જેથી સર્વ રચનાની સામગ્રી સુર્તિ નિઃતત્વી અક્ષયકમળમાં પ્રગટ થતાં, સપ્તકલી (પાંખડી) શ્રેષ્ઠતાને પામી. જે સપ્તકલી (પાંખડી) પૈકી પંચકલીથી પંચ બ્રહ્મઅંડ બંધાયા છે. ને બીજી અનેક પાંખડીથી અનેક દ્વીપો શબ્દસુર્તિથી ઉત્પન્ન થયા છે. ને સ્વાસાસારથી વાણી, નાલો, સુરંગો, અક્ષયવૃક્ષ વિગેરે ઉત્પન્ન થયા છે. ને અમીઅંક તથા પંચઅમીથી અક્ષય સરોવર, સપ્તસિંધુ ઇત્યાદિ ઉત્પન્ન થયા છે. તેથી ઉપર દર્શાવેલી

કમળરૂપી ભુમિકાને શબ્દ સુર્તિથી એકમેકને આશ્રય મળેલો છે. સત્યશબ્દ, અમી, સ્વાસાસાર, તથા સુર્તિઓથીએ ભુમિકામાં વસનાર સુત, અંશ, વંશ ઈત્યાદિની ખાની ઉત્પન્ન થઈ છે. તેથી એ સપ્તસુર્તિથી ભુમિકા તથા તેમાં વસનાર સુત, અંશ, વંશ ઈત્યાદિ કેવા પ્રકારથી એકમેકના સંબંધથી પ્રગટ થયા તે જણાવું છું. એ સપ્તસુર્તિઓ કઇ કઈ પ્રગટ થઈ તેના નામ અનુક્રમે આ નીચે જણાવવામાં આવે છે:—

૧ સહજસુર્તિ-જેહેને સહજ-અંકુર પણ ગણેલીછે, કેમકે તેહેને અંકુરસાથે સંબંધ જોડાયલોછે.

૨ અંકુરસુર્તિ-જેહેને ઇચ્છા તથા મુલસુર્તિ સાથે સંબંધ જોડાયલો હોવાથી, મુલ-અંકુર તથા ઇચ્છા-અંકુર પણ ગણેલીછે.

૩ ઇચ્છાસુર્તિ-જેહેને અંકુર તથા મુલસુર્તિ સાથે સંબંધ જોડાયલો હોવાથી, અંકુર-ઇચ્છા તથા મુલ-ઇચ્છા પણ ગણેલીછે.

૪ સોહં સુર્તિ-જેહેને મુલ તથા અંકુરસુર્તિ સાથે સંબંધ જોડાયલો હોવાથી, મુલ-અંકુર-સોહં પણ ગણેલીછે.

૫ અચિન્ત સુર્તિ-જે સોહં સુર્તિથી પ્રગટ થયેલીછે.

૬ અક્ષર સુર્તિ-જેઅચિંતસુર્તિથી પ્રગટ થયેલીછે.

૭ નીરંજનસુર્તિ-જે અક્ષરની પ્રેમસુર્તિથી પ્રગટ થયેલી હોવાથી, તેને પ્રેમસુર્તિ પણ કહેલીછે.

એ મુજબ સપ્તસુર્તિઓ એકમેકના લાગુ સંબંધથી ઉપર જણાવ્યા મુજબ મુખ્ય પ્રગટ થયેલીછે. તેના પ્રગટ થવાથી જાણવા યોગ્ય અનેક રચનાઓ થયેલી છે. એ સપ્તસુર્તિઓથી અનુક્રમે કેવી કેવી રચનાઓ થઈ, તે પ્રથમ આદ્યસુર્તિથી લઇને સપ્ત સુર્તિથી થયેલી રચનાનું વિવરણ દર્શાવવામાં આવે છે:—

## ૧ પ્રથમ સહજસુર્તિ ( સહજ–અંકુર )

### ચોપાઇ

મુખ હીરદેતે કીનપ્રકાશા, તહાં રૂપ અતિ ભઇ ઉજાસા
કાયાતે કાયા નિર્માયે, મુખ કમલહો બાહેર આયે
પ્રથમ સુર્તિસે અંકુર રહાઇ, તેહીકો નામ સહજસુર્તિભાઇ
સપ્તકલીમે ઠીકા બનાઇ, તાકી ગતિ મતિ કાહુન પાઇ
સહજ અંકુર તેહીનામ કહાઇ. સપ્તસુર્તિ તેહીમાંહી રહાઇ
ઠીકા જ્ઞાન કહતહોં ભાઇ, જેહી સુન હંસા લોક જાઇ

( કબીરબાની–જ્ઞાન સ્થિતિ )

શબ્દ જ્યારે ગુપ્તસ્થાને પ્રથમ હોયછે. ત્યારે તેનો હૃદયમાં વાસો થતાં, તેની સાથે સુર્તિ પણ (ગુપ્ત) સમાયલી હોયછેજ. જ્યારે હૃદયમાંથી મુખ કમલ દ્વારે શબ્દ બહાર પડે છે, ત્યારે શબ્દ સ્વરૂપની કાયા બંધાયછે. ને શબ્દોચ્ચારની સાથે સુર્તિ પણ બાહેર આવેછે. તેવી રીતે પ્રથમ મૂળ શબ્દ વિદેહીમાં ગુપ્ત સ્થાને હતો, તેની સાથે સપ્તસુર્તિઓ પણ ગુપ્ત સ્થાને હતી. જ્યારે શબ્દોચ્ચાર વિદેહીમાંથી બહાર પડયો, ને શબ્દસ્વરૂપી કાયા બંધાઇ, ત્યારે પ્રથમ સહજસુર્તિ શબ્દસ્વરૂપી દેહમાં પ્રગટ થઇ. ને એ સુર્તિનો પ્રકાશ શબ્દથી થયો. તેને સહજ અમી (બુંદ) આપ્યો તેથી તે અમી બુંદ અક્ષયકમળ ખાનીમાં પ્રસરતાં, સર્વ રચનાની સ્હેજ સ્ફુરણા થવા માંડીને કલીયો (પાંખડીયો) ઉદ્ભવનો અંકુર અમીના પ્રવાહથી ફુટયોને સ્વાસાસારનો સ્હેજ પ્રવેશ થવાથી સકતાર વિહં–સોહ ડોરી, તથા અમીઅંકથી વિહ-સોહં શબ્દ પ્રગટ થયો એ વિહં–ડોરીની, નવમાં સહજ–સોહં સ્થાન ઉપર નાલ બંધાઇને સહજ–સોહં સ્થાનપર પચનામ પૈકી વિહં શબ્દની ગર્જના થઇ રહી. ઉપર મુજબ અંકુર ફુટવાથી તથા અંકુર ફુટયા બાદ દ્વિતિય સુર્તિ અંકુર થયેલીછે તેથી એકમેકના લાગુ સંબંધથી તેને સહજ-અંકુર પણ ગણેલીછે. એમુજબ સહજસુર્તિથી રચના થયેલીછે.

## ૨દ્વિતિય અંકુરસુર્તિ ( મુલઅંકુર-ઇચ્છાઅંકુર )

### સાખી

પ્રથમ પુરૂષકે ત્રિકુટીસેં, સહજઅંકુર ઉત્પાન;
બીજબુંદ તાકહ દીયો, સબ રચના પરમાન.

( આદિસુક્ષ્મતભેદ )

### ચોપાઇ

આદિઅંકુર સુર્તિ જબકીના, સપ્ત કલીમેં ગર્ભ તેહીદીના
તેહી અંકુરકી સપ્ત ભઇ કલી, સપ્ત ઇચ્છા તેહી માંહી લે ધરી
એક અંકુર તે સબ કુછ કીના, સબ ભંડાર તેહી માંહી દીના
સપ્ત કલી વિસ્તાર બનાઇ, યહ વિધિ સબ રચના નિર્માઇ
સપ્તકલી અંકુરતે ભયેઉ, ભીન્નભીન્ન પ્રસંગ સોહીયેઉ
અર્ધ અંકુર રહા ઠહરાઇ. તબ મૂળ શબ્દ સ્થીર કહઆઇ

( કબીરબાની-સર્વજ્ઞસાગર )

### મુલઅંકુર સંબધે

સુર્તિ મુલ ભઇ પ્રકાશા, મુલસુર્તિ મુલાંકુર નિવાસા
સુર્તિ મુલ તેહી માંહી સમાની, પંચબ્રહ્મ તહાં ભયે ઉત્પાની
સોરહ અસંખ્ય અંકુર પસારા, તેહીમે પંચઅંડ વિસ્તારા.
સોરહસુત (અંશ) જે જન વિસ્તારા, ઇતની દષ્ટિ અકુરજ પસારા

( કબીરબાની-સર્વજ્ઞસાગર )

### ઇચ્છાઅંકુર સંબધે

દ્વિતિય સુર્તિ ઇચ્છાંકુર નિર્માઇ, આઠ ઇચ્છા તેહીમાંહી ઉપજાઇ
સપ્ત ઇચ્છાસપ્તકલી સમાની, આઠમી અનેચ્છા નીરંજન ઉત્પાની

સીપ સ્વરૂપી કલીએ કીના, સ્વાસ સ્વરૂપી ઇચ્છા કીના
સપ્ત ઇચ્છા સપ્તકલીમેં ભયેઉ, સ્વાંતિ સ્વરૂપબુંદ તેહી દીયેઉ
તેહી કલીનતે અંડા ભયેઉ, હોઇ કલી બીન અંડા રહેઉ
સપ્તકલી ભઇ પ્રકાશા, નહિંતબ ધરતી નહિં અકાશા

( આદિભેદ.સર્વજ્ઞસાગર-કબીરબાની )

પ્રથમની સહજસુર્તિથી સહજ સ્ફુરણા થતાં કલીયો ઉદ્ભવનો અંકુર અમીના પ્રવાહથી ફુટયો,ને સ્વાસાસાર તથા અમીના શબ્દથી પિંહડોરી, તથાપિંહ શબ્દ, પ્રગટથયો. તેનું વિવરણ સહજસુર્તિમાં દર્શાવી ગયાછીયે. હવે તે અંકુરનો વિસ્તાર અંકુર સુતિએ મુલઅંકુર તથા ઇચ્છા-અંકુરના સંબંધથી કેવીરીતે વધાર્યો, તેનું વિવરણ જાણુવાની જરૂરછે. એ અંકુર ફુટયાબાદ શબ્દ સ્વરૂપી દેહની પ્રક્રિયાની ત્રિકુટીથી, દ્વિતિય અંકુર સુતિ પ્રગટ થઇ. તે સુતિને બીજબુંદ ( અમીઅંક ) આપ્યો. તે અમીઅંક કમળખાનીના અંકુરમાં પ્રસરતાં; તે કલિયો પૈકી સપ્ત કલી ( પાંખડીમાં ) ગર્ભ ( રચનાનો ) રહ્યો. તે સપ્ત કલીનો વિસ્તાર અંકુરથી થયોછે. એ સપ્તકલીના નામ આદિ ભેદ ઇત્યાદિ ગ્રંથોમાં પ્રસીદ્ધછે, જે અત્રે દર્શાવવામાં આવેછે.

## સપ્તકલીનાંનામ

( ૧ ) પહોપકલી ( ૨ ) મુલકલી ( ૩ ) અમીકલી ( ૪ ) સુધરકલી
( ૫ ) સુખસાગરકલી ( ૬ ) પંકજકલી ( ૭ ) મંજુલકલી

એ મુજબ સપ્તકલી અંકુર સુતિથી પ્રગટ થઇ, તે કલિયોમાં મુલ ઇચ્છાંકુરની સંધિ થવાથી સપ્તકલીમાં ઇચ્છા ફેલાઇ, તેથી અંકુર સુર્તિએ સપ્તકલી ઇચ્છાના પ્રભાવથી પ્રકાશમય બનાવી. તે સપ્તકલીપૈકી પંચકલીના પંચ બ્રહ્માંડ થયાછે. ને સપ્તકલીમાં મુખ્ય સપ્તદ્રીપ, નવખંડ પૃથ્વી બની ભુમિકા અંકુરથી બંધાઇછે તે કલીયોનો વિસ્તાર ઇચ્છાકુર કલિયોમાં ફેલાવાથી, સોળ અસંખ્ય જેટલો વધ્યોછે. ને તે ભુમિકામાં સ્વાસાસાર,

અમી વિગેરેને આશ્રય એકમેકનો મળ્યોછે. અંકુર ઇચ્છા મુલ એ ત્રણ સુતિના પુર્ણ સંયોગથી, તેમજ સ્વાસાસાર, તથા અમીથી, તે ભુમિકામાં વસનાર સુત, અંશ, વંશ ઇત્યાદિ પ્રગટ થયાછે. જેમાં પંચસુત (બ્રહ્મ-અંશ) પંચ બ્રહ્મઅંડના શ્રેષ્ઠ રાજ્યાધિકારી બન્યાછે. ને ત્રણસુત પાંચમાં અંડના પેટા વિભાગમાં બિરાજમાન થયાછે. અને સપ્તસુત ગુપ્ત પહોપ-દ્વીપ તથા શાખાદ્વીપોમાં વાસો રહેછે. એકસુત જગત્ ઉત્પત્તિની સામગ્રીનો સંગ્રહ લઇ ભંડારી કહેવાયાછે. મળી ષોડ્સ સુત (બ્રહ્મઅંશ) મુખ્ય પ્રગટ થયાછે. બાદ બીજા અંશ વંશ ઉત્પન્ન થયાછે. ત્યાર બાદ જગત્ ઉત્પન્ન થયું છે. ને તે સર્વ સોલઅસંખ્ય ભુમિકાના પંચબ્રહ્મઅંડમાં તથા બહાર વસેલાછે. એનું પરિપુર્ણ વિવેચન આગળ દર્શાવવામાં આવેલું છે.

ઉપર દર્શાવેલી સપ્તકલીયો શિવાયની અંસખ્ય કલીયોના અ-સંખ્ય દ્વીપો (શાખાઓ) પહોપદ્વીપપર શબ્દ સુતિ વિગેરેના પ્રતાપથી ઉત્પન્ન થતાં પહોપદ્વીપ શોભાયમાનછે. જેની શોભાનું વિવરણ કરવું અશક્યછે.

અંકુર સુર્તિથી અનેક કલીયો થઇ, તેમાં અમીનો પ્રવાહ થતાં; તેમજ સ્વાસાસારનો પ્રવેશ થવાથી, મક્તાર કોહં—સોહં ડોરી, તથા અમી-અંકથી કોહં—સોહં શબ્દ પ્રગટ થયો. એ કોહં ડોરીની આઠમા સોહં સ્થાનના ઉપર નાલ બંધાઇછે. ને આઠમા અંકુર સોહં સ્થાનપર પાંચનામ-પૈકી-કોહં શબ્દની ગર્જના થઇ રહીછે. એ અંકુર સુતિ સાથે ઇચ્છા તથા મુલસુતિનો સંબંધ થવાથી, ઇચ્છાંકુર તથા મુલાંકુર સુતિપણ ગણેલીછે. એ મુજબ અંકુરસુતિથી ઘણી રચનાઓ પ્રગટ થયેલી છે અત્રે સ્થુલરીતે વિવરણ કરેલું છે.

—પંચમ્—રત્નઃ સંપુર્ણ—

# ષષ્ટમ્—રત્નઃ

## ઇચ્છા—સુર્તિથી પ્રગટ થયેલી રચનાનું વિવરણ.
## ૩ તૃતિય ઇચ્છા સુર્તિ ( અંકુરેચ્છા, મુલેચ્છા )

### ચોપાઈ

ઇચ્છા સુર્તિ જબહી ઉપજાઇ, સાતો કલિમેં ચિત્તબનાઇ
સીપ સ્વરૂપી કલી પ્રકાશા, સ્વાંતિ સ્વરૂપ ઇચ્છા નિવાસા
ઇચ્છા સીપ સ્વરૂપ ઉત્પાની. સ્વાંતિદબુંદ ભયે પરસાની
બુંદ એક આનંદ સ્વરૂપી, ઇચ્છા ભયે ભીન્ન ભીન્ન રૂપી
સપ્ત ઇચ્છા તેહીંત ઉપજાઇ, ભીન્નભીન્ન પર કલી બનાઇ
સપ્તઇચ્છારૂચી અપને મનભાઇ, તેહી પ્રમાન બુંદ તેહી પાઇ

( કબીર બાની )

સહજ તથા અંકુર એ બન્ને સુર્તિથી થયેલી રચનાનું વિવરણ આગળ દર્શાવી ગયા છીયે. તેની સાથે ઇચ્છાસુર્તિ પણ પ્રગટ થઇ છે. એ સુર્તિથી શી શી રચના થઇ તે નીચે મુજબઃ—

અંકુર સુર્તિથી ઉત્પન્ન થયેલી કલીયો સીપ સ્વરૂપે હતી—ત્યારે ત્રીજી સુર્તિ ઇચ્છા ઉત્પન્ન થઇ, ને તે શબ્દ સ્વરૂપી દેહના નેત્રથી પ્રગટ થઇ. તે સુર્તિને સ્વાંતિ અમી ( બુંદ ) આપ્યો તેથી બીડાયલી તમામ કલીઓમાં એ સ્વાંતિબુંદ પ્રસરવાથી, ને સ્વાસાસાર તથા ઇચ્છા ફેલાવાથી, બીડાયલી તમામ કલીયો ખીલી ( પ્રકાશ થઇ ) ને કમલખાની અત્યંત ઝગમગાહટ થઇ. તે કલીઓ પૈકી સપ્તકલીમાં ( અંકુરસુર્તિમાં દર્શાવેલી છે તેમ ) સપ્ત ઇચ્છા થઇ તેથી અમી તથા સ્વાસાસારના પ્રભાવથી, તે સપ્તકલીનો વિસ્તાર

વધ્યો; ને સોલ અસંખ્ય ભુમિકા બંધાઇ. તથા તે ભુમિકાને દેદીપ્યમાન કરનાર નાલો, સુરંગો, અક્ષયવૃક્ષ, અક્ષયસરોવર, સપ્તસિંધુ, પંચબ્રહ્મઅંડ સપ્તદ્વીપ, નવખંડ ઇત્યાદિ બન્યા છે. ને બીજી અસંખ્ય કલીઓ પ્રકાશ પામેલી, તે પહોપદ્વીપપર સ્થીત રહીને મૂળ પહોપદ્વીપની શાખાઓ બંધાઇ દ્વીપો થયા છે. તથા મુલઇચ્છા, અંકુરઇચ્છા, અમી, અંને સ્વાસાસારના સંબંધથી સુત, અંશ, વંશ ઉત્પન્ન થયા છે. પ્રથમ ભુમિકા થઇ તેનું પ્રમાણ નીચે મુજબ:—

## ચોપાઇ

બિમલ શબ્દ વિહસીત દીયેઉ, તબ હુલાસ બંધ કરીનમેં ભયેઉ
પંચ ઇચ્છાકે પંચઅંડ નિર્માઇ, દો ઇચ્છાસો ગુપ્ત રહાઇ
તબ પંચઅંડ ભયે ઉત્પાની, તત્વ એક ભીન્ન પરસાની
જેહીસે પંચઅંડ નિર્માઇ, દોય કલી તહાં ગુપ્ત રહાઇ
નહીં તબ ધરતી નહીં અકાશા, નહીં તબ દુસર હતા અવાસા
ધ્યાવે અંડ કરે ચૌચંડા, આપ દેખકે સહજ અનંદા
તબકી બાત નહીં કોઇ જાને, કહોં સમુઝાયતો ઝગરા ઠાને
સહજ અંકુર બીજ સબ ભાઇ, તેહીકી ઇચ્છાસે અંડ ઉપજાઇ
સાતો ઇચ્છાકે કર્તાઅંકુર, સંતકલી સબ સૃષ્ટિકો મુલ
પંચઅંડ ભીન્ન ભીન્ન વિસ્તારા. સપ્ત અધર દ્વીપ તેહી માંહી સુધારા

( કબીર બાની )

એ સપ્તકલીઓમાં સપ્ત ઇચ્છા, તથા સ્વાંતિબુંદ ( અમી ) પ્રસરવાથી, તે પૈકી પંચઇચ્છાથી પંચકલીઓના પંચબ્રહ્મઅંડ જુદા જુદા સ્થાને થયા; ને બે કલીયોના અંડ થયા નહીં તેથી બે ઇચ્છા તથા બે કલીઓ ગુપ્ત રહી. સેમાં સ્વાંતિબુંદ ( અમી ) સમાયલો હતો. એ પંચબ્રહ્મઅંડ જે સમયે ઉત્પન્ન થયા તે સમયે પૃથ્વી આકાશ ઇત્યાદિ કંઇ પણ ઉત્પન્ન થયેલું નહોતું, કારણકે એ પંચતત્વ અંડમાં ગુપ્ત હતા. તેથી ઉત્પન્ન થયેલા પંચબ્રહ્મઅંડ અમીના પ્રવાહ તથા ગુપ્ત તત્વથી અંદરમાં પોતાની સ્વેચ્છા

મુજબ ચોતરફ ઘુમતા (હોડાહોડ) ફરતા હતા. તે દેખીને શબ્દ સુતિને સહજ આનંદ થયો એ પંચ બ્રહ્મઅંડના નામ નીચે દર્શાવ્યા છે:—

૧ સુમત—અંડ ૨ ક્ષમા—અંડ ૩ ધીરજ—અંડ ૪ સત્ય—અંડ
૫ તેજ—અંડ

એ મુજબ પંચ બ્રહ્મઅંડ ઉત્પન્ન થયા. તે પંચબ્રહ્મઅંડ જ્યારે સ્વાસાસાર ડોરનું સંધાણ થયેલુંછે; ત્યારે નાલો, સુરંગો ઉત્પન્ન થતાં પંચ બ્રહ્મઅંડને સ્થીર કર્યાછે. એપંચ બ્રહ્મઅંડના મુખ્ય સપ્તદ્વીપો અધર ઉત્પન્ન થયા. (કારણ જે બે કલીયો ગુપ્ત હતી તે પ્રગટ થવાથી તેના બેદ્વીપ થયાછે. તેમળી સપ્તદ્વીપ મુખ્ય થયા એ બે દ્વીપો પાંચમા તેજ-અંડના અંદર સમાયલાછે.) એ મુખ્ય સપ્તદ્વીપોના નામ આ નીચે દર્શાવવામાં આવેલાછે:—

૧ સહજ-દ્વીપ ૨ અંકુર-દ્વીપ ૩ ઇચ્છા—દ્વીપ ૪ સોહં-દ્વીપ
૫ અચિન્ત્ય—દ્વીપ ૬ આરણ્ય-દ્વીપ ૭ ઝાંઝરી—દ્વીપ.

એ મુજબ પંચબ્રહ્મઅંડના સપ્ત ઇચ્છાથી સપ્ત મુખ્ય દ્વીપ થયા. જેથી સોલ અસંખ્ય ભુમિકા બંધાઇ. ને અમીના પ્રવાહથી મૂળ પહોપદ્વીપ પર અક્ષય સરોવર, ને સપ્તદ્વીપોમાં સપ્તસાગરનો સમાવેશ થયેલોછે. તેમજ સ્વાસાસારથી નાલો, સુરંગો પણ તેને લાગેલી હોવાથી દેદિપ્યમાન બનીછે; ને દ્વીપો તથા પંચઅંડથી અક્ષયસુર્તિ કમળનું અક્ષય વૃક્ષ (પહોપદ્વીપની શાખાઓ સહ) બની સર્વ ખાણ પ્રગટી છે. જેમાં સમસર પવનના સંયોગથી સર્વ ખાણ સુગંધયુક્ત બની છે. એ મુજબ મુખ્ય ઇચ્છાસુર્તિથી તથા અંકુર ઇચ્છાના સંયોગથી સર્વ ભુમિકા બંધાઇ. હવે તે ભુમિકામાં વસનાર મુખ્ય ષોડ્સ સુત (બ્રહ્મઅંશ) મૂળ (પ્રથમ) કયા કયા ઉત્પન્ન થયા, તેમને કયા કયા દ્વીપો બક્ષ્યા, તથા મુખ્ય સુત કયા પંચબ્રહ્મઅંડના શ્રેષ્ઠ રાજ્યાધિકારી થયા. તેનું વિવરણ નીચે દર્શાવ્યું છે એ ઉત્પત્તિ ઇચ્છાસુર્તિ, અંકુરઇચ્છા, મુલઇચ્છા, તથા અમીને સ્વાસાસારના

સંયોગથી પ્રગટ થયેલી છે. જેનું કેટલુંક વિવરણ આગળ આવી ગયેલું છે. તે સિવાયનું અત્રે દર્શાવવામાં આવે છે.

ચોપાઈ

સત્યપુરૂષ જબ ગુપ્ત રહાયે, કારણ કરણ નહીં નિરમાયે
સંપુટ કમલ રહે ગુપ્ત સ્નેહી, પુષ્પમાંહી પુરૂષ રહે વિદેહી
ઇચ્છાકીન અંશ ઉપજાઇ, અંશન દેખ હરખ બહુ પાઇ
પંચઅમીકી પ્રગટી દેહા, સુતિ કીન્હ નેહી માંહી સ્નેહા.
જેતીક પુરૂષ ખાન નિરમાયા, પંચઅમીકી સબકી કાયા
અમરતાર અખંડિત બાની, સ્વાસા પારસ સાર સહિદાની
તીનકે સોલહ અંશ પ્રમાના, એક બચનકે સબ બંધાના
સ્વાસા પારસ આદિ નિરબાના, સોલહ સુતકી નાલ બખાના
સ્વાસા પહુપ અગ્રકી ખાની, સોલહ સુત ભયે ઉત્પાની
સોલહ સ્વાસા સાર કહાયા, સોલહ સુતકી પ્રગટી કાયા
સોલહ સુતકી સોલહ નાલા, એક તે એક અમાન રસાલા
ષોડ્સ સુત જબહી નિર્માવા, કછુ પ્રગટ કછુ ગુપ્ત પ્રભાવા

( અનુરાગસાગર, કબીરબાની, સ્વાસગુંજાર )

મુખ્ય ષોડ્સ સુત ( બ્રહ્મઅંશ ) ઈચ્છાસુતિ, અંકુરેચ્છા, મુલેચ્છા તથા અમી અને સ્વાસાસારથી પ્રગટ થયા તેમના નામ, તથા કયાદ્વીપોમાં નિવાસ કર્યો તે નીચે મુજબઃ—

૧ સહજસુત ( બ્રહ્મઅંશ ) સહજદ્વીપ ( મુલકલી ) માં વાસો જેને સહજ સોહં સ્થાન ગણ્યું છે.

૨ અંકુર સુત ( સુજનજન બ્રહ્મઅંશ ) અંકુર દ્વીપ ( અગ્રદ્વીપ ) માંવાસો જેને અંકુર સોહં સ્થાન ગણ્યું છે.

૩ ભ્રંગસુનીસુત ( બ્રહ્મઅંશ ) મંજુલ દ્વીપ ( પંહોપદ્વીપની પેટા શાખામાં ) વાસો છે.

૪ પક્ષપાલનસુત (બ્રહ્મઅંશ) પહોપદ્વીપ (મુલદ્વીપ) માં વાસોછે જ્યાંથી સર્વે રચનાઓ પ્રગટ થએલીછે.

૫ શ્રવણલીલસુત (બ્રહ્મઅંશ) જગમગદ્વીપ (પહોપદ્વીપની પેટા શાખા) માં વાસોછે.

૬ ઇચ્છાસુત (ભાવનામ બ્રહ્મઅંશ) ઇચ્છાદ્વીપ (ઉદયદ્વીપ) માં વાસો જેને ઇચ્છા સોહં સ્થાન ગણ્યુંછે.

૭ સોહંસુત (સુર્તિસુભાવ બ્રહ્મઅંશ) સોહંદ્વીપ (જ્ઞાનદ્વીપ) માંવાસો જેને સોહં સોહં સ્થાન ગણ્યુંછે.

૮ અચિન્તસુત (સર્વંગસુર્તિ જલાહલ બ્રહ્મઅંશ) અચિન્ત્ય દ્વીપમાં વાસો જેને અચિન્ત સોહં સ્થાન ગણ્યુંછે.

૯ સંતોષ સુજન સુત (બ્રહ્મઅંશ) અક્ષૈદ્વીપ (પહોપદ્વીપની પેટા શાખા) માં વાસો છે.

૧૦ અક્ષરસુત (બ્રહ્મઅંશ) આરણ્યદ્વીપ (પાલંગદ્વીપ) માં વાસો જેને અક્ષર સોહં સ્થાન ગણ્યુંછે.

૧૧ કદલીબ્રહ્મસુત (અંશ) સુખસાગરદ્વીપ (પહોપદ્વીપની પેટાશાખા) માં વાસોછે.

૧૨ દયાપાલન સુત (બ્રહ્મઅંશ) આદિદ્વીપ (પાલંગદ્વીપ) ની પેટા શાખામાં વાસો છે.

૧૩ કુર્મ્હજીસુત (કારંભ બ્રહ્મઅંશ) અક્ષયદ્વીપ માંવાસો (જેજગત્ ઉત્પત્તિની રચનાનો સંગ્રહ કરી ભંડારી કહેવાયાછે.

૧૪ જલરંગજીસુત (બ્રહ્મઅંશ) અછપદ્વીપ (પતાલ પાંજી) માં વાસો (પહોપ દ્વીપની પેટાશાખાછે.)

૧૫ પ્રેમસુત ( નિરંજન ધર્મરાય બ્રહ્મઅંશ ) ઝાંઝરીદ્વીપમાં વાસો એ સ્થાનને નીરંજન માયા સોહંસ્થાન ગણ્યું છે ને જે ત્રિલોકયમાં રાજ્યાધીપતિછે.

૧૬ અષ્ટંગી સુત ( બ્રહ્મઅંશ ) માન સરોવર વાસો એ સ્થાનને નીરંજન માયા સોહં સ્થાન ગણ્યું છે તેમને આદ્યા, આદ્યશક્તિ, આદ્યકુમારી, આદિભવાની, મહામાયા, જગતજનુની. લીલા, વિગેરે પણ ગણ્યાછે.

ઉપર દર્શાવ્યા મુજબ મુખ્ય સોળસુત ( બ્રહ્મઅંશ ) એક પછી એક ઉત્પન્ન ( પ્રગટ ) થયા. તે પૈકી મુખ્ય પંચસુત ( બ્રહ્મઅંશ ) પંચબ્રહ્મ-અંડના મુખ્ય શ્રેષ્ઠ રાજ્યાધિકારી બન્યાછે તેનુ ( સોળસુતસહ ) તથા મુલ-સુર્તિ ( મુલઇચ્છા ) જે શબ્દસ્વરૂપી દેહની પ્રક્રીયાથી શ્રવણથી થઇ, તેને અમોલીકબુંદ આપ્યોછે, તેનું વિવરણ પ્રમાણસહ નીચે દર્શાવ્યું છેઃ—

## ચોપાઇ

તબ શ્રવણસો સાજી બાની, તેહીતે મુલસુર્તિ ઉત્પાની
અમોલબુંદ તેહી સુર્તિ કો દીના, પંચઅંશસુત ઉત્પન્ન કીના
પાંચો અંશ તબ કહ્યા બુઝાઇ, પાંચો અંડમે તુમ જાઓ સમાઇ
એકહી એક અંડ તબ ગયેઉ, આપહુ આપ કલામે ઠયેઉ
સહજ બ્રહ્મકે પંચતત્વ ભયેભાઇ, તત્વ સ્નેહી સબઉત્પન્નપાઇ
દુસર બ્રહ્મ અંકુર હે પરવાની, મુલસુર્તિ સબ સૃષ્ટી ઉત્પાની
તીસર બ્રહ્મ ઇચ્છાકો ચીન્હા, સુકૃત જાનકે ઉત્પન્ન કીના
ચોથે સોહં બ્રહ્મ કહાવા, તેહી અંડમે સર્વ સમાવા
પંચમે બ્રહ્મ જલાહલ (અચિંત)ભયેઉ, ચૌદહ અંશગુપ્ત નિર્મયેઉ

( કબીરબાની )

એમુખ્ય પંચસુત ( બ્રહ્મઅંશ ) કયા, ને કયા કયા બ્રહ્મઅંડ બક્ષીને મુખ્ય શ્રેષ્ઠ રાજ્યાધિકારી પદને પ્રાપ્ત સોળ પૈકી થયા તેના નામઃ—

| સુત (બ્રહ્મઅંશ) નું નામ | અંડનું નામ |
|---|---|
| ૧ સહજ સુત (બ્રહ્મઅંશ) | સુમત અંડના માલીક |
| ૨ અંકુર સુત (બ્રહ્મઅંશ) | ક્ષમા અંડના માલીક |
| ૩ ઇચ્છા સુત (બ્રહ્મઅંશ) | ધીરજ અંડના માલીક |
| ૪ સોહં સુત (બ્રહ્મઅંશ) | સત્ય અંડના માલીક |
| ૫ અચિંતસુત (બ્રહ્મઅંશ) | તેજ અંડના માલીક |

એ મુજબ પંચસુત (બ્રહ્મઅંશ) પંચબ્રહ્મઅંડના મુખ્યશ્રેષ્ઠ રાજ્યાધિકારી થયા. હવે આગળ અંકુર સુતિમાં વિવરણ કરી આ મુજબ તેજ અંડના મેટા ભાગમાં ત્રણ મુખ્યસુત (બ્રહ્મઅંશ) બીરાજમાન થયાછે. ક્યા મુખ્ય અંશ આશછે. ક્યાં બીરાજમાનછે. તે નીચે મુજબ:—

## ચોપાઈ.

છઠ્ઠી ઇચ્છા સર્વત્ર રહાઇ, કરની બુંદ તેહી માંહી રહાઇ
સાતમી ઇચ્છા સર્વત્ર રહાઇ, સોહંબુંદ સબ કહેહે ભાઇ
તેહીમેં ગુપ્ત અંશ રહે વાસા. પ્રથમ કરીમેં બુંદ નિવાસા
તેજ અંડ તહાં ભયો પ્રકાશા, તેહીમેં સબહે જીવ નિવાસા.

## સાખી

સપ્ત ઇચ્છાતે સપ્ત અંશ ભયે. અપને અપને ભાવ;
આઠમા અંશ બીન ઇચ્છા ઉપજે, તાકા મર્મ લખાવ
(કબીરબાની-સર્વજ્ઞસાગર)

ઉપર દર્શાવી ગએલા પંચસુત (બ્રહ્મ અંશ) મુખ્ય શ્રેષ્ઠ રાજ્યાધિકારી પુરૂષ ઇચ્છાથી પંચ બ્રહ્મઅંડના થયા તે સપ્ત કલી પૈકી બેકલી તથા બે ઇચ્છા રહી જેમાં પ્રથમ (છઠ્ઠી) કલીમાં કરની બુંદ હતો ને છઠ્ઠી ઇચ્છા તેમાં સમાવાથી; અક્ષરસુત (બ્રહ્મઅંશ) નો વાસો હતો, ને બીજી (સાતમી) કલી જે હતી તેમાં સર્વત્ર વ્યાપક બુંદ હતો ને સપ્તમી ઇચ્છા તેમાં સમાવાથી યોગમાયા (અષ્ટંગી સુત બ્રહ્મઅંશ) નો વાસો હતો.

એ મુજબ સપ્ત ઇચ્છાથી સપ્તસુત ( બ્રહ્મઅંશ ) તથા અષ્ટમી અનઇચ્છાએ પ્રેમસુત ( નિરંજન—ધર્મરાય બ્રહ્મઅંશ ) પંચ બ્રહ્મ અંડના રાજ્યમાં મુખ્ય પેટા ભાગ સાથે ગણાયા. જેમાં પંચ મુખ્ય શ્રેષ્ઠ રાજ્યાધિકારી, ને પાંચમા તેજ અંડના પેટા ભાગમાં ત્રણ અંશ ( અક્ષર-માયાને નિરંજન )નો વાસોછે. જેથી અષ્ટ સુત પંચઅંડના પણ માલીક ગણાયા છે. અને પંચ અંડના પંચ મુખ્ય સુતના સુર્તિ—અંશ, વંશ ઇત્યાદિનો પણ પંચઅડમાં સમાવેશ થયેલો છે. જેનુ વિવરણ આગળ ચાલુ ગ્રંથમાં ( સુર્તિઅંશ તથા વંશનું ) આપવામાં આવેલુંછે. એમુજબ અષ્ટસુત પંચઅંડના માલીક અને અષ્ટ સુત પંચઅંડના બહાર બિરાજમાન છે.

નવમાસુત કુર્મઈજી ( બ્રહ્મઅંશ ) પાંચમા તેજ અંડના બહાર અક્ષયદ્વીપમાં વાસોછે. જે સત્યપુરૂષના ભંડારી ( જેમાં દરેકચીજનો ભંડારછેતે. ) ગણાયાછે. તેથી જગતઉત્પત્તિમાં તેમને મુખ્ય ગણ્યાછે. તેમનું વિવેચન પણ આ ચાલુ ગ્રંથમાં આગળ આપવામાં આવેલુંછે.

એ શિવાયના સપ્ત સુત ( બ્રહ્મઅંશ ) સત્યપુરૂષના પહોપદ્વીપપરએક તથા ૬૭ શાખા દ્વીપોમાં બીરાજમાનછે. એ મુજબ સોલસુત પ્રગટ થયા તેમની હકીકત સ્થુલરીતે આપેલીછે. પાંચમાં મુખ્ય સુત અચિંત અંશથી ચોદઅંશ ગુપ્ત ( મુની ) નિર્માણ કર્યાછે. તેમનું વિવરણ અચિંત અંશના સંધિ સુર્તિના પેટા ભાગમાં દર્શાવેલુ છે. તેથી જાણવામાં આવશે. જેમને સંધિ ( સનંદ છાપ ) નો ભેદ આપ્યોછે. એ સંધિનું વિવરણ નીચે મુજબ

ઇચ્છાસુર્તિ તથા મુલસુર્તિના થવાથી. સપ્ત સંધિ ( સનંદછાપ ) પ્રગટ થઇછે. તેનું પ્રમાણ નીચેમુજબ -

## ચોપાઈ

અમોલ પારસ સુર્તિકો દીના, સપ્ત સંધિ પ્રગટ કરલીના
સપ્ત સંધિ જબ ગુપ્તહી પેખા, પીછે સોહંશબ્દ વિશેખા
મીહર સુર્તિ અજર લોક બનાઇ, તામે સાતો સંધિ છુપાઇ
સાતો સંધિ ઉહાં લે રાખા, સગ્રંથ ભેદ ગોઇ કછુ ભાંખા
સાતો સંધિ ગુપ્ત છિપાવા, તાકો અંત કાહુ નહિ પાવા

મીહર લોક સંબિન કહ દીના, આપન વાસ નિરંતર લીના
નીરંતર ગુપ્ત ઠીકા બનાઇ, તામહ પુરૂષ રહે છીપાઇ
( સર્વજ્ઞ સાગર )

એ મુલઇચ્છા સુર્તિને અમોલબુંદ પ્રાપ્ત થવાથી સપ્તસંધિ ( સનંદ છાપ ) શબ્દ સુર્તિ જ્ઞાનનો ભેદ જાણવા માટે પ્રગટ કરી અજલોકમાં ગુપ્ત રાખ્યો. એ સનંદ છાપનો છુપો ભેદ સદ્‌ગુરૂ કબીર સાહેબ પાસેછે. તેઓશ્રીએ ચાર સુર્તિ-અંશ ચારે ગુરૂને ગુરૂવાઇ આપેલી તે સમયે તેમને આપેલોછે. તેથી ચારે ગુરૂએ જગત્‌માં પ્રસીદ્ધ કરી, અંકુરી જીવોને મુક્તિમાર્ગ દર્શાવેલો છે. તે સનંદ છાપના પ્રતાપથી ત્રણે પાંજીઘાટ દ્વારે અંકુરો અંશ સત્યલોક વાશી થાયછે. એ ત્રણ પાંજીઘાટમાં શ્રેષ્ઠ પાંજી પાતાલમા છે. જ્યાં જલરંગજી સુત ( બ્રહ્મઅંશ ) ચંદ અંશસહ બીરાજેલાછે. પાંજીઘાટના માર્ગ રોકી બેસનાર, તથા તે પાંજીઘાટ માર્ગ ખુલ્લો કરી, હંસને સત્યલોકવાશી કરાવનાર કોણછે તેનું વિવરણ પણ આગળ દર્શાવવામાં આવેલુ છે. એસંધિ ગુપ્ત થયા બાદ સોહં શબ્દ તથા સોહં સુર્તિ પ્રાગટ્ય થયેલીછે.

એ મુજબ ઇચ્છા સુર્તિથી અનેક રચના પ્રગટ થઇ તેમાં અમીનો પ્રવાહ થતાં તેમજ સ્વાસાસારનો પ્રવેશ થવાથી મકતાર જોહં-સોહં ડોરી, તથા અમીઅંકથી જોહં-સોહં શબ્દ પ્રગટ થયો. એ જોહં ડોરની સાતમા સોહં સ્થાન ઉપર નાલ બંધાઇછે, અને સાતમા ઇચ્છા સોહંસ્થાનપર પાંચનામ પૈકી જોહં શબ્દની ગર્જના થઇ રહી છે. એ સુર્તિના સાથે અંકુર તથા મુલ સુર્તિના સંબંધછે. તેથી અંકુર ઇચ્છા તથા મુલ ઇચ્છા પણ ગણેલી છે. એ મુજબ ત્રણ સુર્તિથી રચના થઇ. હવે ચોથી સુર્તિ સોહં પ્રગટ થયેલીછે. તેનુ વિવરણ સપ્તમ રત્નઃમાં દર્શાવવામાં આવ્યુંછે.

ચોપાઈ

તીન સુર્તિકી એતી રચના, ચોથે સોહં કહે અમૃત બચના
સુર્તિ અભય બુંદ તીન પાવા, તેહીમે આઠ અંશ ઉપજાવા
( સર્વજ્ઞ સાગર ).

—ષષ્ટમ્-રત્નઃસંપુર્ણ—

## ચોપાઇ

પ્રથમ સહજ દુસર અંકુર ઉત્પાની, તીસરે ઇચ્છા ચોથે સોહં ઠાની
સોહં સોહં ક્ષીન બધાના, આઠ અંશ તીનતે નિરમાના
ચાર ગુપ્ત ચાર પ્રગટ પસારા, આપ સરૂપમીલ આઠોઅમીઅપારા
તીનકે બીજ બીજ પરસાના, ચાર અંશ ભયે સૃષ્ટિ બંધાના
ચાર અંશ ભયે મુક્તિ પ્રમાના. તેહીકો ભેદ કોઇ નહી જાના
અંશહી અંશ કાહુ નહીં દેખા, શબ્દ સ્વરૂપી સબોહો પેખા
આઠ અંશ ભયે એકહી ધામા, કર્તા સૃષ્ટી ધરે યેહી નામા
તેહીકી સનંદ કહો અબભાઇ, જેઠા અંશ અચિન્ત હે ભાઇ
પંચહી અંડ આઠ ભયે અંશા, સાતસુર્તિ એકોત્તર વંશા
ચારહી અંડકા એક વિચારા, દો કરીકા ભેદ અપારા
એક અંશ કોઇ પાર ન પાવે, સદ્ગુરૂ નીજહી ભેદ બતાવે

( કબીર બાની )

પ્રથમ સહજસુર્તિ, બીજી અંકુરસુર્તિ, ત્રીજી ઇચ્છાસુર્તિ, ચોથી સોહં સુર્તિ. જ્યારે સોહં સુર્તિ પ્રગટ થઇ તેનાથી આઠઅંશ ( ચારમુખ્ય-સુત શિવાયના ) પ્રગટદર્શાયા તેઓના નામઃ-

( ૧ ) હિરામ્બર ( વિહં ) સુર્તિ-અંશ જે સહજસુત ( બ્રહ્મઅંશ ) નાસુર્તિઅંશ ગણાયાછે, ને સુમતઅંડના રાજ્યના મુખ્ય-કારભારી છે.

( ૨ ) અકહ ( કોહં ) સુર્તિ—અંશ જે અંકુરસુત ( બ્રહ્મઅંશ )ના સુર્તિ—અંશ ગણાયાછે, ને ક્ષમા અંડના રાજ્યના મુખ્ય કારભારી છે.

( ૩ ) જોહં ( જોહં ) સુર્તિ—અંશ જે ઇચ્છાસુત ( બ્રહ્મઅંશ ) ના સુર્તિઅંશ ગણાયાછે, ને ધીરજઅંડના રાજ્યના મુખ્ય કારભારી છે.

( ૪ ) અચિંત ( સોહં ) સુર્તિઅંશ જે સોહં સુત ( બ્રહ્મઅંશ ) ના

સુર્તિઅંશ ગણાયાછે, ને સત્યઅંડના રાજ્યના મુખ્ય કારભારી છે.

( ૫ ) અચિંત સુત ( બ્રહ્મ—અંશ ) જે પાંચમા તેજઅંડના મુખ્ય શ્રેષ્ઠ રાજ્યાધિકારી છે જેમના અંડમાં ત્રણ મુખ્ય સુત ( બ્રહ્મઅંશ ) ( ૧ ) અક્ષર ( ૨ ) યોગમાયા ( અષ્ટંગી ) (૩) પ્રેમઅંશ (નિરંજન—ધર્મરાય) મળી ત્રણ મુખ્ય કારભારી ગણ્યા છે.

( ૬ ) અક્ષરસુત ( બ્રહ્મ-અંશ ) ( ૭ ) યોગમાયા (અષ્ટંગી) સુત ( ૮ ) પ્રેમઅંશ ( નિરંજન—ધર્મરાય ) એ ત્રણ મુખ્ય સુત અચિન્ત સુત ( બ્રહ્મઅંશ ) ના તેજ અંડમાં સુર્તિઅંશ ગણાયાછે. ને ત્રણે સુત ( બ્રહ્મઅંશ ) તેજ અંડના મુખ્ય કારભારીછે.

ઉપર દર્શાવેલા ચાર મુખ્યસુત ( બ્રહ્મ—અંશ ) તથા ચાર સુર્તિઅંશ મળી આઠઅંશ સોહં સુર્તિના ગણાયા ને પંચઅંડના માલીક (કારભારી) થયા તેમાં ચારગુપ્ત--ચારમુખ્યસુત (સહજ-અંકુર-ઇચ્છા- સોહ) ના ચાર સુર્તિઅંશ ( ૧ ) હિરામ્બર ( ૨ ) અકહ ( ૩ ) જોહં ( ૪ ) સુક્તિ--મુક્તિદાતા થયાને ચાર પ્રગટ ( ૧ ) અચિન્ત સુત ( ૨ ) અક્ષર સુત ( ૩ ) માયા ( અષ્ટંગી ) ( ૪ ) નિરંજન ( પ્રેમસુત ) જગતમાં સૃષ્ટીનું બંધાણ કર્તા થયા. એ મુજબ અષ્ટ અંશ શબ્દ સુર્તિથી શબ્દ સ્વરૂપી દેહના થયા છે ને સપ્તસુર્તિનાગણાય છે.

( ૧ ) સહજ સુર્તિ- હિરામ્બર અંશ ( ૨ ) અંકુરસુર્તિ- અકહઅંશ (૩) ઇચ્છા સુર્તિ-જોહં અંશ (૪) સોહં સુર્તિ સુક્રીતઅંશ (૫) અચિન્તસુર્તિ- અચિન્ત સુત ( ૬ ) અક્ષર સુર્તિ--અક્ષરસુત ( ૭ ) નીરંજન ( પ્રેમ ) સુર્તિ નીરંજન સુત ( ૮ ) માયા સુર્તિ -યોગમાયા ( અષ્ટંગી ) સુત એ સપ્તસુર્તિના આઠઅંશછે તે પંચ અંડના કર્તાહર્તા થયા. તેમાં તેજઅંડના કારભારી શિવાય ચાર અંડના ચાર માલીકોનો એકજ વિચારછે. પંચઅંડના કારભારી થયાબાદ. તેમના એકસોને એક વંશ પ્રગટ થયાછે તેનું વિવરણ આગળ અંડના વિવરણ

માં દર્શાવેલું છે. મુખ્યસુત ચાર તથા ચાર સુતિઅંશને કેવી રીતે રાજ્ય કારભાર મળ્યો તેનું પ્રમાણ દર્શાવવામાં આવેછે:—

**ચોપાઈ**

નામ અવિગત એક ખેલ બનાવા, હંસ સ્વરૂપ પંચ ઈંડહી આવા
તેજ અંડ અચિંતકા [illegible]. પ્રથમો સુતિ ઉત્પન્ન કીના.
જોઈંગ અંશ દુસર ભયે ભાઈ, નીરંજન અંડ લીન ભેદક પાઈ
તીસર અંશ અકહ નિમાઈ, ક્ષમા અંડ લીન ભેદક પાઈ
ચોથે અંશહે સુક્રીત સારા, સત્ય અંડહે તાહી પસારા
પાંચો અંશ હિરંમ્મર ભાઈ, સુમંત અંડ તીન ભેદક પાઈ
ઈહ અંશ હો કલી ગમાનિ, તીનકો ભેદ કોઈ ગુરૂગમ જાને
[illegible] અંશ નિરગુણ અવતારો, તે સબ અંડકિ ભયે કડિહાર

**સાખી.**

એતી ઉત્પન્ન ચાર સુતિકી, બીજા બીજા પ્રકાર
કહે કબીર ધર્મદાસસે, આગે વંશ પસાર
(કબીર બાની)

ઉપર દર્શાવેલા પ્રમાણથી પંચઅંશ પંચ અંડના માલીક બન્યાને બે કલીમાં બે અંશ (અક્ષર—માયા) નો વાસો તેજ અંડના પેટામાં રહી ત્રીજા અંશ નીરંજન-નિરાકાર-ત્રિગુણ ગણાઈ સર્વસૃષ્ટી (ત્રિલોકય) ના શ્રેષ્ઠ કડહાર (અધિકારી) થયા. એ બાબતનો પુર્ણ ભેદ ગુરૂગમથી સત્ય માર્ગ ગ્રાહ્ય કર્યા શિવાય મળીશકતો નથી. એ મુજબ ચાર સુતિની ઉત્પત્તિ બીજા બીજા પ્રકારે કરી હવે એ અંશમાં અકસોને એક વંશ કયા થયા તે જાણવાની પણ જરૂરછે તેથી તેનું સવિસ્તર વિવરણ અષ્ટમ રત્નઃ માં દર્શાવેલું છે.

—સપ્તમ—રત્નઃ સંપૂર્ણ—

# અષ્ટમ્—રત્ન:

## ચારે-સુર્તિઅંશ ચારે અંડના માલીક થયા, તથા તેમના વંશ, શુદ્ધવેદ અધિકાર, તથા ગુરવાઈ પ્રદાન થયાનું વિવરણ.

### ચોપાઇ

ચારસુર્તિકા ભેદહૈ ન્યારા, ના સમ બોલી કહું ભંડારા
તીનકી સનંદ એકહૈ ભાઇ, તેહી સનંદ લે લોક સિધાઇ
જ્ઞાન તાકી ચારો બાની, પાંચ સમર્થકે પાંચસમાની
ચારી ગુરૂ ચારહે બાની, પાંચે શબ્દ સુર્તિ સહિદાની
પાંચો ભેદહૈ અગમ અપારા, ઇહ પાંચો સર્વાંગ બિચારા
ચાર અંશ ચાર અંડ પ્રમાના, એકહી સનંદ એક બંધાના
ચારગુરૂ રહૈ જગમે આવા. તીન ભવસાગર પંથ ચલાવા
(કબીરબાની)

ગત રત્નમાં દર્શાવ્યા મુજબ ચાર અંડના ચારસુર્તિ અંશના એક મત તથા એકજ સનંદછે. તેનો ભેદ ગુરૂમાર્ગથી પ્રાપ્ત થાયછે. કેમકે જેનો ભેદ અગમ અપારછે. એ ચાર સુર્તિ અંશને સદ્‌ગુરૂ કબીરસાહેબ દ્વારાએ સ્વસંવેદ (શબ્દ-સુર્તિ) નુ તથા ચાર શુદ્ધવેદ ભણી સનંદ છાપનું જ્ઞાન પ્રાપ્ત થયેલુંછે. જેથી એ પાંચે વેદનો પણ ભેદ અગમ અપાર છે. તે સદ્‌ગુરૂના વચન વાણી દ્વારે જ્ઞાન સત્સંગ સમાગમથી પ્રાપ્ત થાયછે. એચાર સુર્તિઅંશ ચારેઅંડના રાજ્યના મુખ્ય કારભારીછે ને તેચારે યુગમાં પ્રગટ થયેલાછે. ને ચારેને ચારે યુગમાં ચારે દિશાની ગુરવાઇ પ્રદાન થઇછે. તેમજ સ્વસંવેદનુ જ્ઞાન તથા ચારશુદ્ધ વેદવાણીનો અધિકાર આપેલાછે. તેમના બાવન વંશ પ્રગટ્યાછે. તે તથા ચાર મુખ્ય ગુરૂ જગતમાં બોધ આપી અંકુરી જીવોને સત્યપુરૂષના સત્યલોકમાં પહોંચાડનાર મુક્તિદાતા થયેલાછે. ને ચારે યુગમાં જુદા જુદા ચારનામથી સત્યપંથ ચલાવ્યોછે ઇત્યાદિ. એ ચાર સુર્તિઅંશના અંડ, વંશ, વાણી

જુદા જુદા ચારનામથી ચારે યુગમાં પ્રગટ થએલા, તે તથા ચાર ગુરૂને સ્થાનાપન્ન નીમી ગુરવાઇઆપી, કયાં પંથ ચલાવ્યો, કયાં પ્રગટ થયા તથા કયા વેદના અધિકાર મળ્યા તેનું એકંદર વિવરણ પ્રમાણ સહ નીચે આપેલુંછે:—

ચાર સુર્તિઅંશનીમુખ્ય રાજ્યધાની તથા તેમના વંશનુ પ્રમાણઃ—

ચોપાઇ

ધીરજખંડ જોહંગ હે અંશા, સોલહ તીનંકે ઉપજ્યો વંશા
પાલંગ પચિસ તાસુ વિસ્તારા, પતાલપાંજી તીનંકા બેઠારા
તીસરો ખંડહી ક્ષમા બખાની, અકહઅંશ તીનકી રાજધાની
અકહ અંશ તે સતાવીશ વંશા, તીનંકે ઓર સકલહે અંશા
ચોથા સત્યખંડહે ભાઇ, તાતે સુકીત અંશ નિરમાઇ
વંશબ્યાલીસ હે કડિહાર, તીનકી નંદ ચલે સંસારા
પાંચોખંડ સુમંત નિર્માઇ, અંશ હિરામ્બર બેઠક પાઇ
તીનંકે વંશ સાત પરવાની. યહ સબ ભેદ લેહો પહિચાની

(કબીર બાની)

કયા કયા યુગમાં કયા નામથી પ્રગટ થયા ને શિષ્ય થયા તેનું પ્રમાણઃ—

ચોપાઈ

સત્યયુગ શિષ્ય સહતેજી કહાયે, દ્વાપુર ચતુભુજ નામ સુનાયે
ત્રેતા શિષ્ય બંકેજીભાઇ, કલિયુગમહ ધર્મદાસ ગોસાંઇ

(જ્ઞાન બોધ)

કયાં પ્રગટ થયા વેદ અધિકાર મળ્યાને ગુરવાઇ ગાદાઇ, ને પરનાલિકા બંધાઇ તેનું પ્રમાણઃ—

પ્રથમ ધર્મદાસ તુમ ભાઇ, વંશ બ્યલીસ હે અધિકાઇ
જંબુદ્વીપ બાંધુ બૈઠાઇ, દેહી પાન ભર્તખંડમે પંથ ચલાઇ
ઉત્તર દીશા તીનકી ગુરવાઇ, તહાં ચાલ ઋગ્વેદ ચલાઇ
વંશ બ્યાલીસ તીનંકે સારા, હંસ ખેવ ઉતારહી પારા

કોટીવાણી હમ તીનંકો દીના, જગત્ જીવ કહ નિર્મળ કીના
દુસરે સત્યઅંકેજી રાજા, સતાઇશ વંશ તીન સંગ બિરાજા
કુશદ્વીપ તીનકી ગુરવાઇ, બહુત જીવ તીન લેહી બચાઇ
પુર્વ દીશા તાહી બેઠારા, યર્જુર્વેદ તહાં મત પસારા
વંશ સતાઇશ તીનકે જાના, વાણી તીન ટકસાર બખાના
કર્નાટક એક શહેર અપારા, તહાં બૈઠી તીન જ્ઞાન પસારા
તીસરે ગુરૂ ચતુભુજ હૈ ભાઇ, દરભંગામેં પ્રગટે જાઇ
પ્લક્ષ દ્વીપ તીનકા વિસ્તારા, દક્ષિણ દીશા તાહી બેઠારા
શામવેદ તહાં મારગ જાની, ષોડસ તીનકે વંશ બખાની
વાણી મુલ તાહી હમ દીના, બહુત હંસ આપન કરલીના
ચોથે ગુરૂ સહતેજી ભાઇ, માણિકપુર મધે રહાઇ
સાલ્મીલી દ્વીપતાહી કરનામા, પશ્ચિમ દીશા અહંસો ઠામા
તહાંવા મતા અથર્વન વેદા, સાત વંશ તીનકે હૈ સેવેદા
બીજક વાણી પંથ ચલાએ, સારશબ્દ દે હંસ બચાયે

સાખી

કહેં કબીર ચારીબાની, બાની ચાર જ્ઞાન નિશાન,
ચારી પદારથ ચાર વેદ, ચારિ ગુરૂ પ્રમાન.
( અમ્બુસાગર-કબીરબાની વિગેરે )

( ૧ ) સહજ સુતિ-હિરામ્બર અંશનું વિવરણ:—

ષષ્ટમ્ રત્નમાં દર્શાવ્યા મુજબ ષોડ્સ સુત ( બ્રહ્મઅંશ ) પછી સહજસુત સુમતઅંડના શ્રેષ્ઠ રાજ્યાધિકારી ગણાયા છે. તે સહજ સુતિના હિરામ્બર અંશને પણ સુમતઅંડનું રાજ્ય મળી રાજ્ય કારભારી થયા છે. એ અંડનો વિસ્તાર પાલંગ ૬૪ છે. ને ખાસ સત્યપુરૂષના એ સુતિઅંશ હજુરમાં રહેનારા છે. તે તે લોકમાં તેમનું નામ હિરામ્બરઅંશ છે. તેમના સપ્ત વંશ છે. એ સર્વે મળી સુમતઅંડનું રાજ્ય ચલાવે છે. એમના સપ્ત ( સાત ) વંશના નામ:—

(૧) પારસ (૨) સ્વાંતિ સ્નેહી (૩) આંગસ્નેહી (૪) લહેર સિંધુ (૫) દીપકજ્યોતિ (૬) જલભાવ (૭) મસ્યાગીર.

એ મુજબ સપ્ત વંશછે. એ હિરામ્બર સુર્તિ–અંશ સત્ય(કૃત) યુગમાં ભવસાગરમાં પધારી, સહતેજી ગોસ્વામી નામ ધારણ કરી, ક્ષત્રિકુળમાં, પશ્ચિમ દિશાના ભાગમાં, સાલ્મીલીદ્વીપના માણિકપુર શેહેરમાં, પ્રગટ થયા છે. તે સમયે એ યુગમાં સદ્‌ગુરૂ કબીરસાહેબ સત્યસુકૃતજી નામ ધારણ કરી જગત્‌ના કલ્યાણ નિમિત્તે પ્રાગટ્ય થઈ, તેમને સત્યોપદેશ આપી, શિષ્ય કર્યા છે. ને સત્યસુકૃતજીએ.સ્વસંવેદ–બીજક જ્ઞાનની વાણી તેમને સમજાવી નિઃકલંકિત નિર્મળ અથર્વન વેદના અધિકારી નીમી ગુરવાઇ બક્ષીછે. જેથી સહતેજી ગોસ્વામી જગતના સચ્ચા સદ્‌ગુરૂ–ગગાઇ, સત્યપુરૂષની સત્યભકિત પ્રગટ દર્શાવી, અંકુરી જીવોને બોધ આપી સત્યપંથ ચલાવી, ઉપર દર્શાવેલા તેમના સપ્તવંશ તેમની પાછળ જગત્‌માં આવી જીવોને પરમધામ (સત્યલોક) પહોંચાડે છે. તેથી તે તથા તેમના વંશ મુકિતદાતા સદ્‌ગુરૂ કબીરસાહેબના પ્રતાપથી થયેલા છે વિગેરે હિરામ્બર—સુર્તિઅંશનું વિવરણ છે.

(૨) અંકુરસુર્તિ–અકાહઅંશનું વિવરણ—.

પહેલા રત્નમાં દર્શાવ્યા મુજબ ષોડ્સ સુત (બ્રહ્મઅંશ) પૈકી અંકુરસુત ક્ષમાઅંડના શ્રેષ્ઠ રાજ્યાધિકારી ગણાયાછે. તે અંકુરસુર્તિના અકહઅંશને પણ ક્ષમાઅંડનું રાજ્ય મળી રાજ્યકારભારી થયા છે. એ અંડનો વિસ્તાર પાલંગ ૪૨ છે. ને ખાસ સત્યપુરૂષના એ સુર્તિઅંશ હજુરમાં રહેનારાછે. ને તે લોકમાં અકહઅંશ તેમનું નામછે. તેમના વંશ સત્તાવીશ છે. એ સર્વે મળી ક્ષમાઅંડનું રાજ્ય ચલાવેછે. એ સત્તાવીશ વંશનાનામઃ—

(૧) પ્રેમ (૨) હુલાસ (૩) આનંદ (૪) વિશાખ (૫) હેત (૬) પ્રીતિ (૭) નિરખ (૮) વિવેક (૯) સુમત (૧૦) ક્ષમા (૧૨) ધીરજ (૧૨) આલ્હાદ (૧૩) શીલ (૧૪) સંતોષ (૧૫) હરખ (૧૬) બુદ્ધિ (૧૭) ભાવ (૧૮) ભકિત (૧૯)

દયા ( ૨૦ ) જ્ઞાન ( ૨૧ ) ક્રિયા ( ૨૨ ) વિચાર ( ૨૩ ) કૃપા ( ૨૪ ) સત ( ૨૫ ) ભેદ ( ૨૬ ) ઇચ્છા ( ૨૭ ) મોક્ષ.

એ મુજબ સત્તાવીશ વંશ છે. એ અકહ સુર્તિઅંશ ત્રેતાયુગમાં ભવસાગરમાં પધારી, રાય બંકેજી ગોસ્વામી નામ ધારણ કરી, કાયસ્થ કુળમાં પુર્વ દિશાના ભાગમાં, કુશદ્વીપના કર્નાટક શેહેરમાં, પ્રગટ થયાછે. તે સમયે એ યુગમાં સદ્ગુરૂ કબીરસાહેબ મુનીન્દ્રજી ઋષી નામ ધારણ કરી જગતના કલ્યાણ નિમિત્તે પ્રગટ થઇ, તેમને સત્યોપદેશ આપી શિષ્ય કર્યા છે. ને મુનીન્દ્રજી ઋષીએ સ્વસંવેદ—ટકસાર જ્ઞાનની વાણી સમજાવી નિઃકલંકિત નિર્મળ યપુર્વેદના અધિકારી નીમી ગુરવાઇ બક્ષીછે. જેથી રાયબંકેજી ગોસ્વામી જગતના સચ્ચા સદ્ગુરૂ ગણાઇ સત્યપુરૂષની સત્ય ભકિત પ્રગટ દર્શાવી, અંકુરી જીવોને બોધ આપી સત્યપંથ ચલાવી, ઉપર દર્શાવેલા તેમના સત્તાવીશ વંશ તેમની પાછળ જગત્માં આવી પરમધામ (સત્યલોક) પહોંચાડે છે. તેથી તે તથા તેમના વંશ મુકિતદાતા સદ્ગુરૂ કબીરસાહેબના પ્રતાપથી થયેલા છે ઇત્યાદિ અકહસુર્તિઅંશનુ વિવરણ છે.

( ૩ ) ઇચ્છાસુર્તિ—જોહંઅંશનું વિવરણઃ-

પષ્ઠમ્—રત્નઃમાં દર્શાવ્યા મુજબ ષોડ્સ સુત ( બ્રહ્મઅંશ ) પૈકી ઇચ્છાસુત ધીરજઅંડના શ્રેષ્ઠ રાજયાધિકારી ગણાયાછે. તે ઇચ્છાસુર્તિના જોહંઅંશને પણ ધીરજઅંડનું રાજય મળી રાજ્યકારભારી થયાછે. એ અંડનો વિસ્તાર પાલંગ ૨૫ છે. ને ચોકી પતાલપાંજી જલરંગજી સ્થાનપર-છે. ને તે લોકમાં તેમનું નામ જોહંઅંશછે. તેમના વંશ સોળછે. એ સર્વે મળી ધીરજઅંડનું રાજ્ય ચલાવેછે. એમના સોળ વંશના નામઃ—

( ૧ ) અજામુની ( ૨ ) અગમમુની ( ૩ ) હંસમુની ( ૪ ) ચંદ્રમુની ( ૫ ) છત્રમુની ( ૬ ) પુરૂષમુની ( ૭ ) અલિજીતમુની ( ૮ ) કલીક ( પ્રેમ ) મુની ( ૯ ) સીતલમુની ( ૧૦ ) શ્રીંગમુની ( ૧૧ ) કંઠમુની ( ૧૨ ) કનકમુની ( ૧૩ ) વિહંગમમુની ( ૧૪ ) ગંગમુની ( ૧૫ ) સોમમુની ( ૧૬ ) જલરંગમુની.

ઉપર દર્શાવ્યા મુજબના સોળવંશ છે. એ જોહં સુર્તિ--અંશ દ્વાપુર-યુગમાં ભવસાગરમાં પધારી, ચતુર્ભુજદાસજી ગોસ્વામી નામ ધારણ કરી, બ્રાહ્મણ ( બ્રહ્મ ) કૂળમાં, દક્ષિણ દિશાના ભાગમાં, પ્લક્ષ દ્વીપના દર્ભંગા શેહેરમાં પ્રગટ થયાછે. તે સમયે એ યુગમાં સદ્‌ગુરૂ કબીરસાહેબ કરૂણામય સ્વામીજી નામ ધારણ કરી જગતના કલ્યાણ માટે પ્રગટ થઇ, તેમને સત્યોપદેશ આપી પોતાના શિષ્ય કર્યા છે. ને સદ્‌ગુરૂએ સ્વસવેદ--મુલજ્ઞાનની વાણી સમજાવી નિઃકલંકિત નિર્મળ શામવેદના અધિકારી નીમી ગુરવાઇ બક્ષીછે. જેથી ચતુર્ભુજદાસજી ગોસ્વામી જગત્‌ના સચ્ચા સદ્‌ગુરૂ ગણાઇ સત્યપુરૂષની સત્યભકિત પ્રગટ કરી, અંકુરી જીવોને બોધ આપી સત્યપંથ ચલાવી, ઉપર દર્શાવેલા તેમના સોળવંશ તેમની પાછળ જગતમાં આવી સત્યલોક પહોંચાડે છે. તેથી તે તથા તેમના વંશ મુકિતદાતા સદ્‌ગુરૂ કબીરસાહેબના પ્રતાપથી થયેલા છે ઇત્યાદિ જોહ સુર્તિ -અંશનું વિવરણછે.

( ૪ ) સોહં સુર્તિ—સુક્રીત અંશનું વિવરણઃ—

પષ્ઠમૂ--રત્નઃમાં દર્શાવ્યા મુજબ ષોડસ સુત ( બ્રહ્મઅંશ ) પૈકી સોહંસુત સત્યઅંડના શ્રેષ્ઠ રાજ્યાધિકારી ગણાયાછે. તે સોહં સુર્તિના સુક્રીતઅંશને પણ સત્યઅંડનુ રાજ્ય મળી રાજ્યકારભારી થયા છે. તે અંડનો વિસ્તાર પાલંગ ૭૨ છે. ને ચોકી લોકપાંજી છે. સત્યપુરૂષના લોકમાં સુક્રીતઅંશ તેમનું નામછે. તેમના બ્યાલીસ ( બેંહેતાળીસ ) વંશ છે. એ સર્વે મળી સત્યઅંડનું રાજ્ય ચલાવે છે. તેમના બહેંતાળીસ વંશના નામઃ—

( ૧ ) વચનવંશ સુરામની ( મુકતામની ) ( ૨ ) સુદર્શનનામ ( ૩ ) કુલપતિનામ ( ૪ ) પ્રમોધગુરૂ—બાલાપીર ( ૫ ) કવલનામ ( ૬ ) અમોલનામ ( ૭ ) સુર્તિસ્નેહીનામ ( ૮ ) હક્રનામ ( ૯ ) પાકનામ ( ૧૦ ) પ્રગટનામ ( ૧૧ ) ધીરજનામ ( ૧૨ ) ઉગ્રનામ ( ૧૩ ) દયાનામ ( ૧૪ ) ગીર્દનામ ( ૧૫ ) પ્રકાશનામ ( ૧૬ ) ઉદિતનામ ( ૧૭ ) મુકુન્દમુની ( ૧૮ ) અધરનામ ( ૧૯ ) જ્ઞાનીનામ ( ૨૦ ) હંસમુની ( ૨૧ ) મુકિતનામ ( ૨૨ ) અજ ( અગ્ર ) મુની.

( ૨૩ ) રસનામ ( ૨૪ ) મંગમુની ( ૨૫ ) પારખનામ ( ૨૬ ) અમૃત નામ ( ૨૭ ) અંગમુની ( ૨૮ ) અક્ષૈમુની ( ૨૯ ) કંઠમુની ( ૩૦ ) સંતોષ મુની ( ૩૧ ) ચાત્રિક મુની ( ૩૨ ) અજરનામ ( ૩૩ ) દુર્ગમુની ( ૩૪ ) આધનામ ( ૩૫ ) મહામુની ( ૩૬ ) નીજનામ ( ૩૭ ) સાહેબદાસ ( ૩૮ ) ઓધ્ધવદાસ ( ૩૯ ) કરૂણાનામ ( ૪૦ ) દીર્ઘમુની ( ૪૧ ) મહામુની ( ૪૨ ) બેહંગમુની ( મુક્તામની ) એ મુજબ બેંહેતાળીસ વંશના ભીન્ન ભીન્ન નામ છે.

એ સુક્રિતઅંશ કલિયુગમાં ભવસાગરમાં પધારી, ધર્મદાસજી ગોસ્વામી નામ ધારણ કરીને વૈશ્ય ( વણિક ) કૂળમાં, ઉત્તર દીશાના ભાગમાં જંબુ દ્વીપ-ભારતખંડના " બાન્ધુગઢ " શહેરમાં પ્રગટ થએલા છે. તે સમયે એ યુગમાં સદ્ગુરૂએ કબીરસાહેબ નામ ધારણ કરી જગત્‌ના કલ્યાણ નિમિત્તે પ્રગટ થઇ, તેમને સત્યોપદેશ આપી શીષ્ય કર્યા છે. ( તેમનું વિવરણ પ્રથમ ભૂમિકામાં દર્શાવી ગયા છીયે ) ને સદ્ગુરૂ કબીરસાહેબે સ્વસંવેદ-ચૌદ અરબ કોટજ્ઞાન ( વાણી ) સમજાવી નિઃકલંકિત નિર્મળ ઋગ્વેદના અધિકારી નીમી ગુરવાઇ બક્ષી છે. જેથી ધર્મદાસજી ગોસ્વામી જગતના સચ્ચા સદ્ગુરૂ ગણાઇ સત્યપુરૂષની સત્યભક્તિ પ્રગટ દર્શાવી, અંકુરી જીવોને બોધ આપી સત્યપંથ ચલાવી, ઉપર દર્શાવેલા તેમના બેંહેતાલીસ વંશ-ગુરૂ તેમની પાછળ જગત્‌માં આવી જીવોને પરમધામ પહોંચાડે છે. તેથી તેઓશ્રી તથા તેમના વંશ મુક્તિદાતા સદ્ગુરૂના પ્રતાપથી થયેલા છે. એ બેંહેતાલીસ વંશ ગુરૂ પૈકી જગતમાં દ્વાદશમા વંશ ગુરૂ શ્રી વંશપ્રતાપ. પં. શ્રી ઉગ્રનામ સાહેબ કલિયુગમાં ( હાલ ) ગાદીનસીન છે, ને ત્રયોદશમા વંશ ગુરૂ પં. શ્રી દયાનામ સાહેબ સંવત ૧૯૫૫ માં પ્રગટ થયા છે વિગેરે સુક્રિત સુતિઅંશનું વિવરણ છે.

ઉપર દર્શાવ્યા મુજબ ચાર સુત ( સહજ-અંકુર-ઇચ્છા—સોહં ) તથા ચાર સુતિઅંશ (હિરામ્બર-અકહ-જોહં-સુક્રિત ) ને અનુક્રમે સુમતઅંડ ક્ષમાઅંડ-ધીરજઅંડ-સત્યઅંડ એ મુજબ ચારઅંડનું રાજ્ય પ્રદાન થયેલું છે, અને ચાર સુતિ અંશના ૯૨ વંશ પ્રગટ થયેલા છે. તે ચારે સુતિ અંશ તથા

વંશ ચારે યુગમાં પ્રગટ થઇને ગુરવાઇનો અધિકાર પ્રાપ્ત થતાં તે સનંદ આપથી જગત્‌ને પ્રબોધીને મુક્તિદાતા થયેલા છે. તેથીજ ચારે અંડના માલીકોની સનંદ એકજ છે. ને જગત્‌ના મુક્તિદાતા હોવાથી ચારે સુતિઅંશ તથા વંશ જગત્‌માં પધારી શ્રેષ્ટ થએલા છે.

એ ચારે સુતિઅંશ ચારે યુગમાં પ્રગટ થયા બાદ સદ્‌ગુરૂ કબીર સાહેબ પ્રગટ થઇ ચારે અંશને સત્યોપદેશ આપી ગુરવાઇ બક્ષી સ્વસંવેદ તથા શુદ્ધ ચારે વેદનું જ્ઞાન આપી અધિકારી નીમી સત્યપુરૂષના સત્યપંથનો ફેલાવો કરેલો છે. જે કોઇ જીવ તેઓશ્રીનો આશ્રય લેછે તે જરૂર મુક્તિપદ્‌ને પ્રાપ્ત થાય છે. એ મુજબ ચાર સુતિઅંશ-વંશ-અંડ વિગેરેની હકીકત છે.

—અષ્ટમ્—રત્નઃ સંપૂર્ણ—

# નવમ્—રત્નઃ

## પાંચમો તેજઅંડ—અચિંત અંશને બક્ષેલો તેનું, તથા ત્રણ મુખ્ય સુતનો તે અંડમાં સમાવેશ થયાનું વિવરણ

ગત રત્નમાં ચારે અંડના માલીકના રાજ્યનું, તથા અંશ-વંશ વિગેરેનું વિવરણ દર્શાવી ગયા છીયે. હવે પાંચમા તેજઅંડના વિવરણમાં તે અંડના મુખ્ય માલીક મુખ્ય સોળઅંશ પૈકી અચિંત સુત (બ્રહ્મ અંશ) છે. તે અંડના રાજ્યના પેટા વિભાગમાં ત્રણ મુખ્યસુત (અંશ) નો સમાવેશ છે, ને અચિંત સુતના નવ વંશ ગણાય છે. તેમાં અક્ષર સુતિ અંશ પ્રાધાન્ય અસ્તાં નિરંજન સુતિ—અંશને રાજ્યાધિકાર તેજ અંડનો મળ્યો છે. તેઓએ કુર્મસુત (બ્રહ્મ અંશ) થી કેટલીક રચના પ્રગટ કરી છે, ને બીજી કેટલીક રચના માયા (અષ્ટંગી) થી પ્રગટ થતાં નિરંજન તથા દેવ, દાનવ, મનુષ્ય ઇત્યાદિ ચોરાશી લક્ષ યોનીના જીવો

માયા શ્રુષ્ટીના કૃતિમ ઉત્પન્ન કર્યા છે. તે કેવી રીતે ઉત્પન્ન થયા, તથા તેમને કેવીરીતે રાજ્યાધિકાર પ્રાપ્ત થયો: તથા વંશ કયા કયા ગણાયા તેનું પ્રમાણ આ નીચે આપવામાં આવેલું છે.

ચોપાઇ

અચિંત સુષ્ટીકો કહોં પસારા, તેજ અંડ તીન પાયો સારા
બારહ પાલંગ અંડ વિસ્તારા, તેહીમેં પંચતત્વકે સારા
તીનકો આસન બેઠક દીના, ઇંડિ સીંખપર લોક તીતે કીના
પ્રેમ સુર્તિ તીન કીન ઉપચારા, તીનતે ભયો અક્ષર વિસ્તારા

(કબીરબાની)

અચિંત સુત (બ્રહ્મ—અંશ) ને તેજ અંડનું રાજ્ય બક્ષ્યું, તેથી શ્રેષ્ટ રાજ્યાધિકારી ગણાયા. તે અંડનો વિસ્તાર બાર પાલંગ છે. તે સોહં સુર્તિના આઠ અંશ પૈકી મુખ્ય અંશ છે. ને વોહં અમીથી ઉત્પન્ન થયેલા છે. જ્યારે તેમને રાજ્યાધિકાર મળ્યો, ત્યારે અમીનો પ્રવાહ તે અંડમાં થયો ને સ્વાસાસારનો પણ તે અંડમાં ફેલાવો થવાથી મકતાર વોહં સોહં ડોરી તથા અમી અંકથી વોહં શબ્દ પ્રગટ થયો. જે વોહં-સોહં ડોરની પાંચમા સોહં સ્થાનના ઉપર નાલ બંધાઇ છે. ને પાંચમા સોહં સ્થાનપર પાંચ નામ પૈકી વોહં શબ્દની ગર્જના થઇ રહી છે. એ અંડના શીખરપર તેમનું સ્થાન છે. તે સ્થાનને અચિન્ત દ્રીપ કહે છે. તે અંડના પેટા વિભાગમાં મુખ્ય સોળસુત પૈકી (૧) અક્ષરસુત (૨) યોગ માયા. (અષ્ટંગી) સુત (૩) નિરંજન (પ્રેમ અંશ) સુતને મુખ્ય કારભાર મળેલો છે. ને અચિંત સુતના અંડમાં નવવંશ ગણાયા છે. તેના નામઃ—

(૧) યોગ માયાથી—પરમાયા (૧) કુર્મ સુતથી—કુર્મ (કચ્છપ) (૩) અદલી અંશ અક્ષર સુતથી—શેષનાગ (૪) પ્રેમ સુર્તિથી નિરંજન (ધર્મરાય) (૫) અચલ અમીથી—આકાશ (૬) શબ્દ અમીથી—વાયુ (૭) અજ અમીથી—અગ્નિ (તેજ) (૮) અકહ અમીથી—જલ (૯) સુરંગ અમીથી—પૃથ્વી.

એ મુજબના નવવંશ અચિંતઅંશના અંડમાં મુખ્યત્વે ગણાયા છે.

અને તેથી સર્વ જગત્‌ની ઉત્પત્તિ થયેલી છે. તેમાં ત્રિદેવને પ્રાધાન્ય નીમીને રાજ્ય કારભાર જગત્‌માં ચલાવવા નિરંજને ( પ્રેમઅંશ ) નીમ્યા છે.

અચિંતસુતના રાજ્યાધિકાર સુધી પંચ કલીના પંચઅંડ ઉત્પન્ન થયા. ને બે કલી ખાલી રહી તેમાં બે મુખ્ય સુત ( અક્ષર—યોગમાયા ) ( અષ્ટંગી ) છે. એ અચિંતના પેટામાં ગણાયા છે. ને આઠમાં અંનેચ્છાથી થયેલા નિરંજન અષ્ટંગી સહ સપ્તમી કલીમાં બિરાજમાન છે. તેમણે જગત્ ઉત્પત્તિનું કાર્ય કરેલું છે. જ્યારે અચિંતસુતમાં પ્રેમ સુર્તિ સમાઇ ત્યારે છઠ્ઠી કલીમાં અક્ષરસુત ( મોહથી ) ઉત્પન્ન થયા; ને જ્યારે પ્રેમસુર્તિ અંડમાં થઇ ત્યારે નિરંજનની ઉત્પત્તિ થઇ. પ્રેમસુર્તિને મોહસુર્તિને અક્ષર સુર્તિ તથા નિર્જન સુર્તિ ગણેલી છે. તેનું કારણ તે સુર્તિના પ્રભાવે રાજ્ય મળેલું છે. એ નવ વંશ પૈકી અચિંતસુતના પંચ અંશ ( પાંચ તત્ત્વ આ-ગળ પ્રમાણમાં મુકયાં છે તે ) તથા અક્ષરસુતના ચાર -વંશ જેનું પ્રમાણ નીચે દર્શાવવામાં આવે છે. તેમળી નવવંશ અચિંત—અક્ષરના મુખ્ય પણા-થી ગણાયા છે.

**ચારવંશ અક્ષરથી પ્રગટયા. તથા તેમને રાજ્ય મળ્યું તેનું પ્રમાણઃ—**

ચોપાઈ

તીનકે પ્રેમ સુર્તિ ઘટ આઇ, તેહી પ્રેમમેં મોહસમાઈ
તેહી મોહમે અક્ષર ઉત્પાની, અક્ષર ચારીવેદ સહેદાની
પુરૂષ અચિંત આજ્ઞા તબ દીના, નિજ અંડજે એક લીના
બારહ પાલંગ અંડહે સોઇ તામે સૃષ્ટીતુમારી હોઇ
અક્ષરસુત તબ મોહમેં આઇ, તાતે અંશ ચાર નિર્માઇ
ચાર અંશ અક્ષરતે ભયેઉ, સર્વ સૃષ્ટી ભંડાર તે ઠયેઉ
પ્રથમ અંશ પરમાયા ભયેઉ, સો પૃથ્વી તત્વકો બીજ નિર્મયેઉ
દુસરે કુર્મદ ભયા અવતારા, જીન સર્વ પૃથ્વીકા લીનો ભારા
તીસરે અદલીઅશ નિર્માયે, રસના સહસ્ત્ર તીનતે નિર્માયે
ચોથે અંશ ભયે ધર્મરાઇ, જીન પાપ પુણ્યકો લેખા પાઇ

( કબીર બાની, સર્વજ્ઞ સાગર )

ઉપર દર્શાવ્યા મુજબ તે અંડમાં ચાર વંશ અક્ષરસુતના ગણાયા, ને ચાર વેદનો અધિકાર અક્ષરસુતને સોંપ્યો. તેમજ અક્ષરસુતને તેજ અંડનો મુખ્ય રાજ્ય કારભાર અચિંતસુતે આપ્યો છે. તે અંડના રાજ્યમાં મુખ્ય સ્થાન પ્રથમ આરણ્યદ્વીપ અક્ષરસુતને મળ્યું. જેથી અમીના પ્રવાહથી તથા સ્વાસાસારના સંયોગથી જલતત્વનું સ્થાન આરણ્યદ્વીપપર પ્રગટ્યું. એ સ્થાનને ચોથુ અક્ષર સોહં સ્થાન ગણેલું છે. એ સ્થાનપર જલપર તરતો તરતો તેજ અંડ (જે અંડ અધ્ધર ઉત્પન્ન થયેલા તે પૈકી પાંચમો) આવી પહોંચ્યો. જેમાં નિરંજન—નિરાકાર ગુપ્તરીતે વાસો હતા, તેમની ઉત્પત્તિ નીચેના પ્રમાણ મુજબ છે —

## ચોપાઇ

ચારી અંશ અક્ષર તે ભયેઉ, ચૌર અંશ ચાર મત ઠયેઉ,
ચારી અંશકો દેખી ભુલાના. તબ અક્ષર ઘટમાંહી સમાના
તબ સમ્રથ અવિગતિ એક કીના, પુરી નીંદ અક્ષરકો દીના
ચૌસઠ યુગ લો સોયે સીરાઇ, તોં લો કેલ—સુર્તિ ઠહરાઇ
સમ્રથ સુર્તિ જલ તત્વ સમાની, કેલ અંડ કીન્હ ઉત્પાની
તેહી પીછે અક્ષર પુની જાગા, મોહ તત્વ ભયે અનુરાગા
અંડ દ્રષ્ટિમેં દેખ્યો ભાઇ, બ્યાકુલ ભયે યહ કીન નીર્માઇ
સમ્રથ છાપ અંડ શીરદીના, અક્ષર છાપ દેખી સો લીના
તેહી અંડમે ઉત્પત્તિ ભુપા, નામ નિરંજન જ્યોતિ સ્વરૂપા
સોઇ અંડ જલમેં બિહરાના, જીનકો વેદ નારાયણ માના
તહાંવા જ્યોતિ નિરંજન ભયેઉ, તીનકો સબ જગ કર્તા કહેઉ
અક્ષરસુર્તિ સમ્રથકી બાની, તેહી ગુણ કેલ ભયે ઉત્પાની
નિરંજન નામ અક્ષરને ભાંખા, સમ્રથ શબ્દ હૃદય મહ રાખા
સમ્રથ શબ્દ તે અક્ષર ઠહરાઇ, અચિંત ભેદ નહીં પાવે ભાઇ

(કબીર બાની)

તબ સત્યગુરૂ એક અવિગતિ કીના, જલતત્વ અંડ તબ દીના

જબ અંડા જલમેં ઉતરાના, તબ અંતર નિંદ્રા બિલગાના
અક્ષર મનમે કીન્હ બિચારા, વિકલ ભયે તબહી પગુધારા
ચલે ચલે અંડા લગ આવા. દેખી અંડ ક્રોધ ઉપજાવા
સોઇ ક્રોધ અંડમેં આવા. તેજ શક્તિ તાકર પ્રભાવા
તેહી કારનસેં ફુટયો ભાઇ, તેહી તે નિરંજન ઉપજાઇ

( સર્વજ્ઞસાગર )

જ્યારે અક્ષરસુત આનંદમાં નિમગ્ન થઇ નિદ્રાના વશીભુત થયા, ત્યાં આગળ જલ ઉપર તરતો તરતો તેજઅંડ અક્ષરના સામિપ્ય આવી પહોંચ્યો. એ સમયે અક્ષરસુત નિદ્રાવસ્થાથી ચૈતન્ય થયા, જેથી અંડ દ્રષ્ટિગોચર થતાં તે અંડપર એક લેખ અલૌકીક એવો લખેલો જણાયોકે, " એક અંશને અમે મોકલ્યા છે, તે જ્યાં સુધી આવે ત્યાં સુધી અમને આવવા દેવા; તે અંશ ત્રિલોકય ભવસાગરનું રાજ્ય સતર અંસખ્ય ચોકડી યુગ સુધી પોતાના પ્રભુત્વ પણાથી કરશે. જ્યારે તેટલી મુદત ભવસાગરનુ રાજ્ય કરી લેશે, ત્યારે તે તમારામાં આવી સમાશે. તે સમયે સર્વ મનુષ્ય મુકિતપામશે. પણ નિર્માણ કરેલા સમય સુધી સર્વ જગતને પોતાના પ્રભુત્વ પણાના ગર્વથી પોતાના બંધનમાં રાખી સ્વતંત્ર રાજ્ય કરશે. " ( તે અંડ અચિંતને બક્ષેલો હતો તેજ હતો ) એ અંડ ઉપરનો લેખ જ્યારે અક્ષરસુતે વાંચ્યો, ત્યારે તુરતજ વોહ અમી તથા સ્વાસોસ્વાસના પ્રભાવથી તથા પ્રેમ-સુર્તિના આશયથી તે અંડ ફુટયો. ને તેમાંથી પ્રેમ-સુત જેને નિરંજન નિરાકાર કહેલા છે તેમની ઉત્પત્તિ થયેલી છે. તેથીજ તે અંડમાં તેમનો સમાવેશ ગણેલો છે. એ નિરંજન તેજ અંડના ફુટવાથી પ્રગટ થયા. જેથી તેમનો સ્વભાવ ઉગ્ર તેજસ્વી અને ક્રોધી છે. કબીર મન્હુર, કબીરવાણી, સર્વજ્ઞસાગર ઇત્યાદિમાં એબાબતનું સવીસ્તર વિવરણ આપેલું છે અત્રે તેનો સારાંશજ દર્શાવેલો છે.

તેજઅંડથી નિરંજનની ઉત્પત્તિ થયેલીછે. તે અંડની સુચના ઋક્‌વેદના ઉપનિષદ્‌માં આપીછે કે, જલપર એક અંડાની પ્રતિમા પ્રગટ થઇ. એ પ્રતિમા સ્થીર હતી તે અંડના મુખ સ્થાનપર એક છિદ્ર પ્રગટ થવાથી,

તેના મુખ દ્વારે અગ્નિ ( તેજસ્વી ) પ્રગટ થયો અને નેત્રના દ્વારે બે છિદ્ર પ્રગટ થઇ, તેમાંથી પચજ્ઞાન તથા ક્રિયા પ્રક્રિયા ઉત્પન્ન થઇ. એ અંડાની સુચના મનુ સંહિતાના પહેલા અધ્યાયમાં લખીછે કેઃ—

तदंडम भवद्धमं सहस्त्रां शुसम प्रभम
तस्मि अझे स्वयं ग्रह्मा मर्व्र लोक पितामहः

એ અંડથી બ્રહ્માજી ઉત્પન્ન થયા. તે સર્વ જગત્‌ના પિતા તથા સર્વ પિતાના પણ પિતા છે. એ સર્વથી શ્રેષ્ઠને તેમની માયાથી સર્વ સંસારછે.

એ શિવાય તૌરિત ( મુસલમાની ) પુસ્તકમાં લખ્યુંછે કે, સર્વથી પહેલાં જળ હતું. તે જલપર જગદીશ્વરનો આત્મા કબુતરની સાદ્રશ્ય પ્રેરણા કરી ફરતા હતા.

એ શિવાય જમ્બુર ( મુસલમાની ) પુસ્તકમાં જાણાવ્યુ છે કે, જલપર પરમેશ્વર ગાજી રહ્યાછે.

શ્યામવેદમાં દર્શાવ્યુ છે કે, એક અંડના બે ભાગ થયા. તેના એક ભાગમાંથી પ્રૃથ્વી ને એક ભાગમાંથી આકાશ ઉત્પન્ન થયાં. તેમજ તે ભાગમાંથી સ્ત્રી પુરૂષ ઉત્પન્ન થઇ તેમણે જગત્ ઉત્પન્ન કર્યું છે.—

યોહન્ના ઇંજીલ પુસ્તકમાં જણાવ્યુંછે કે, એ અંડ જગત્ ઉત્પન્ન કરનારછે. ને તેજ–શબ્દ છે. તે અંડ આદિ ઉત્પન્ન થયું, ને પ્રથમ બ્રહ્મ યા બ્રહ્મા ગણાયા. ( કબીર–મન્સુર ઇત્યાદિ )

સદ્‌ગુરૂ કબીરસાહેબની સ્વસંવેદ–વાણીમાં જણાવ્યું છે કે, નિરંજન તેજ અંડથી ઉત્પન્ન થયા છે. તેથી તેમનામાં તેજસ્વી ઉગ્ર ( ગરમ ) સ્વભાવ હતા. ને ઘણા નામથી મશહુર છે. સર્વથી પહેલું નામ પ્રેમસુત ( બ્રહ્મઅંશ ) નિરંજન—નીરાકાર—ધર્મરાય છે. ત્યારબાદ ઘણા નામથી સર્વ જગત્‌ના જાણવામાં આવ્યા. તે નામ નીચે મુજબઃ—

કૈલ, અહંકાર, ૐકાર, નિરંકાર, નિર્ગુણ, બ્રહ્મ, બ્રહ્મા, અદ્વૈત, કેશવ, નારાયણ, હરિહર, વિશ્વંભર, વાસુદેવ, જગદીશ, જગન્નાથ, જગત્પતિ,

રાજેશ્વર, પરમેશ્વર, ઇશ્વર, વિશ્વનાથ. ખુદા, અલ્લાહ, કરીમ, ખાલિક, રબ્બ, રબ્બિલઆલ્મીન, હક્ક ઇત્યાદિ નામો પણ પ્રેમઅંશ--નિરંજન--ધર્મ-રાયના છે. તેમની પ્રસંશા, સ્તુતિ, પુજન, વંદન આખુ જગત્ ( ત્રિલોક્ય ) વેદ, શાસ્ત્ર, પુરાણોના આધારે કરી રહેલું છે. પણ આગળ દર્શાવી ગયેલા વિવરણોના ઉત્પત્તિ સંબંધનો ભેદ કોઇના પણ જાણવામાં આવેલો નહોવાથી આખા જગત્‌માં ધોખો ફેલાઇ રહેલો છે પણ જે કોઇ પુર્વ—અંકુરી અંશ હોય છે તે સદ્‌ગુરૂનો સત્ય શબ્દ ગ્રાહ્ય કરે છે, ત્યારે તે આદિપુરૂષના સત્યલોકમાં જવા સદ્‌ગુરૂના પ્રતાપથી તથા કૃપાથી સાનુકૂળ થાય છે.

અચિંતસુત ( બ્રહ્મઅંશ ) ના અંડમાં નવ અંશ વંશ પ્રગટ થયા, તે અવર નવર ઉત્પન્ન થયેલા છે. એ અચિંતસુતને શબ્દાતીત પણ કહે છે, ને અક્ષરસુતને અક્ષરાતીત તથા માહાવિષ્નુ ઇત્યાદિ પણ કહે છે. અચિં-તસુતની સન્ધિ—સુર્તિથી ચૌદઅંશ મુની પણ પ્રગટ કરી ગુપ્તરીતે પતાલ-પાંજીના ઘાટે જલરંગજીનાપાસે મુકયા છે. તેમને સનંદ છાપનો ભેદ મળેલો છે. તે અંશ—ગુપ્ત છે તેથી વંશની ગણત્રીમાં તે નથી. પ્રથમ ચાર અંડના ૯૨ તથા તેજ અંડના ૯ મળી એકંદર ૧૦૧ વંશ ઉત્પન્ન થયા છે. એટલે પાંચઅંડમાં કુલ આઠઅંશ, સપ્તસુર્તિ, અને ૧૦૧ વંશનો સમાવેશ થયો છે. તેનું પ્રમાણઃ—

### ચોપાઇ

પાંચહી અંડ આઠ ભયે અંશા, સપ્તસુર્તિ અંકોત્તર વંશા
ચારઅંડકો એક વિચારા. હોઇ કરીકો ભેદ અપારા
એક અંશ કોઇ પાર ન પાવે. સદ્‌ગુરૂ નીજહી ભેદ બતાવે

### સોરઠા

બુદ્ધ હેત ભયે સાત, અષ્ટમ નાસ્તિક હેતહે
સ્વસંવેદ વિખ્યાત. તીનતે સબ રચના ભઇ

( કબીર બાની )

એ મુજબ પંચખંડ, આઠઅંશ, સપ્તસુતિ તથા એકસોને એક વંશનુ વિવરણ આવી ગયુ છે. જેમાં સપ્તઅંશ શ્રેષ્ઠ છે. અને ઇચ્છાથી આઠમા અંશ નિરંજન ઉત્પન્ન થયા છે. તેમણે જગત્ ઉત્પત્તિના શું શું કાર્યો આરંભ્યા તે આગળ દર્શાવવામાં આવેલાં છે.

—નવમ્—રત્નઃ સંપૂર્ણ—

# દશમ્—રત્નઃ

## અક્ષયકમળ, સ્વાસાસાર, સમસર પવન, અને અમીથી થયેલી રચના, દ્વીપો, નાલો, સુરંગો, સોહં-ડોરી, સોહ-સ્થાનસુર્તિઓ, પાંજીઘાટ, અક્ષયવૃક્ષ, સરોવર, સિન્ધુ, ઇત્યાદિનું વિવરણ

ચોપાઇ

પ્રથમહી પુરૂષ શબ્દ પ્રકાશા, દ્વીપ લોક રચી કીન્હ નિવાસા
પહોપદ્વીપ કીમ કરવ બખાના, આદિપુરૂષકા જહાં અસ્થાના
કમલ અસંખ્ય ભેદ કહ જાના, તહાંવા પુરૂષ રહે નિરબાના
સપ્ત પપુરી કમલ નિવાસા, તહાંવા કીન્હ આપ રહી વાસા
દ્વીપ અનેક ઓ કરી અનેકા, પાચર દ્વીપ હંસકો થેકા
ચારિ કરીહે સબસેં સારા, શોભા તહાં રૂપ અપારા

(જ્ઞાનસાગર-કબીરબાની)

પ્રથમ જ્યારે સત્યશબ્દ પ્રગટ થયો, ત્યારે અક્ષય સુતિ કમલનો પહોપદ્વીપ ઉત્પન્ન થયો; જ્યાં આદિપુરૂષ (સત્યપુરૂષ) નું ગુપ્ત સ્થાન છે. એ અક્ષય સુતિ કમળની અનંત પાંખડીયો (કલીઓ) છે. જેમાંની સપ્ત કલીઓથી સર્વ રચના પ્રગટ થઇ છે. અને બીજી જે અનંત રહી તેના દ્વીપો ઉત્પન્ન કર્યા એ સપ્ત કલી પૈકી ચાર કલીઓ હતી તેના ચાર બ્રહ્મખંડ

થયા, તે કલીએ સર્વથી શ્રેષ્ઠ છે; તે ચાર કલીઓપર અક્ષય સુર્તિ કમળનું મૂળ પહોપદ્વીપ છે. ત્યાં અક્ષયવૃક્ષનું મૂળ છે. જ્યાંથી સ્વાસાસાર, તથા અમીનો પ્રવાહ તેમજ સપ્તસુર્તિઓ ઇત્યાદિ ઉત્પન્ન થતાં દ્વીપો, નાલો, સુરંગો અંશ, વંશ ઇત્યાદિ સર્વ રચનાઓ પ્રગટ થયેલી છે. જેનું કેટલુંક વિવરણ પાછલા રત્નોમાં આવી ગયું છે. ને જે કાંઇ બાકી છે તે આ ચાલુ રત્નમાં દર્શાવવામાં આવે છે.

પ્રથમ સ્વાસાસાર સુર્તિ કમળમાં થયો. જેથી સર્વ પંખુરીઓમાં ફેલાતાં સમસર સુગંધ યુક્ત પવન પ્રવેશ થતાં કમળ પ્રફુલીત થઇ સર્વ દ્વીપો, નાલો, તથા સર્વ રચનામાં ફેલાતાં, આધાર બન્યો અને સત્યશબ્દથી નિઃઅક્ષર સ્વાસાસારને ટેકો મળ્યો છે. ત્યાં પ્રમાણ.-

ચોપાઇ

સત્યલોકહે અધર અનુપા, તામેહે સતાવીશ દ્વીપા
સત્યશબ્દકા ટેકા દીના, અગ્ર પહોમી રચી તબ લીના
પહોપદ્વીપહે મધ્ય સિંહાસન, કલ્પદ્વીપ હંસનકો આસન
કમલ સ્વરૂપ ભોમીહે ભાઇ, કહાકી ઉપમાં દેઉ બતાઇ
કલા અનેક સુખ સદા હોઇ, વહ સુખ ભેદ યહાં લખે ન કોઇ
પુરૂષ રૂપકો બરને ભાઇ, કોટી ભાનુ શશિ પાર ન જાઇ
વિમલ જ્યોતિકો હે ઉજીયારા, ઝલકે કલા પુરૂષમેં ભારા
ચારીશબ્દકા લોક બનાવા, પાંચસ્વરૂપ લે હંસ સમાવા

(કબીર બાની.)

સત્યલોક અધર છે તે સત્યશબ્દના ટેકાથી સ્થીરછે. તેમાં સતાવીશ દ્વીપો મુખ્ય પેટા શાખાના છે. ને મધ્યમાં સત્ય પુરૂષનું સિંહાસન છે. અને કમળ સ્વરૂપ ભૂમિકામાં વાસના રૂપે સત્યશબ્દ સ્વરૂપી વિદેહી પુરૂષ ગુપ્ત બિરાજમાન છે. બીજા શાખા દ્વીપોમાં હંસોનો વાસો છે. એવા સત્ય પુરૂષની શોભાનું વિવરણ કોઇથી પણ થઇ શકે તેમ નથી. ત્યાં વિમળ જ્યોતિનો પ્રકાશ સત્યશબ્દ, સ્વાસાસાર, અમી, તથા સમસર પવન ઇત્યાદિથી થઇ રહ્યો છે. અને તે પ્રકાશ અચળ છે. તે દ્વીપોમાં ચાર શબ્દ (વિહં-કોહં-ઓહં-સોહં) ગર્જના કરી રહ્યા છે. ને પાંચમા સત્યશબ્દનું મૂળ

સ્થાન પસોસ દ્વીપ છે. સ્વાસાસારના સંયોગથી પ્રથમ ચાર કળીઓના ચાર અંડ થએલા છે. તેનું પૃથક પૃથક વિવરણ દર્શાવવામાં આવ્યું છે. તેનું અનુસંધાણ પાંચમો તેજ અંડ અચિંતને સોંપ્યાબાદ તેમજ નિરંજનની ઉત્પતિ થયા બાદ કરેલું છે. તેનું પ્રમાણ નીચે મુજબ —

ચોપાઈ

આદિ કરી સિંહાસન દીના, પ્રગટી અમ્રવાસના તહીંયા
સહસ્ર અઠયાસી દ્વીપ રચી રાખા, પુરૂષ ઇચ્છા તે શબ્દ અભિલાખા
સબે દ્વીપ રહી અમ્ર સમાઇ, અમ્રવાસના બહુત સુહાઇ
સત્ય શબ્દકી ભુમિ બનાઇ, ક્ષમા—શબ્દ આસન નિરમાઇ
ધીરજ—શબ્દસો છત્ર ઉજીયારા, સુમત—શબ્દ સો વસ્ત્ર પસારા
પ્રેમ—શબ્દસો અંશ નિરમાઇ, આપ શબ્દતે લોક સમાઇ
ચારિ કરી સિંહાસન જોરી, પાંચમે અચિંત આપ અંજોરી
ચારિ કરી ચારેઉ પરમાના, શકિત ભીતર વહ અકુલાના
(જ્ઞાનસાગર)

ચાર કળીના સિંહાસનપર સત્યપુરૂષ ગુપ્ત સ્વરૂપે બિરાજમાન છે, ને બીજી અનંત પાંખડીના અઠયાસી હજાર દ્વીપોમાં હંસ બિરાજમાન છે. એ દ્વીપોમાં સ્વાસાસાર, અમી તથા સમસર પવનથી અમ્રવાસના ફેલાઇ રહી છે. ત્યાં સત્ય શબ્દ સ્વરૂપી ભુમિકા છે, ક્ષમા શબ્દ સ્વરૂપી આસન છે. ધીરજ શબ્દ સ્વરૂપી છત્ર છે, સુમત શબ્દ સ્વરૂપી વસ્ત્ર પરિધાન છે, ને પ્રેમ શબ્દ સ્વરૂપી સુત, અંશ, વંશ નિર્માણ કરી દ્વીપોના અધિકારી નિમાયા છે. ને સત્ય પુરૂષ આપ શબ્દ ( સત્યશબ્દ ) સ્વરૂપે ગુપ્ત પસોસદ્વીપપર વાસો રહેલા છે. ઉપર દર્શાવી ગયા મુજબ ચારે અંડનું જોડાણ એકમેક સાથે સ્વાસાસાર, અમી, તથા સમસર પવન ઇત્યાદિથી થવાથી અક્ષય વૃક્ષનું મૂળ પ્રથમ થયું. ને ત્યારબાદ શાખા, ડાર, પત્ર ઇત્યાદિ થતાં અક્ષય વૃક્ષ પરિપૂર્ણ ઉર્ધ્વ શોભી રહ્યું છે. તેનું પ્રમાણ—

ચોપાઇ

[illegible] દ્વીપ બની ભારી, સહસ્ર અઠયાસી દ્વીપ સુધારી

અક્ષય વૃક્ષ એક રાશી બનાઇ. અમવાસના તહાં સમાઇ
જાસો કહે અમરપુર ગાઉ, બીના બીજ વહ વૃક્ષ રહાઉ
બીન ધરતી અંકુરહો સાની. પાની રંગ નહીં ઉત્પાની
પુરૂષ પેડ નિરંજન હે ડારા, ત્રિગુણ શાખા પત્ર સંસારા
સત્યનામ નહીં જાને કોઇ, સારશબ્દ બીન ગયે વિગોઇ
સત્યસુકિત કરે તહાં વિશ્રામા, અક્ષયવૃક્ષ જાકહે નામા
સ્વાંતિ પવન પુરૂષકી સ્વાસા, જીન કીના જીવ સંગ બાસા
ભઇ અવાજ અધરસો બાની, નીકસી અગ્ર વાસકી બાની
પારસ પરિમલ મહક બસાઇ, સોઇ પરિમલ સુર્તિ પાઇ

સાખી

પેડ પાત નીજ ફુલ મહ, પ્રગટી વાસ અનુપ:
પારસ નિઃતત્વી પુરૂષ, સુર્તિ અંશકા રૂપ. ૧
કરી કરી મહા પરિમલ, વાસ સુવાસકી ખાની,
તેજ કરી જો પ્રગટ ભઇ, તામે આન સમાની. ૨

( જ્ઞાનસાગર-જ્ઞાનસ્થિતિ )

પહોપ દ્રીપ મૂળ છે, અને તેની આસપાસ અનેક કળીઓના અઠયાસી હજાર દ્રીપો છેઃ તે આઘ્રાણ ( સુંગધ ) યુક્ત શોભી રહ્યા છે, ત્યાંથી એ અક્ષય વૃક્ષનું મૂળ છે. જેને અમરપુર ( પુષ્પદ્રીપ—પહોપદ્રીપ ) કહે છે. તે અક્ષયવૃક્ષ બીન ધરતીમાં વગર વારિ ( પાણી ) થી અમીના સિંચનથી અંકુરવાન થતાં સ્વાસાસારથી ચાર અંડ સુધી થઇ જામેલું છે. ને પાંચમા અંડમાં નિરંજનના સ્થાને સ્વાસાસારનું જોડાણ થયા પછીથી તેની ડાળ છે. શાખાના સ્થાને ત્રિદેવનો વાસો છે. ને તે અક્ષયવૃક્ષના પત્રના સ્થાને આ ભુમિપર વસનાર મનુષ્ય ઇત્યાદિ છે. એ વૃક્ષપર સત્ય ( જન્ત કર્તા ) તથા સુક્રિત ( અંશ-વંશ ) ઇત્યાદિએ વિશ્રામ કરેલો છે. એ વૃક્ષના પેડ-પત્ર-ફુલ ઇત્યાદિમાં સ્વાસાસાર, અમી, સમસર પવનથી વાસના પ્રગટી છે. અને સર્વ જન્તમાં તેમજ અંસ-વંશ ઇત્યાદિમાં પણ સ્વાસા

સાર, અમી, સમસર પવનથી જીવન બક્ષેલું છે. અને તેથીજ સર્વ આનંદમય જણાય છે. એ અક્ષયવૃક્ષ સ્વાસાસારથી નાલો, સુરંગો, પાંજીઘાટ, સોહં સ્થાનો, તથા અમીથી સરોવર, સાગર વિગેરે ઉત્પન્ન થતાં એકમેકના સંબંધથી શોભી રહ્યું છે. પ્રથમ સ્વાસાસારથી રચના થઇ, તેના પ્રમાણો નીચે દર્શાવવામાં આવ્યાં છે:—

## ચોપાઇ

સુન ધર્મદાસ તોંહી કહોં વિચારા, યહ ભેદહે અગમ અપારા
સોરહ નાલ પુરૂષ નિરમાઇ, લોકનકો થમ્ભન નાલ રહાઇ
પંચઅમી સાઅર્થહે અંગા, નાલ સાત ઉપજી તેહી સંગા
સાત નાલ કર એકહી ભાઉ, સાતો રહે પુરૂષકે ઠાઉ
પુરૂષ સુર્તિ કહ અગવા કીના, સાતો નાલ સોંપ તેહી દીના
સાતો નાલ સુર્તિ જબ પાઇ, નાહી નેહમેં રહે સમાઇ
( સર્વજ્ઞસાગર-જ્ઞાનસ્થિતિ )

આદ્યપુરૂષના સ્વાસાસાર-શબ્દથી સોળ નાલો ઉત્પન્ન થઇ. તેમાં સાત ગુપ્ત, બે પેટા ભાગમાં, તથા સાત સૃષ્ટીના બંધારણમાં રાખી છે. પ્રથમ સાત ગુપ્ત નાલો સપ્તસુર્તિ ઉત્પન્ન થયેલી તે સમયેજ પ્રગટ થઇ. અને જે બે પેટા ભાગમાં થઇ, તે એક જલરંગ સુતના સ્થાને તથા બીજી કુર્મજી સુતના સ્થાને આવી મળી છે. તે સિવાય બીજી સાત નાલો સૃષ્ટીના બંધારણમાં રાખી તેનું સર્વ વિવરણ ચાલુ રત્નમાં દર્શાવવામાં આવેલુ છે.

એ સ્વાસાસાર શબ્દ તથા અમીથી સોળ સુતની ઉત્પત્તિ થએલી છે, તે પણ સોળ સ્વાસા નાળથીજ છે. અને તે સોળ નાલોના સોળ દરવાજામાં એકેક સુત ( દ્રીપામાં અંશ ) બિરાજેલા છે. સપ્તનાલ તથા બે પેટા ભાગની મળી નવ ( પુરૂષના સ્થાનથીજ ) ઉત્પન્ન થયેલી છે ને તેનો માર્ગ ગુપ્ત છે. જેનો ભેદ ગુરૂના પુર્ણ સત્સંગ વિના પ્રાપ્ત થતો નથી. એ સપ્ત ( ગુપ્ત ) નાલોના નામ આ નીચે દર્શાવવામાં આવ્યાં છે.

૧. પહોપ-નાલ ૨ સિંધુ-નાલ ૩ અમી-નાલ ૪ સુર્તિ-નાલ ૫ અગ્ર-નાલ ૬ સોહં-નાલ ૭ અજ-નાલ.

ઉપર દર્શાવેલી સપ્તનાલના નામનું વિવરણ જ્ઞાન સ્થિતિ નામના ગ્રંથમાં દર્શાવેલું છે. જે સપ્ત નાલો ગુપ્ત ગુરૂગમ માર્ગ વડે પ્રત્યક્ષ પેખવામાં આવે છે. હવે બીજી જે પેટા ભાગની બે નાલો આગળ દર્શાવી ગયા, તે કેવી રીતે મળી છે. તેનું પ્રમાણ દર્શાવવામાં આવે છે:—

## ચોપાઇ

સાતો નાલમેં આઇ વિહંગા, વિહંગ પાતાલ આહે જલરંગા
તહાં બેઠે જલરંગ રિસાલા, બાંધિકર પૃથ્વીકી નાલા
તા ઉપર કુર્મ્ભ-સુત અવતારા, કહે કબીર ભેદ ટકસારા
તાકે પાંજીકો દરબારા, તા ચઢી હંસ ઉતરીગે પારા

( જ્ઞાનસ્થિતિ )

સપ્ત ગુપ્ત નાલની દોરી પેટાનાલ પાતાલની બાર સાહે જ્યાં જલરંગજી-સુત ( બ્રહ્મ-અંશ ) નું સ્થાન છે ત્યાં આવી મળી છે. એ જલ રંગજી-અંશને સન્ધિ છાપનો છુપો ભેદ આપેલો છે. અને ત્યાં પાતાલ પાંજીનો ઘાટ ( મુળપાંજી ) છે. તે ઘાટને વજ્ર કિંવાર ( કમાડ ) લગાડેલાં છે. તે વજ્ર કિંવારને વજ્ર રૂપી તાળુ ( કુલુફ ) લગાડેલું છે. તે તાળુ સત્ય પુરૂષના મુળ સત્યશબ્દ ( દશમ-સોહ-સારશબ્દ )થી શબ્દ-સુતિ રૂપી કુંચી વડે ખુલે છે; પણ તે શબ્દ સત્યગુરૂની પૂર્ણ કૃપા વિના પ્રાપ્ત થતો નથી. અને મૂળ પાંજીઘાટનો રસ્તો ( ભેદ ) પણ મળતો નથી, ત્યારે જીવનમુક્ત થવાતું નથી. જ્યારે સાચા સત્યગુરૂથી પૂર્ણ અગાધ જ્ઞાનપ્રાપ્ત થાયછે, ત્યારે મૂળ સત્યશબ્દના પ્રતાપથી તથા સંધિછાપના ભેદથી કાળ ઝખ મારી રહેછે; ને તાળુ કુંચીથી ખોલી પાંજીદ્વારે થઇને સત્યપુરૂષના સત્યલોકને પ્રાપ્ત થાયછે. માટે સાચા સત્યગુરૂનો સત્સમાગમ કરી નામ પાન--પાંજીનો ભેદ દરેક મનુષ્યે પ્રાપ્ત કરવોજ જોઇએ. તે શિવાય મૂળ પુરૂષના સત્યલોકને પ્રાપ્ત થવાશે નહીં. અને આવાગમનનો ( જન્મ મરણનો ) ફેરો મટશે નહીં; એવું સદ્‌ગુરૂ કબીરસાહેબે અનેકવાર જગતમાં પધારી દર્શાવેલું છે. જે કોઇ અંકુરીઅંશ હોય છે તેજ તેમનો બોધ ગ્રાહ્ય કરે છે.

આ બાબતનો ગૂઢ સુબોધ કબીરસાહેબે અનેક ગ્રંથોમાં જીવની તારણગતિ થવા માટે દર્શાવેલા છે, તેનો સ્હેજ ભાવાર્થ સ્થુળરીતે અત્રે દર્શાવેલો છે. પાંજીઘાટ ત્રણછે, તે પૈકી મૂળ (પતાલ) પાંજી સર્વોત્તમ છે. તેના ઉપર પેટાભાગની બીજી (નાવમી) નાલ છે. ત્યાં કુર્મદેજી—અંશ બિરાજેલા છે. તેમને સમગ્ર શ્રૃષ્ટીની રચના (સામગ્રી) આપી ઉત્પન્ન કર્યા છે. તેથી સત્યપુરૂષના ભંડારી કહેવાય છે. એ સ્થાનપર પૃથ્વીનું છેક તળીયું છે. એ મુજબ સોળ નાલો પૈકી સાતગુપ્ત તથા બે પેટાગુપ્ત મળી નવનું વિવરણ દર્શાવી ગયા. હવે બીજી સપ્તનાલો પાંચમો તેજઅંડ સ્વાસાસારથી જોડાવવાથીતે અંડમાં પણ સપ્તનાલો થઇ, તેનું પ્રમાણ આ નીચે દર્શાવ્યું છેઃ—

ચોપાઇ

કદલી નાલ લોકતે આઇ, સાત શાખા ભઈ તાકી ભાઇ.
સુવરણ રંગ નાલહે સોઇ, એકહી વર્ણ નાલ સબ હોઇ.
પ્રથમહી ગુપ્ત નાલહે ભાઇ, તહાં પરબત પુની નામ ધરાઇ.
તાપર પરમ ધામ બનાયા, તહીમે પુરૂષ તત્વ રહાયા.
દુસરી મંજુલ નાલ જો આવા, માનીક પર્વત નામ ધરાવા.
તેહીપર માનીકદ્વીપ બસાયા, અક્ષરસુત દ્વીપ સો પાયા.
તીસરી સુરંગ નાલહે ભાઇ, તાપર ઝાંઝરીદ્વીપ રહાઇ.
તહાંવા રહે નિરંજન રાઇ; તીનદેવ તીનહી નીરમાઇ.
ચોથી નાલ કાન્તિ રહે સોઇ, તા ઉપર વૈકુંઠ જો હોઇ.
પંચ શિખર સુમેરૂ સંવારી, એકપે ઇંદ્રિ એકપે કુબેરભન્ડારી.
એકપે ધ્રુવ એકપે યમ વિસ્તારી, મધ્યમેં વિષ્ણુ સકલ વૃતધારી.
પાંચમે નાલ રચીજો રાખા, તાકર નામ કેલાસ અસ ભાખા.
તહાંવાહે શંકરકો વાસા, યોગ સમાધિકી લાવે આશા.
છઠ્ઠે નાલ ઉમગ ઠહરાઇ, અઘાચલહી નામ સો પાઇ,
સપ્તમે ત્રિકુટી બ્રહ્મ અસ્થાના, તરંગ નાલ પારસ હે ઠાના.
કલકી નાલકી સાતો શાખા, સાતો દરસ યહાંલો રાખા.
યહી બનાવ ધરતીમેં હોઇ, અધર વસ્તુકો જાને કોઇ.

(સર્વજ્ઞસાગર)

સ્વાસાસારની નાલના જોડાણથી તેજઅંડના રાજ્યમાં સપ્તનાલ ( શાખા ) થઇ. મૂળ ગુપ્તનાલ લોકથી આવી પ્રથમ અચિંત સ્થાને અંડના શિખરપર મળી. બીજી મંજુલનાલ અક્ષરસુતના સ્થાને માનીકદ્વીપપર આવી મળી, ત્રીજી સુરંગનાલ ઝાંઝરીદ્વીપ ઉપર નિરંજન સ્થાને આવી મળી, ચોથી કાન્તિ નાલ વૈકુંઠ ( વિષ્ણુજીના ) સ્થાને આવી સુમેરુ ઉપર મળી, તેના પાંચ શિખરછે. તે શિખર ઉપર ઇંદ્ર, કુબેરભંડારી, યમ, વરૂણ, ધ્રુવ ઇત્યાદિના સ્થાન છે. પાંચમી નાલ કૈલાસ ( માહાદેવજીના ) સ્થાનઉપર આવી મળી, છઠ્ઠી હિમાચળ ઉપર આવી મળી. સાતમી બ્રહ્મ–સ્થાને ( જીવસૃષ્ટી ) સાથે આવી મળી, એ મુજબ સપ્તશાખાથી તેજઅંડનું બંધારણ થયું છે. એ સાતે નાલોમાં અમીનો પ્રવાહ થતાં, અનેક સુરંગો ઉત્પન્ન થઇ છે. ને દશ સોહંસ્થાનો ઉપર મૂળપુરૂષ. સુતિઅંશો, વંશો, તથા જગત ( અમી, સ્વાસાસાર, તથા સમસર પવનના સંયોગથી ) આનંદયુક્ત બિરાજેલા છે. એ દશ સોહં કયા, તથા દશ સોહં સ્થાનપર કોણ કોણ બિરાજમાન છે, તેનું વિવરણ નીચે દર્શાવવામાં આવે છે—

૧૦ સત્યપુરૂષ સોહં=પહોપદ્વીપ સત્યપુરૂષ સાહેબ ધણીનું ગુપ્ત સ્થાનછે. એ સત્ય શબ્દ સત્યગુરૂની પુર્ણ કૃપા શિવાય પ્રાપ્ત થતા નથી; ત્યાંથી મકતાર ડોરીની નાલ લાગેલી છે.

૯ સહજ સોહં ( વિહં સોહં )=સહજ સોહં સ્થાન. સહજદ્વીપપર, સહજસુત ( બ્રહ્મ-અંશ ) નું સ્થાન છે.

૮ અંકુર સોહં ( કોહં સોહં )=અંકુર–સોહં સ્થાન, અંકુરદ્વીપપર, અંકુર સુત ( બ્રહ્મ અંશ ) નું સ્થાન છે.

૭ ઇચ્છા–સોહં ( જોહં–સોહં )=ઇચ્છા–સોહં સ્થાન, ઇચ્છાદ્વીપપર, ઇચ્છાસુત ( બ્રહ્મ અંશ ) નું સ્થાન છે.

૬ સોહં સોહં ( સોહં સોહં )=સોહં–સોહં સ્થાન, સોહંદ્વીપપર, સોહં સુત ( બ્રહ્મ–અંશ )નું સ્થાન છે.

૫ અચિંત–સોહં ( સોહં–સોહં )=અચિંત–સોહં સ્થાન, અચિ-

તદ્વીપપર, અચિંતસુત ( બ્રહ્મ- અંશ ) નું સ્થાન છે: અહિંયા સુધી મકતાર ડોરી લાગેલી છે.

૪ અક્ષર -સોહં=અક્ષર સોહં સ્થાન, અરણ્ય ( માનીક ) દ્વીપપર, અક્ષરસુત ( બ્રહ્મ- અંશ ) નું સ્થાન છે.

૩ નિરંજનમાયા—સોહં=નિરંજન- માયા સોહં સ્થાન, ઝાંઝરી-દ્વીપપર, નિરંજન—અષ્ટંગી ( બ્રહ્મ- અંશ ) નું સ્થાન છે; ને અક્ષયવૃક્ષની ત્યાં ડાર છે.

૨ ત્રિદેવ સોહં=ત્રિદેવ સોહં સ્થાન, સુમેર પર્વત ઉપર ત્રિદેવ, દેવતાઓના સ્થાન છે: ને અક્ષયવૃક્ષની શાખા ત્યાં છે.

૧ સમસ્તજીવ સોહં=કર્મભૂમિકા—સોહં સ્થાન ઉપર સર્વ જીવોનું સ્થાન છે. ને તે અક્ષયવૃક્ષના પત્ર છે.

એ મુજબ દશ સોહંના- દશ સોહં સ્થાનપર, ઉપર દર્શાવેલા અંશ, વંશ તથા જગ્ત વસેલું છે. તેમાં પતાલપાંજી શિવાયના બે પાંજી ઘાટ છે. તેના નામ ( ૧ ) આકાશ—પાંજી, અને ( ૨ ) લોક—પાંજી છે. એ અક્ષયવૃક્ષની ભૂમિકા સોળ અસંખ્ય બંધાતા તેમાં શી શી રચનાઓ છે. તેનું એકંદર વિવરણ જગતની એકંદર રચનાની હકીકતમાં આગળ દર્શાવેલું છે. હવે અમીથી સરોવર તથા સાગર થયા તેનું પ્રમાણ:—

## ચોપાઈ

બીનહી બિન્દુ સુતિ એક કીયેઉ, અક્ષય—અપાર સરોવર લેહેઉ
અષ્ટ કવલ તહાં કીન પ્રકાશા, અષ્ટ સુતંકા તહાં નિવાસા
સપ્ત સિન્ધુકે નામ સુનાઉ, ભીન્ન ભીન્ન સબ તોહે લખાઉ
દયા સિન્ધુ નર લખી પાવે કોઇ, સમતા સિન્ધુમેં રહે સમોઇ
યોગ સિન્ધુ અબ કહોં બખાની, અજાવન સિન્ધુ લેવ પહિચાની
અમર સિન્ધુ હંસા લખી પાવે, અકહ સિન્ધુમે જાય સમાવે
સુખહી સિન્ધુમે કીન્હ પેઠારા, સપ્ત સિન્ધુ કે નામ ઉચ્ચારા
( જ્ઞાનસ્થિતિ )

પ્રથમ પંચઅમી થઇ તે અમી અક્ષય કમળ દ્વારે બહાર પ્રસરતાં અક્ષય સરોવર પ્રાથમીક ઉત્પન્ન થયું. તેના ઝરણથી સપ્તસિન્ધુ (૧) દયા--સિન્ધુ (૨) સમતા--સિન્ધુ (૩) યોગ--સિન્ધુ (૪) અજાનવ--સિન્ધુ (૫) અમર--સિન્ધુ (૬) અકલ--સિન્ધુ (૭) સુખસાગર--સિન્ધુ એ મુજબના સપ્તદ્વીપ મુખ્ય અધર થયેલા હતા તે સ્થાનપર સપ્તસિન્ધુ અમીથી થયાં. એ શિવાય સપ્તસાગર જલતત્વથી પૃથ્વીપર થયાછે. તેમાં પણ અમીનું સ્હેજ ઝરણુ વહેલુ છે જે અમૃત ત્રિદેવે સાગર મથન કર્યો તે સમયે પ્રાપ્ત થયેલું છે. તેનું વિવરણ આગળ દર્શાવવામાં આવેલું છે.

—દશમ્—રત્નઃ સંપૂર્ણ—





# સત્યનામ.



સત્યસુકૃત, આદિઅદલી, અજ, અચિન્ત પુરૂષ-
મુનીન્દ્ર, કરૂણામય, કબીરસાહેબ, સુર્તિ યોગ
સંતાયન, ધની ધર્મદાસ, ચારગુરૂ વંશ
બ્યાલીસ (બેંહેતાલીસ) સિદ્ધિ શ્રી ૧૦૮
શ્રી. વંશપ્રતાપ. પં. શ્રી ઉગ્રનામ
સાહેબની દયા, પં. શ્રી દયાનામ
સાહેબની દયા, સર્વ સંત
મહંતશ્રીની દયાથી:—

# ગુર્જર-ગ્રંથ.

## સર્વોત્પત્તિ જ્ઞાનરત્ન.
### દ્વિતિય—વિભાગ

### પ્રારંભ

# પ્રથમો—રત્ન:

## નિરંજનને ( પ્રેમઅંશ ધર્મરાયને ) તપશ્ચર્યા કરવાથી ત્રિલોકય ( ભવસાગર ) નું રાજય મળ્યુ તેનું વિવરણ.

### ચોપાઇ

શબ્દહી તે ભયે સુતન અકારા, શબ્દ તે લોક દ્વીપ વિસ્તારા
અગ્ર અમી દીયે અશ અહારા, દ્વીપ દ્વીપ અશન બેઠારા
અંશન શોભા કલા અનંતા, હોત તહાં સુખ સદા વસંતા
અંશન શોભા અગમ અપારા, કલા અનંતકો વરણ ન પારા
સબ સુત ધરે પુરૂષકો ધ્યાના, અમી અહાર સદા સુખ માના

### છંદ

દ્વીપ કરી અનંત શોભા, નહી બરણુત સો બને.
અમિત કલા અપાર અચ્યુત, સુતન શોભાકો ગીને:
પુરૂષકે ઉજીયારસે, સુન સબે દ્વીપ ઉજીયારહો,
સત્યપુરૂષ રોમ પ્રકાશ એકહી, ચંદ્ર—સુર્ય કરોરહો.

### સોરઠા

સત્યપુરૂ આનંદ ધામ, શોક મોહ દુઃખ તહાં નહીં:
હંસનકો વિશ્રામ, પુરૂષ દર્શ અંચવન સુધા.

( અનુરાગ સાગર )

સત્યપુરૂષના શબ્દનો પ્રતાપ એવો છે કે જેનાથી સર્વ રચના પ્રગટ થઇ, અને સર્વ સુત, અંશ, વંશ પણ ઉત્પન્ન થયા. તેમની ક્રાંતિ સોળ સુર્ય સમ પ્રકાશમય છે, અમી અહારથી તે તૃપ્ત છે, ત્યાં સદા સર્વદા વસંતઋતુ છે, શોક—મોહ તથા પ્રપંચી ઉપાધિયોથી તે વિરક્ત છે, અને સદા સર્વદા

સત્યપુરૂષના ધ્યાનમાં રહે છે. સત્યપુરૂષની શબ્દ સ્વરૂપી દેહના એક રોમ (વાળ) માં કરોડો ચંદ્ર સુર્યના જેટલો પ્રકાશ છે; જેથી સર્વ દ્વીપો પ્રકાશમય રહે છે. એ દ્વીપોમાં ધેમનાર સુતા પૈકી પ્રેમઅંશે (નીરંજન-ધર્મરાયે) ઘણીજ કઠિન તપશ્ચર્યા (સેવા ભક્તિ) કરવાથી, ત્રિલોકય (ભવસાગર)નું રાજ્ય મળેલું છે. એ તપશ્ચર્યાના પ્રતાપથી શી રીતે રાજ્ય મળ્યુ તેનું પ્રમાણ તથા વિવરણ આ નીચે દર્શાવવામાં આવેલું છે.

## ચોપાઇ

ધર્મરાય એસા કીન્હ તમાસા, સો ચરિત્ર બુઝો ધર્મદાસા
યુગ સીત્તર સેવા તીન કીન્હા, એક પદઠાઢ પુરૂષ ચિત્ત દીન્હા
એવા કઠિન ભાંત તહી કીન્હા, સત્યપુરૂષ હર્ષિત હોય ચીન્હા
સેવા કઠિન કીન ધર્મરાઇ, દેહો ઠૌર તહાં બૈઠો જાઇ
તીન લોક તબ પલમે દીન્હા, પુરૂષ દયા તાહીપર કીન્હા
તીન લોકકો પાયેઉ રાજુ, ભયે આનંદ ધર્મ તબ ગાજુ

(અનુરાગ સાગર)

નીરંજન(પ્રેમઅંશ-ધર્મરાય)નો સમાવેશ તેજઅંડમાં થયેલો છે તેનું વિવરણ આગળ દર્શાવી ગયા છીયે. તેમણે એક ચરણથી ઉભા રહી ઘણોજ પરિશ્રમ વેઠી, સત્યપુરૂષનું ધ્યાન ધરી, તેમની ભકિત એક નિષ્ઠાથી કરવા માંડી. એ પ્રમાણે જ્યારે સીત્તેર યુગ જેટલા સમય સુધી ધ્યાન એકાગ્ર ચિત્તથી ધર્યું, ત્યારે અક્ષય સુર્તિ કમલદલ ખાની પ્રફુલ્લીત થઇ. તેમાંથી સત્યપુરૂષનો વિદેહી સ્વરૂપે શબ્દોચ્ચાર થયો કે હે વત્સ, તું શા કારણથી અતિશય પરિશ્રમ વેઠી દેહને દુઃખ આપે છે. જે ત્હારી ઇચ્છા હોયતે વરદાન માંગ; ત્હારાપર અત્યંત પ્રસન્ન છુ. જ્યારે નિરંજને અંતર વાણીથી એવું સાંભળ્યું ત્યારે પ્રાર્થના કરી જણાવ્યું કે, હો પ્રભુ દીન દયાળ! આપ જ્યારે મારાપર પ્રસન્ન થયા છો તો મને ત્રિલોકય (ભવસાગર) નું રાજ્ય પ્રદાન કરો. જેમાં મારીજ સત્તા રહે, બીજા અન્યની કોઇની પણ સત્તા રહે નહિ; એ શિવાય મારે બીજું કાંઇ પણ માંગવું નથી.

ઉપર પ્રમાણે વરદાન માંગતાં નિરંજનની પ્રાર્થના સ્વીકારી. અને અધરવાણી થઇ કે હે વત્સ, આ તને ત્રિલોકય (ભવસાગર) નું રાજ્ય બક્ષ્યું. તેમાં ત્હારીજ સત્તા રહેશે ને સ્વતંત્ર રાજ્ય ભોગવીશ. એ મુજબ જણાવી કમલદલ ખાનીમાંથી વાણી બંધ થઇ, જ્યારે ત્રિલોકયનું રાજય મળવા વચન થયું, ત્યારે નિરંજન ઘણાંજ હર્ષિત થયા, પણ ત્રિલોકયની રચના શી રીતે કરવી તેના ભેદની ખબર તેમને ન હોવાથી સહજ—અંશ પાસે આવ્યા ને જણાવ્યું કેઃ—

## ચોપાઇ

અહો સહજ તુમ જેઠે ભાઇ, કહો પુરૂષસો વિનતી જાઈ
પુરૂષ દયાલ દીન્હ મોહે રાજુ, જાનુન ભેદ સરે કીમ કાજુ

( અનુરાગ સાગર )

અહો વડિલ ભ્રાતા મને ત્રિલોકયનું રાજ્ય સત્યપુરૂષે બક્ષ્યું; પણ તેની ઉત્પત્તિ રચના શી રીતે કરવી તેનો ભેદ મને ખબર નથી; તેથી હું શી રીતે રચના કરૂ, અને તે ઉપર રાજ્ય કરૂં. આપ મારા ઉપર દયા લાવીને તેનો ભેદ મને મેળવી આપો. એ મુજબ વિનય પૂર્વક નમતાઇથી જણાવ્યું. જયારે નમતાઇ ભરેલા શબ્દો નિરંજનના સાંભળ્યાં ત્યારે સહજ અંશે ધીરજ આપી જણાવ્યુ કે તમે કઇ હરકત રાખશો નહીં હું હમણાં જઇને તમારો ખુલાસો લાવી આપું છું. ત્યારેઃ—

## ચોપાઇ

તબહી સહજ લોક પગ ધારા, કીના દંડવત્ વારમ્વારા
શ્રીગસ્યો પહોપ હદી તબ બાની બોલત વચન કહે અગ્રાની

( અનુરાગ સાગર )

સહજઅંશ પહોપદ્વીપ તરફ ગયા, અને ત્યાં જઇ સત્યપુરૂષને દંડવત્ પ્રણામ કરી ઘણીજ વિનંતી કરી, ત્યારે કમલ ખાનીમાંથી શબ્દો ચ્ચાર થયો કે, અહો સહજ—સુત તમે કયા કારણસર અહીં આવ્યાછો તે જણાવો. ત્યારે સહજ—અંશે જણાવ્યું કે, નિરંજનને આપે ત્રિલોકયનું

રાજ્ય બક્ષ્યું છે પણ તેની ઉત્પત્તિ રચનાનો છુપો ભેદ પ્રગટ તેમને મળ્યો નથી; તો કૃપા કરી જણાવશો કે જેથી જગત્ ઉત્પત્તિની રચના કરી તે ઉપર તે રાજ્ય કરે એ મુજબના વાકયો સાંભળ્યાં ત્યારે કમળ-ખાનીમાંથી શબ્દોચ્ચાર થયો કે --

ચોપાઈ

પુરૂષ સહજમો માંખ લીના, એક દ્વીપ કુર્મ્હેકો દીના
અક્ષય દ્વીપ તાકો નિવાસા, તહાં કુર્મ્હને લીનો વાસા
જબહી પુરૂષ કુર્મ્હ ઉપરાજા, બારહ પાલંગ રૂપ તેહી છાજા
ઉપજે કુર્મ્હ પૃથ્વીકો ભારા, સોલહ પાલંગ વે દીપ બિસ્તારા
રચના સબહી કુર્મ્હકો દીના, યહતો ચરિત્ર સહજ નહીં ચીના
મહા અપરબલહે અધિકારી, પુરૂષકે કહીયે ભંડારી

( જ્ઞાનસ્થિતિ )

કુર્મ્હકે ઉદ્ર આહે સબ સાજા, સો લે ધર્મ કરે નીજ કાજા
વિનતી કરે કુર્મ્હસો જાઇ, માંગી લેહો તેહી માથ નમાઇ

( અનુરાગ સાગર )

જાય જહાંહે પૃથ્વીકો મુલા, તહાં કુર્મ્હ બેઠે અસ્થુલા
સૃષ્ટી ભંડાર કુર્મ્હકો દેઇ, સોલહ માથ ચૌસઠ હાથ પાઇ

( કબીર બાની )

અહો સહજ, અક્ષય દ્વીપ સ્થાનપર કુર્મ્હ ઉત્પન્ન થયેલા છે, તેમને પાતાલની ઓર રાહે રાજય આપ્યુ છે, અને તેમને જગત્ ઉત્પત્તિની-રચનાની સામગ્રી બક્ષી છે, તેથી તે અમારા ભંડારી ગણાયા છે. તેમની પાસે જઇ વિનંતી કરી માંગી લેવા નિરંજનને જણાવો. જ્યારે નિરંજનને કુર્મ્હ અંશ હર્ષ પૂર્વક રચનાની સામગ્રી આપે. ત્યારે તે રચનાની સામગ્રી લેઇ જગત્‌ની રચના કરી તે ઉપર રાજ્ય સત્તા ચલાવે. એ મુજબની આજ્ઞા થઇ અને કમલખાનીમાંથી વાણી બંધ થઇ. જેથી પહોપદ્વીપપરથી સહજ—અંશ નિરંજન પાસે આવી પહોંચ્યા. અને સર્વે હકીકત કહી સંભળાવી. તે સાંભળી ઘણુ

હર્ષિત થયા, અને સહજ અંશ પાસેથી વિદાય માંગી બાદ પાતાલની ઓર રાહે ચાલ્યા.

સોરઠા

ધર્મ શીશ તબ નાય, સુનત સંદેશા પુરૂષકા:
અબ કીને તબ દાવ, દેખાં કુર્મકે જાયકે

( અનુરાગ સાગર )

—પ્રથમો—રત્નઃ સંપૂર્ણ—

## દ્વિતિય—રત્નઃ

### નિરંજન (ધર્મરાય) નુ કુર્મજી પાસે જવું, ત્રિલોક્ય ભવસાગર )ની રચનાની સામગ્રી જુલમથી માંગવી. તથા કેટલીએક રચના પ્રગટ થવી. તથા પુર્ણીમાનું વ્રત ઉત્પન્ન થયું વિગેરેનું વિવરણ.

ગત રત્નમાં દર્શાવ્યા મુજબ જ્યારે સહજ—અંશના વચનો સાંભળ્યા, ત્યારે ઘણા હર્ષિત થતા થતા નિરંજન જ્યાં કુર્મઅંશ ( પાતાલનીચે ) અક્ષયદ્વીપમાં બીરાજેલા હતા ત્યાં આવી પહોંચ્યા. એ નિરંજન અંશની કાયા અપાલંગ એટલે ૪૯ કોડ યોજન વિસ્તાર વાળી છે, એવું ઘણા શાસ્ત્રોનું પ્રમાણ છે.

કુર્મઅંશ તત્વઅંડના બહાર છે, તેમનું સ્થાન પાતાલ નીચે મત્સ્યદ્વીપમાં છે, જેમના ઉદરથી અનેક રચનાઓ બહાર પ્રગટ થઇ છે, તે સૃષ્ટીની રચનાની સામગ્રીના આધારદાતા હોવાથી સત્યપુરૂષના ભંડારી કહેવાય છે. તેમનો સ્વભાવ ક્ષાંતિ ક્ષમાના પ્રતાપે અતિ શિતલ—શાન્ત અને

ગંભિર છે, તેમને સોળ મસ્તક અને ચોસઠ હસ્ત-પાદ છે. તમની કાયા નિરંજન તથા પૃથ્વી કરતાં બે ગણી એટલે બાર પાલંગ (૯૮ કોડ યોજન) વિસ્તાર વાળી છે, અને તે ષોડશ સુત પૈકીના એક સુત ( અંશ ) છે. તમના ઉદરમાંથી નિરંજને ઉત્પત્તિ બરજોરી ( જુલમ ) થી લીધા બાદ પૃથ્વીનું મંડાણ કૃતિમ કુર્મ્મના ઉપર કરેલું છે. એ સ્થળ ઉપર નિરંજન આવી પહોંચ્યા અને જોયું તોઃ—

## ચોપાઈ

દેખી ધર્મ કુર્મ્મકી કાયા, સોરહ માથ ચોસઠ કર પાયા
બારહ પાલંગ કુર્મ્મ શરીરા, છ પાલંગ ધર્મ બલ ધીરા
જાય કુર્મ્મ કે સન્મુખ ભયેઉ, નહિ પ્રણામ દંડવત કીયેઉ
હીના તેજ ક્રોધ ધર્મ ધીરા, જાય કુર્મ્મ કે સન્મુખ ભીરા

( અનુરાગ સાગર )

ચલે નિરંજન કુર્મ્મ લગ આયે, પુરૂષ ધ્યાનમેં કુર્મ્મ જગાયે
ઉત્પત્તિ હમે માંગે દેહુ, ના તેહોના મારીકે લેહુ
તબહી કુર્મ્મ અપને મન જાની. એતો કેલ ભયે અભિમાની

( કબીર બાની )

કુર્મ્મ અંશની કાયા પોતાના કરતાં દ્વી ( બે ) ગણી દેખી. ત્યારે નિહાળવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા કે, હવે ઉત્પત્તિ રચનાની સામગ્રી એમની પાસેથી શી રીતે લઉં; હું તો ત્રિલોકયનો રાજ્યાધિકારી છું, અને કુર્મ્મજી તો સત્યપુરૂષના ભંડારી ( કારણ રૂપ ) છે. હું તેમને માથુ કેમ નમાવું ને વિનંતી કરી માંગુ. એ પ્રમાણે તપશ્ચર્યાના ઉગ્ર સ્વભાવના પ્રભાવે ઘુમંડપણું ( અભિમાન ) આવ્યું, જેથી સત્યપુરૂષની આજ્ઞાનું ઉલંઘન કરી દંડવત પ્રણામ કાંઇપણ કર્યો નહીં. તે સમયે કુર્મ્મજી પુરૂષના ધ્યાનમાં નિમગ્ન હતા, તેમને હાંક પાડી જાગ્રત કર્યા. બાદ જણાવ્યું કે હો કુર્મ્મજી,

:મને સત્યપુરૂષે ત્રિલોકયનું રાજ્ય બક્ષ્યું છે. અને આજ્ઞા કરી છે કે, કુર્મ્હજી પાસે જગત્ ઉત્પત્તિ કરવાની રચનાની સામગ્રી છે તે લેઇ ત્રિલોકયની રચના કરો. એ મુજબની આજ્ઞા થવાથી સામગ્રી લેવા સારૂ આપની પાસે આવ્યો છું. આપ આપો, જો આપ મને તે સામગ્રી નહીં આપશો તો હું આપની પાસેથી બલપુર્વક લઇશ. એ મુજબ નિરંજને જણાવ્યું.

જ્યારે કુર્મ્હજીએ એ મુજબના અભિમાનયુક્ત વચનો સાંભળ્યા ત્યારે જવાબ આપ્યો કે, તમોને રચના લેવા હુકમ થયો છે એ બાબત નિર્વિવાદછે પણ બલપૂર્વક લેવા જણાવેલ નથી. જ્યારે બલપૂર્વક લેવાનું ધારોછો ત્યારે એ ઉત્પત્તિની રચના અમો આપી શકીશું નહી. (અહીં રચના સામગ્રી નહીં આપવાનું કારણ સ્પષ્ટ જ છેકે. સત્યપુરૂષની આજ્ઞાનું ઉલંઘન કરેલું છે તેથી આપવા ના પાડીછે).

જ્યારે એવો જવાબ નિરંજને સાંભળ્યો ત્યારે અત્યંત ક્રોધાતુર થઇ કહેવા લાગ્યાકે, સત્યપુરૂષનો હુકમ થયોછે છતાં આપતા નથી ત્યારે સમર (યુધ્ધ) કરવા તૈયાર થઇ જાવ? એ મુજબ જણાવી કુર્મ્હજી ઉપર એક દમ તુટી પડયા. કુર્મ્હજી ઘણા શાંત-દયાળુ અને ભક્તિવાન અંશ હતા, અને નિરંજન તપના પ્રતાપથી વરદાન મળેલુ હોવાથી અત્યંત અહંકારી તથા ક્રોધી હોવાના કારણને લીધે ઘણુ દ્રઢ યુદ્ધ મચ્યું; પણ રચનાની સામગ્રી હસ્ત આવી નહીં. ત્યારે નિરંજને કુર્મ્હજીના ત્રણ મસ્તક છેદ્યાં અને પેટ પણ વિદારણ કર્યું. તેથી કેટલીક રચના બહાર પ્રગટ થઇ. શી શી રચના પ્રગટ થઇ તેનાં પ્રમાણ તથા વિવરણ આ નીચે દર્શાવવામાં આવેલાંછે.

ચોપાઇ

શીશ છીન તબ નખસો કીના. અમીઅંક તોરી લીયો મીના
શીશ તોરી લીયો દ્રીપ અપારા, તબહી ધર્મ ભયો બરિયારા
મીન રૂપ જો પ્રથમ સુભાઉ, તા પીછે કુર્મ્હહી નીરમાઉ
તા પીછે વારાહકો થાના, તા પર ઉમ કીન્હ ઉત્પાના

## છંદ

અસ કીન્હ સબહી નિરંજના, તબ દીન્હ મહિકો શેગહો.
મહિ તલ દીના મીન કચ્છપ, શુકર દીનો શેષહો:
સુમેર પર્વત અતિ ધુરંધર, દીન્હ મહિ જે ના અંગ,
દશો દિશા દિગ્ગજ દીન્હે, જેહીતે મહિના ડગમગે.

( જ્ઞાનસાગર)

## ચોપાઇ

આપહી આપ અધરજે આવા, અમૃત વહી કુર્મહિં જે પાવા
મસ્તક કાટી પેટ વિદારા, કુર્મહ દુ:ખીત ભયે શકિત નિસારા
પ્રગટ સમુદ્ર તભીસો ભયેઉ, જબહી ઉદ્ર વિદારી લીયેઉ
અમૃત ધર્મરાય કછુ પાવા, કછુ ગીરપરા સમુદ્ર સમાવા
અમૃત જબહી નિરંજન પાવા, સોઇ અગ્ર સુકૃતહી સમાવા
અંબુજ તે અમૃત હો આવા, અંબુજ તે જલ પૃથ્વી ઠાવા
અમૃત વિષ્નુ તબહી જે લીના. જબહી મથન સમુદ્રહી કીના
જલ ઉપગહી કુર્મ ઉપગાજા, કુર્મ પીઠપર વરાહ બીગાજા
પીઠ વરાહ શેષજેત રહહી. શેષહી ફનપર પૃથ્વી ધરહી

( જ્ઞાનસ્થિતિ )

## ચોપાઇ

કીનો કાલ શીશ નખ ઘાતા, નહાંસે નીકસ્યો પવન અઘાતા
તીન શીર્શક તીનો અશા, બ્રહ્મા વિષ્નુ મહેશ્વર વંશા
પંચતત્વ ધરતી અકાશા, ચંદ્ર સુર્ય ઉડગણ રહી વાસા
છીના શીશ કુર્મ કે જબહી, ચલા પ્રસેવ ઠાંવ પુની તબહી
જલ પ્રસેવ બુંદ જલમે દીના, ઉનપચાસ કોટી પૃથ્વી તબ કીના
છીરતાસ જસ તરે મલાઇ, અસ જલ ઉપર પૃથ્વી રહાઇ
વરાહ દંત રહ મહિકર મુલા, પવન પ્રચંડ માહી અસ્થુલા
અંડ સ્વરૂપ અકાશકો જાનો, તાકે બીચ પૃથ્વી અનુમાનો

કુર્મ્હ ઉદર સુત કુર્મ્હ ઉત્પાનો, તા પર શેષ વરાહકો થાનો
શેષ શીશ યા પૃથ્વી જાનો. તાકે હેઠે કુર્મ્હ બરિયાનો
કૃતિમ કુર્મ્હ અડકે માંહી, કુર્મ્હ અંશસો બીજ રહાહી

(અનુરાગ સાગર)

નિરંજને નખથી ત્રણ શિશ છેદ્યા અને પેટ (ઉદર) વિદારણ કરવાથી. પ્રથમ અમીઅંક (અમૃત) બહાર પ્રદર્શિત થયું તે લીધું; તેમજ મુખથી પ્રસેવ ચાલ્યો તેના બિંદુઓથી જલ ઉત્પન્ન થયું. અમૃત કેટલુંક જલમાં પડયું, અને કેટલુક ત્રણ શિશ છેદન કરવાથી તેમાં ગયું, જેનાથી બ્રહ્માજી, વિષ્ણુજી, માહેશ્વર પાછળથી ઉત્પન્ન થયાછે. જલમાંજે પડેલું તે સમુદ્ર મથન કર્યો તે સમયે વિષ્ણુજીને પ્રાપ્ત થયુછે. પેટ (ઉદર) વિદારણથી દ્વીપો--અંશો ઉત્પન્ન થયા તે પણ લીધા. તેમાં પૃથ્વી ઓગણપચાસ કોટ વિસ્તાર વાળી થઇ. તે જલ ઉપર તરવા માંડી. એ પૃથ્વીના નીચે જલ, જલ ઉપર મીન, મીન ઉપર કૃતિમ કુર્મ (જે મુળ કુર્મ્હજી અંશથી ઉત્પન્ન થયેલા તે) દુત મુકયા. કૃતિમ કુર્મ્હ ઉપર વરાહ (શુકર). વરાહ ઉપર શેષ-નાગ. અને શેષનાગ ઉપર પૃથ્વી એ મુજબની રચના જલ ઉપર નિરંજને કરી; અને પૃથ્વી નાડગે તે સારૂ પૃથ્વી ઉપર સુમેર પર્વત, તથા દશ દિક્પાળ ઇત્યાદિ મુકયા. જેથી પૃથ્વી તથા અંશો અંડના નીચેના ભાગમાં પ્રથમ સંસાર ઉત્પત્તિમાં પ્રગટ થયા, એ શિવાય ત્રિગુણ, પંચ તત્વ, આકાશ, ચંદ્ર, સુર્ય, તારાગણ ઇત્યાદિ પૃથ્વીના ઉપરના ભાગમાં સંસાર ઉત્પત્તિમાં પ્રગટ થયા તે સિવાય કેટલીક રચના બહાર પ્રદર્શિત કુર્મ્હના ઉદરથી નિરંજને કરી પણ જગત્ ઉત્પત્તિ—કાર્યનું બીજ મળ્યું નહિં. તેથી અંતે નિરાશ બની ત્રણશીશ છેદન કરેલા તે લેઇ નિરંજન પાછા વળ્યા.

હવે એ અમી કેવી રીતે સંસારમાં આવી પ્રગટ થઇ, તેનું વિવરણ આ સ્થાને કરવું અયોગ્ય નહિ ગણાય. તેથી દર્શાવવામાં આવે છે કે,

મૂળ પહોપદ્વીપપરથી મૂળઅમી અધરથી આવવાથી પ્રથમ કુર્મ્હ જી—અશને પ્રાપ્ત થયેલી છે. જેથી અમીના પ્રતાપથી આનંદ યુકત હતા. જ્યારે કુર્મ્હજીના ત્રણ શિશ નિરજને છેદન કર્યા ત્યારે તે પૈકી કઇક અમી નિરજનને મળી, અને કંઇક અમી કુર્મ્હજીના ભંડારમાં રહી. જે અમી નિરજને લીધી તે પૈકી કઇક અમી (લઇ જતી વખતે) જલમાં પડવાથી સમુદ્રમાં રહી, તે સમુદ્ર મથન કર્યો તે સમયે વિષ્ણુજીને પ્રાપ્ત થતાં તેત્રીસ ક્રોડ દેવને પાતાં અમર થયા. બીજી પંચઅમી અક્ષય સુતિ કમલ સ્થાનેથી પ્રવાહ રૂપે થઇ જલ તથા પૃથ્વી ઉપર ઉતરી અને જગતને આનંદ યુકત બનાવ્યુ, અને સર્વમાં અમી ગુપ્ત દ્વારેથી પ્રાપ્ત થતાં જગતમાં ફેલાઇ રહી વિગેરે અમૃત (અમી) સબંધે જગતમાં પ્રગટ થયાની હકીકત છે.

આગળ દર્શાવી ગયા મુજબ દુષ્ટતા જ્યારે નિરજને વાપરી ત્યારે આદિ કુર્મ્હ અંશે સત્ય પુરૂષનુ ગુપ્ત ધ્યાન ધર્યું અને વિમળ વાણીથી વિનતી કરી કે,

## ચોપાઇ

નિરકાર કીના બરિયાના, કાલ કલા ધરી મો પહ આવા
ઉદર વિદાર દીન્હે ઉન મોરા, શિશ કાટી લીને ઉન ઓરા
પુરૂષ અવાજ આઇ તેહી બારા, છોટ બન્ધુ વહ આહી તુમારા
આહી યહી બડનકી રીતિ, ઔગુન ડાંવ કરહી વહ પ્રીતિ

(અનુરાગ સાગર.)

વિનતી કુર્મ્હ પુરૂષ તે લાઇ. તુમ સુત શિશ હમાર છિનાઇ
છોભ્યા ઉદર ભયા હમારા, અહો પુરૂષ કહ્યું હેતુ અહારા

(સંતોષ-બોધ)

હે સત્યપુરૂષ નીરંજને મારી સાથે બળપુર્વક દુષ્ટ બુદ્ધિ આપની તપશ્ચર્યાના પ્રભાવથી વાપરી મને અતિશય કષ્ટ આપ્યું છે, ને મારા ત્રણ શિશ છેદન કર્યા છેઃ તેમજ મારૂં ઉદર પણ વિદારણ કરી કેટલીક રચના તથા અમી લીધેલી છે. તેથી અમી જવાથી તથા કષ્ટ બહુ થાય છે

તેનાથી આકુળ વ્યાકુળ થયો છું, માટે શાંતિ અર્થે કંઇપણ ઉપાય થવાની જરૂર છે. વિગેરે જણાવ્યું. ત્યારે સત્યપુરૂષની અધરથી વાણી આવી કે, મ્હોટાની એ રીત છે કે નાનાએ અવગુણ ઘણાં કર્યા હોય, તોપણ કંઇ મનપર આણવું ન જોઇએ. તમોને જે કષ્ટ પહોંચાડયું છે. તેનો બદલો નિરંજનને મળશે. હવે તમારી ઉગ્રતા શાંતિ અર્થે જે તમારી ઇચ્છા હોયતે માંગો. ત્યારે કુર્મ્હ-અંશે જણાવ્યું કે,

## સાખી

ના કછુ ભોજન ચાહુ, ના કછુ કરૂં અહાર,
ચંદ્ર-સુર જબ પાઉ, તબ લેઉ શીર ભાર. ૧
ચંદ્ર-સુર ચલી આવહી, તો મેં કરૂં અહારાં;
ચંદ્ર-સુર પહુંચે નહિ, નિગલું સબ સંસાર. ૨

(સંતોષ-બોધ)

હો સત્યપુરૂષ મારા ઉદરમાં અમી તથા ચંદ્રની શિતળતા હતી તેથી શાંત હતા. તે જવાથી તથા કષ્ટ પહોંચવાથી ઉગ્રતા શાંતિ માટે ચંદ્રની શિતળતા ( અમી ) મળવી જોઇએ, તે શિવાય મને શાંતિ થશે નહિ, એ મુજબ કુર્મ્હઅંશે માંગ્યું. ત્યારે સત્યપુરૂષની ફરીથી અધર-વાણી આવી કે:—

## ચોપાઇ

અમૃત ક્ષણ ક્ષણ તુમ લેહો, પાછો સંપુરણ કરી દેહો
ચંદ્ર તેજ ધર્મની ઇમિ હાની, સુર્ય તેજ જો બહુત બખાની
કૃષ્ણ પક્ષ પડિવા જબ આવે, કુર્મ્હ અહાર ચંદ્ર (અમી) કો પાવે
કુર્મ્હ અહાર ચંદ્ર-અમી લીના, ઘડી ઘડી ઘટતી તબ ક્ષીના
સુકલ પક્ષ તે ભયા ઉજાશા, પુનમ ચંદ્ર કિયા પ્રકાશા
પુનમવ્રત કુર્મ્હ જો કીના, તાતે ચંદ્ર ( અમી ) ગ્રાસ ન લીના
અમી ચંદ્રમે રહે સમાઇ, પુનમ અધિક જાહી તે ભાઇ
પુરણ વ્રત પુનમકો હોઇ, પુનમ ચૌકા આરંભે સોઇ

તીન વ્રત વંશકો દીના. અશ બચાય અપન કર લીના
પુરણ વ્રત પુનમ જો હોઇ, પુનમ ચૌકા કુર્મ્હકા હોઇ
પુરૂષ બચન સુની કુર્મ્હ અનંદા, અમી સ્વરૂપસો આનંદ કંદા

(સંતોષ બોધ)

તમોએ ચંદ્રની એકેક કળા નિત્ય કૃષ્ણ પક્ષના પડવાથી લેવી, અને સુકલપક્ષના પડવાથી એકેક કળા નિત્ય (જે લીધેલી તે) પાછી આપવી; પરંતુ પુર્ણિમાના દિવસે ષોડ્સ (સોળ) કળા ચંદ્રને સૃષ્ટીના અર્થે આપવી તે દિવસે ઉગ્રતા શાંતિના અર્થે એક કળા લેવી નહિ. કારણ કે જો તે દિવસે લેવામાં આવે તો, અખંડ ચંદ્રની કળા સંસારના જાણવામાં આવે નહિ. તેથી તે દિવસે તમારી ઉગ્રતા શાંતિ અર્થે પુર્ણિમા (પુનમ) નું વ્રત (ઉપવાસ) કરી અમારૂં અખંડ ધ્યાન ધરવું, જેથી તે દિવસે તમોને અમારા ધ્યાનથી શાંતિ રહેશે વિગેરે દર્શાવી વરદાન આપી વાણી બંધ થઈ.

ઉપર દર્શાવ્યા મુજબ વરદાન કુર્મ્હઅંશને મળ્યું ત્યારથી પુર્ણિમા (પુનમ) નું વ્રત આદિમાં ઉત્પન્ન થયું છે, અને જે ચંદ્રની કળા ઘટે છે. તથા વધે છે. તેનું કારણ પણ ત્યારથીજ થયેલું છે પુર્ણિમા (પુનમ) ના શુભ દિવસે ચોકા આરતી કરવી, કરાવવી, પાન પ્રવાનો લેવો, શિષ્ય થવું, વ્રત કરવું, ધ્યાન ધરવું એ શ્રેષ્ઠ સદ્ગુરૂ કબીરસાહેબે દર્શાવેલું છે. કારણકે પૃથ્વીનું બંધારણ તથા ચોકા—આરતીનું કાર્ય કુર્મ્હજીની પીઠપરથીજ કરેલું છે. તેથી શાંત ગુણ પ્રાપ્ત થઇ જીવ—અંશ વંશ—નાદ સત્યલોકવાસી થાય છે. એથી પુર્ણિમા ઘણી શ્રેષ્ઠ જગત્‌માં ગણવામાં આવેલી છે. તેનું બીજુ કારણ એ છે કે, તે દિવસેજ અખંડ ચંદ્રની સોળે કળા સંસારમાં પ્રગટ રહે છે; તે શિવાયના દિવસોમાં અખંડ કળા રહેતી નથી, જગત્‌માં ઘણા મનુષ્યો પુર્ણિમા (પુનમ) નું વ્રત કરે છે, પણ એ વ્રતની ક્યારથી શરૂવાત થઇ છે, એનું મહાત્મ શું છે, તથા તે કેવી રીતે કરવું વિગેરેની માહિતી ઘણા મનુષ્યોને નથી; તેમ પુનમ—વ્રત

મહાત્મની કથા પણ અન્ય ધર્મ–પંથમાં નથી, ફક્ત સદ્ગુરૂ કબીરસાહેબના પુનમ–મહાત્મમાંજ તેનું વિવરણ હિંદી ભાષામાં દર્શાવેલું છે. તે વ્રતનું મહાત્મ સદ્ગુરૂની દયાથી ઘણે સ્થળે પ્રસિધ્ધ થઇ ચુકેલું છે. પુર્ણિમા શિવાયના વ્રતો જે હાલ જગત્માં ચાલુ છે, તે પછીથી પ્રગટ થયેલા છે. તેથી પુર્ણિમાનું વ્રત આદિ છે. એ સર્વના આ હકીકત ઉપરથી માનવામાં આવશેજ વિગેરે હકીકત છે.

—દ્વિતિય—રત્નઃ સંપૂર્ણ—

## તૃતિય—રત્નઃ

### બીજ–ખેત મળવા નિરંજને તપશ્ચર્યા કરવી, આદિ ભવાની (અષ્ટંગી) ને બીજ–ખેત આપી મોકલવા તથા અષ્ટંગીને ગળી જવાથી યોગજીતજીને મોકલી છોડવવા વિગેરેનું વિવરણ.

#### ચોપાઇ

પુરૂષ ધ્યાન પુની કીન્હ નિરંજન, યુગ અનેક કિયા સેવા સંજમ
સ્વાર્થ જાની સેવા તીન લાવા, કરી રચના બૈઠે પછતાવા
સ્વર્ગ મૃત્યુ કીનો પતાલા, બીના બીજ કીમી કીજે ખ્યાલા.
ધર્મરાય તબ કીન બિચારા, કહાંવા લૌં ત્રિપુર બિસ્તારા
કર સેવા માંગો વર સોઇ, તિહુ પુર જાતે મેરા હોઇ
એક પાંવ તબ સેવા કીયેઉ, ચૌસઠ યુગ લો ઠાઢે રહેઉ

(અનુરાગ સાગર)

દ્વિતિય રત્નમાં દર્શાવ્યા મુજબ જ્યારે રચનાની કેટલીક સામગ્રી પ્રગટ થઇ, ત્યારે ફરીથી નિરંજને સુન્ય સ્થાનકે જઇ યોગ-સમાધિ લગાવી અને એક પાદ્ (પગે) ઉભા રહી ઘણી કઠિન તપશ્ચર્યા કરવા માંડી. એ પ્રમાણે જ્યારે સત્યપુરૂષનું ચોસઠ યુગ સમય સુધીનું ધ્યાન ધર્યું, ત્યારે અધર વાણી થઇ કે હે સહજ, ફરીથી નિરંજન શા સારૂ તપશ્ચર્યા કરે છે. તેમની શું ઇચ્છા છે. જે ઇચ્છા હોય તે પ્રમાણે તેમને વરદાન આપો. એ મુજબ આજ્ઞા થઇ ત્યારેઃ—

## સોરઠા

સહજ ચલે શીરનાય, જબહી પુરૂષ આજ્ઞાદીયેઃ
તહાંવા પહુંચે જાય, જહાં નિરંજન ઠાઢે રહે.

(અનુરાગ સાગર)

સહજ અંશ મસ્તક નમાવી સત્યલોકથી તેમની આજ્ઞામુજબ જ્યાં નિરંજન યોગ—સમાધિ લગાવી સુન્યમાં બેઠાહતા ત્યાં આવી પહોંચ્યા, ને સમાધિથી જાગ્રત કરી જણાવ્યું કે હે નિરંજન તમારી શું ઇચ્છાછે? જે ઇચ્છા હોય તે માંગો? કેમકે તમારા ઉપર સત્યપુરૂષ કૃપાવંત થયાછે. ત્યારે નિરંજને દ્વીહસ્ત જોડી પ્રાર્થના કરીકેઃ-

## ચોપાઇ

તબે નિરંજન બિનતી લાઇ, કૈસે રચના રચુ બનાઇ
મેં સેવક દુતીયાનહી જાનો, ધ્યાન પુરૂષકો નીશદીનઠાનો
બિનતી કીયો જોર જુગ પાની, દીજેબીજ ખેત સહિદાની
ઇતનાઠોર મોહેનાહી સુહાઇ, અબમોહે બખસ દેહોઠકુરાઇ

(અનુરાગ સાગર)

હો વડિલભ્રાતા હું સત્યપુરૂષનોજ સેવક છું, ને તેમનું ધ્યાન હર હમેશ ધરૂં છું; તેથી મારાપર તેમની કૃપા થઇ છે. તો મારૂ માંગવું એટલુંજ છે કે—ત્રિલોકય (જગત્) નું ખોખું તો ઉત્પન્ન થયું, પણ તેમાં જી-

વોની રચના શીરીતે કરૂં, તેથી બીજ ખેતની સહિદાની મને મળવી જોઇએ; ને ત્રિલોકયના ઉપર રાજ્ય ચલાવવા સારૂ મને એક સ્થળ રહેવા માટે જુદું મળવુ જોઇએ, ને જે જીવો ઉત્પન્ન થાય તેમાં મારી સત્તા રહે એ સિવાય કંઇજ માંગવું નથી. એ મુજબનું માંગતા એ અરજી સ્વીકારીને સહજ અંશે જણાવ્યું કે જાવ તમોને માંગ્યા મુજબનું મળશે. અસ્તુ ! કહી સહજ અંશ ત્યાંથી નીકળી સત્યપુરૂષ પાસે આવી સર્વે હકીકત વિદિત કરી ત્યારેઃ—

છંદ

પુરૂષ સેવા બસ ભયે, તબ અષ્ટાંગી દીન્હહો,
માન સરોવર જાહી કહીયે, દેહુ ધર્મહી ઠોરહો;
અષ્ટંગી કન્યા હતી જેહી, રૂપ શોભા અતિ બની,
જાહુ કન્યામાન સરોવર, કરહુ રચના અતિ ઘની.

સોરઠો

ચોરાશી લક્ષજીવ; મુલ બીજ સબ સંગ દીયે;
રચના રચહુ સજીવ, કન્યા ચલિ શીર નાયકે.

( અનુરાગ સાગર )

સત્યપુરૂષનો હુકમ થયો કે નિરંજનને રહેવા મુળ માનસરોવરનું સ્થાન આપોને અષ્ટંગીને પણ સાથે લઇ જાવ. એસમયે અષ્ટંગીને ચોરાસી લક્ષયોનીના જીવ તથા મુળ બીજની સર્વ સામગ્રી આપેલી છે. અષ્ટાંગીને પણ જણાવ્યું કે જીવોની રચના માનસરોવર પર જઇ કરો તેથી સહજ અંશ તથા અષ્ટંગીઅંશ સત્યપુરૂષને નમન કરીને ત્યાંથી નીકળ્યા ને સુન્યમાં આવી પહોંચ્યા ને સર્વે હકીકત નિરંજનને વિદિત કરી. તેથી મુળ માન સરોવર પર કન્યા (અષ્ટંગી) સહિત આવી નિરંજન બીરાજ્યા ને સહજઅંશ સહજ દીપમાં પધાર્યા.

એ અષ્ટંગીને આદ્યા, આદ્યશકિત, આદ્યકુમારિ, આદિ ભવાની યોગમાયા, મહામાયા, જગતજનુની, ઇત્યાદિ ઇત્યાદિ ભીન્ન ભીન્ન વિશેષણ

યુક્ત નામ આપી જગતમાં આનંદી થઇ રહેલી છે. તેમની સુંદરતાનું વિવરણ સ્વસં (સુક્ષ્મ) વેદમાં ઘણું આપેલું છે. તેમના આધિન ત્રિદેવ—દેવતા—દાનવ—ઋષી—મુની—ગુની—યક્ષ—કિન્નર—ગણ—ગંધર્વ—નાગ મનુષ્ય—પશુ—પક્ષી—કીટ—પતંગ—જલચર—થલચર—ઇત્યાદિ છે.

પ્રથમ વિભાગમાં જે ઉત્પત્તિ પ્રગટ થયેલી દર્શાવી છે તેને આદિ-બ્રહ્મ—સૃષ્ટિ ગણેલી છે, ને અક્ષરસુત (બ્રહ્મ—અંશ) ના અંશ—વંશથીજે પ્રથમ અંશ—વંશ ઉત્પન્ન થયા તેને જીવ સૃષ્ટી ગણેલી છે, ને ત્યારબાદ જે ચોરશી લક્ષ યોનીના જીવ આપીને અષ્ટંગીને મોકલ્યા હતા તે ચોરાશી લક્ષ યોનીના જીવોની રચના અષ્ટંગી (માયા) તથા ત્રિદેવે મળી ચારખાની ઉત્પન્ન કરેલી છે તેને માયા સૃષ્ટી ગણેલી છે. એથી મુખ્યત્વે ત્રણ સૃષ્ટી ગણાય છે. તેપૈકી માયા સૃષ્ટીના જીવો સદૈવ બંધનમાં છે.

જ્યારે અષ્ટંગી તથા નિરંજન બેઉ માન સરોવરના સ્થાનપર સ્થીત થયા ત્યારે અષ્ટંગીનું રૂપ જોઇ નિરંજન કહેવા લાગ્યા કે, હે અષ્ટંગી તમોને મારે માટેજ ઉત્પન્ન કર્યા છે, માટે આપણે બેઉ મળીને જગત્‌ની ઉત્પત્તિ બીજ—એતથી કરીયે. ત્યારે અષ્ટંગીએ પ્રત્યુત્તર આપ્યો કે, હો નિરંજનજી તમે અમે બન્ને એકજ સુત્રથી ઉત્પન્ન થયેલા છીયે તેથી બંધવ—ભગિની છીયે. તેથી સંયોગ ઊચિત નથી, ને એ વચન અત્યંત નિકૃષ્ટ છે; તેથી આપ જેવા ત્રિલોક્ય રાજ્યાધિપતિને યોગ્ય નથી ઇત્યાદિ કહ્યું. જ્યારે નિરંજને અષ્ટંગી (આદ્યા) નો એવો જવાબ સાંભળ્યો, ત્યારે એ વિષે ઘણા સમજાવ્યા પણ માન્યું નહીં ત્યારેઃ—

## ચોપાઇ

નીરખત ધર્મ ભયે અધીરા, અંગ અંગ સબ નીરખી શરીરા
ધર્મરાય કન્યા કહુ ગ્રાસા, કાલ સ્વભાવ સુનહો ધર્મદાસા.
કીનો ગ્રાસ કાલ અન્યાઇ, તબ કન્યાકે ચિત વિસ્મે આઇ
તતક્ષણ કન્યા કિન્હુ પુકારા, કાલ નિરંજન કીન અહારા

(અનુરાગ સાગર)

નિરંજન ( પ્રેમઅંશ–ધર્મરાય ) ને અત્યંત ક્રોધ થયો, જેથી ભયાનક સ્વરૂપ ધારણ કર્યું, અને અષ્ટંગી ( આદ્યશકિત ) ને ગ્રહણ કરી ( પકડી ) ને મુખમાં નિગળવા માંડી. તે સમયે અષ્ટંગી ( આદ્યશકિત ) એ સત્યપૃરૂષને પોકાર કરી વિનંતી કરી કે, હો સાહેબ મને નિરંજન કાલ સ્વરૂપ ધારણ કરીને ગળી જાય છે, માટે આપ કૃપા કરી તેમના મુખમાંથી મુકાવો એ મુજબની વિનંતી કરી. તે સ્વીકારી. જ્યારે તેમનો આ બીજો ગુન્હો થયો ત્યારે નિરંજનને શ્રાપ મળ્યો છે કેઃ—

## ચોપાઈ

ધર્મ ચરિત્ર પુરૂષ જબ જાની, દીના શ્રાપ સો કહું બખાની
લક્ષ જીવ નીત ગ્રાસન કરહું, સવાલક્ષ નિત પ્રતિ વિસ્તરહું

## છંદ

એક મેટત મોહે બને નહિ, નાલ એક સુત ષોડ્સા;
એક મેટત સબહિ મીટહી, બચન ડોલે અમોલસા.

## સોરઠા

ડોલે બચન હમાર, જો અબ મેંટો ધર્મકો:
બચન કરૈં પ્રતિપાલ, દર્સ મોર અબ ના લહે.

( અનુરાગ સાગર )

નિરંજન (પ્રેમઅંશ–ધર્મરાય) તપશ્ચર્યાના પ્રભાવથી ઘણાજ ઘુમંડી થયા છે. જો એમને વિલોપીત કરૂં તો એકજ સુત્ર (નાલ) થી પ્રગટ થયેલા ષોડ્સ સુત (બ્રહ્મ–અંશ) પણ વિલોપ થાય, ને અમોલ વચન (સત્ય–શબ્દ) ખાલી જાય. માટે એમને એટલોજ દંડ દઉં છું કે ભવિષ્યમાં અમારા દર્શન તેમને નહી થાય. તે એક દિવસ પ્રતિ લક્ષજીવ ગ્રાસન કરશે ને સવા લક્ષ જીવ ઉત્પત્તિ કરશે. એ મુજબનો શ્રાપ નીરંજનને મળ્યો. બાદ અષ્ટંગીને છોડાવા નીમીત્તે જ્ઞાનીજી ( યોગજીતજી ) પધાર્યા ત્યાં પ્રમાણઃ—

## ચોપાઇ

યોગજીત તુમ બેગિ સીધારો, ધર્મરાયકો માર નીકારો
માન સરોવર રહન ન પાવે, અબ યહ દેશ કાલ નહી આવે
જાય રહે ધર્મ વાહી દેશા. સ્વર્ગ, મૃત્યુ, પાતાલ નરેશા
(અનુરાગ સાગર)

હે ગ્યાનીજી, નિરંજન કાલ સ્વરૂપ ધારણ કરી અષ્ટંગી (આદ્યશકિત) ને નીગળી ગયા છે. તેને જલ્દીથી જઇને મુકાવો, ને તે મુળ માન સરોવરપર રહેવા ન પામે એવો યોગ્ય દંડ (શાસન) આપો કે ફરીથી આદેશ તરફ તે આવવા પામે નહી; તે પોતાનાજ રાજ્યમાં જઇ રહે. એ મુજબની આજ્ઞા ગ્યાનીજીને થતાં ગ્યાનીજી (યોગજીતજી--કબીર સાહેબ) નિરંજન (પ્રેમઅંશ--ધર્મરાય) પાસે જ્યાં માન સરોવરપર અષ્ટંગીને નિગળી ગયા હતા ત્યાં આવી પહોંચ્યા. ત્યારેઃ—

## ચોપાઇ

યોગજીતકાં દેખે જબહી, અતિ ભયે કાલ ભયંકર તબહી
પુછે ધર્મ કૌન તુમ આહી, કૌનકાજ બર યહાં સિધાઇ
યોગજીત અસ કહે પુકારી, અહો ધર્મ તુમ ગ્રાસેઉ નારી
અગ્યા પુરૂષ દીન્હ યહ મોહી, ઇહાંતે બેગ નિકારોં તોહી
સુનકે ક્રોધ ધર્મ પરજરેઉ, યોગજીતકે સન્મુખ ભયેઉ
(અનુરાગ સાગર)

યોગજીતજી (ગ્યાનીજી) ને જોઇ નિરંજન (પ્રેમઅંશ) અતિગર્વથી પુછવા લાગ્યા કે, તમે શા કારણથી અત્રે આવ્યા છો, ને કોણે મોકલ્યા છે. ત્યારે યોગજીતજી માહારાજે જણાવ્યું કે, હે નિરંજન તમે અષ્ટંગીને ગળી ગયાછો તેથી સત્યપુરૂષનો એવો હુકમ થયો છે કે, તે કન્યાને છોડાવો ને માન સરોવરપર હવે તે રહેવા ન પામે એવો દંડ આપો. તેથી તેમની આજ્ઞાનુસાર અત્રે તે કાર્ય કરવા સારૂ આવેલો છું. તે સાંભળી નિરંજન અંશ યોગજીતજીના સન્મુખ થયા. ત્યારે યોગજીતજીએ સ્તુતિ રૂપી તીર

માર્યો, જેથી અષ્ટંગી ( આદ્ય શકિત ) ઉદરથી બહાર આવી, ને માન સરોવરપરથી ઝાંઝરીદ્વીપમાં તેમનાં (મુળ-સ્થાને ) રહેવા યોગ્ય દંડ આપ્યો. જેથી ઝાંઝરીદ્વીપમાં કન્યા તથા નિરંજનનો વાસો થયો. યોગજીતજીએ સુર્તિબાણ માર્યું તે વાગવાથી લોહી નીકળ્યું, તેનું વિષમ સરોવર ઝાંઝરી દ્વીપપર ઉત્પન્ન થયું; ને કુર્મ્મજીને જે કષ્ટ પહોંચાડયુ હતું તેનો બદલો તેમને મળ્યો. બાદ ત્યાંથી યોગજીતજી અંતર્ધ્યાન થઇ ગયા. હવે અષ્ટંગી ઉદરથી બાહાર નીકળી ત્યારે નિરંજને પુર્વની સુર્તિ તેમના ઉદરમાં રહેવાના કાર્યથી ભુલાવી દીધી, તેથી ભયભિત થતા નિરંજનને પિતા પિતા કહેવા લાગ્યા, ને નિરંજન સાથે રહ્યા.

### સોરઠા

કન્યા ગ્હી શીરનાય, ત્રાસિત કાલકે ડર અધિક:
રહી શીશ નમાય, આસપાસ ચિતવત્ ખડી.

( અનુરાગ સાગર )

એ ઝાંઝરીદ્વીપ સ્થાનને ત્રીજું નિરંજન–માયા–સોહં–સ્થાન ગણેલું છે. ત્યાં આકાશપાંજી ઘાટનો દરબાર છે. તે ઘાટ સદ્‌ગુરૂ કબીરસાહેબે આગળ ખુલ્લો કરેલો છે વિગેરે હકીકત છે.

—તૃતિય—રત્નઃ સંપૂર્ણ—

# ચતુર્થ—રત્નઃ

## નિરંજન—અષ્ટંગીનો એકમત થવાથી ત્રણ અંશ—બ્રહ્માજી—વિષ્નુજી શંકરજી—ઉત્પન્ન કર્યા, બાદ નિરંજન સુન્યમાં સમાધિસ્થ થયા તથા વેદો પ્રગટ કરી સિંધુમાં રહેવા સ્થાન આપ્યું તેનું વિવરણ.

અષ્ટંગી ( આદિભવાની ) નિરંજન ( ધર્મરાય ) ના ઉદર બહાર નીકળવાથી તેમના આધિન થયા, ને તેમના કહેવા પ્રમાણે વર્તવા માંડયું. એ પ્રમાણે ઘણા દિવસો વિત્યા બાદ અષ્ટંગી કન્યા યોગ્ય વયના થયાને શરિર ઉપર રૂપ-રંગ આવી યુવતિ સ્વરૂપે નિરંજને જોયા ત્યારે નિરંજને જણાવ્યુ કે —

### ચોપાઇ

કહે નિરંજન સુન આદ કુમારી, અબ જીન ડરપો ત્રાસ હમારી
રચી તોહે હમરે કાજા, એક મત હોય કરો ઉપરાજા

( અનુરાગ સાગર. )

હે આદ્યભવાની હવે તમે મારો ડર માનશો નહીં, કેમકે તમને મારા નિમીત્તેજ રંગ વિલાસ ઉપભોગ કરી સૃષ્ટિ ઉત્પત્તિનું કાર્ય કરવા સારૂ બીજ—બેત આપી ઉત્પન્ન કરેલા છે. તેથી આપણે બેઉ એકમત થઇ સૃષ્ટિ ઉત્પન્ન કરી તેનાપર રાજ્ય કરીએ. જયારે નિરંજન ( પ્રેમઅંશ ) ના એવા અઘટિત વચનો સાંભળ્યા ત્યારે અષ્ટંગીએ જવાબ દીધો કેઃ—

### ચોપાઇ

કન્યા કહે સુનો હો તાતા, એસી વિધ જીન બોલો બાતા
મંદદ્રષ્ટિ જો ચિતવો મોહી, તાતે પાપ લગહે તુમહી

( અનુરાગ સાગર )

હે પિતાશ્રી આપના ઉદરથી હું ઉત્પન્ન થયેલી છું. તેથી આપ મારા પિતા થઇ આવાં અયોગ્ય નહિ સંભવે એવાં ભાષણો કાઢી મંદદ્રષ્ટિથી મનમાં ( ઉચિત કાર્ય ન છતાં ) ચિંતવન કરો છો તે સારૂ કહેવાય નહિ, ને એવું અઘટિત કાર્ય આપ જેવા શ્રેષ્ઠ પુરૂષને શોભે નહિ. કેમકે પિતા-પુત્રીનો સંયોગ શીરીતે બને. તેથી તમોને પાપ લાગશે, માટે કાંઇ મનસાથે યોગ્ય વિચાર કરી ખોટા વિચારોને દુર કરો; ને કાર્યતો મારાથી નહિ બની શકે. ત્યારે નિરંજને ફરીથી અષ્ટંગીને જણાવ્યું કેઃ—

ચોપાઇ

કહે નિરંજન સુનો ભવાની, યહમે નાહી કહોં સહિદાની
પાપ પુન્યસેં હમ નહી ડરતા, પાપ પુન્યકા હમહે કરતા
પાપ પુન્ય હમહીંસે હોઇ, લેખા હમરા લૈહેન કોઇ
હસી કન્યા સુની એસી બાતા, એક મત હોય રંગ હોય રાતા
( અનુરાગ સાગર )

હે આદિભવાની હું સત્યપુરૂષના તપોબળથી ત્રિલોકયનો રાજ્યાધિપતિ છું. જેથી પાપ પુન્યના પ્રગટ કર્તા સ્વામી પણ હું છું. તેમજ પાપ પુન્યનું સર્વનુ લેખુ લેવા વાળો પણ હું છું. તેથી મારૂં લેખું લેવાવાળું બીજું કોઇપણ અન્ય નથી. કેમકે મને સ્વતંત્ર ત્રિલોકયની રાજ્ય સત્તા સત્યપુરૂષે દયાળુ થઇ સોંપેલી છે. બીજું તમોને જે મારી પાસે મોકલ્યાં છે. તે ઉત્પત્તિ કરવાના કાર્ય નિમિત્તેજ મોકલ્યાં છે. માટે આપણે બેઉ એક મત થઇ ઉત્પત્તિ કરી ત્રિલોકયનું રાજ્ય કરીશું, હવે પછી મારે સત્યપુરૂષના લોકમાં જવાની ઇચ્છા કંઇપણ નથી વિગેરે ઘણી વાર્તાઓ કહી સમજાવી. ત્યારે નિરંજન તથા અષ્ટંગીનો એક મત થયો ને ભગ દ્વાર પાડી ત્રિવાર સંયોગ (રતિ વિલાસ ) કર્યો. જેથી પ્રથમ ત્રણ અંશ ઉત્પન્ન થયા તેનું પ્રમાણઃ—

છંદ

ભગ નાહી કન્યા કે હતી, અસ ચરિત્ર કીન્હ નિરંજના
નખ ઘાત કિયે ભગ દ્વાર તતક્ષન, ઘાટ ઉત્પત્તિ ગંજના

ત્રિયવાર કિન્હી રતિતબૈ, ભયે બ્રહ્મા વિષ્નુ મહેશહો.
જેઠે વિધિ, વિષ્નુ લઘુજહી, તીજે શંભુ છોટહો

### સોરઠા

ઉત્પત્તિ આદી પ્રકાશ, યહ વિધિ તેહી પ્રસંગ ભયોઃ
કીન્હો ભોગ વિલાશ, એક મત કન્યા કાલ બહે.

( અનુરાગ સાગર )

ઉપર દર્શાવ્યા મુજબ ત્રણ અંશ (પુત્ર) પહેલા રજો ગુણથી જેષ્ઠ બ્રહ્માજી, તેમનાથી લઘુ બીજા સાત્વિક (સત્વ) ગુણથી વિષ્નુજી, ને સર્વથી નાના ત્રિજા તમો ગુણથી શંભુજી (શંકરજી) ઉત્પન્ન થયા.

દ્વીતિય રત્નમાં દર્શાવ્યા મુજબ કુર્મ્હજીના ત્રણ શિશ છેદન કર્યા હતા, તે ત્રણ શિશ લેઇ નિરંજને ગુપ્ત રાખ્યા હતા. તેનાજ ત્રણ ગુણથી ત્રણ સુત (અંશ) ઉત્પન્ન કર્યા. એ મુજબ ઘણા દિવસ એક સ્થાનપર રહ્યા જેથી ચોદ યમ પણ જગત્ ઉત્પતિના કાર્યમાં પ્રથમ ઉત્પન્ન કર્યા છે. બાદ નિરંજને દેવીને જણાવ્યું કે —

### ચોપાઇ

કહે ધર્મ કામની સુન બાની, જો મેં કહોંગો લેહો માની
જીવ બીજ આહે તુમ પાસા, સો લે રચના કરો પ્રકાશા
પાંચ તત્વ તીનો ગુણ દીના, યહલે જગકો રચના કીના
મોર દરસ ત્રિય સુતનહિ પૈહે, જો મોહે ખોજત જન્મ સરૈહે
રાજ્ય કરો તુમ લે ત્રિબાળા, ભેદ ન કહિયો કાહુ હમારા
ત્રિસુત જબ હોય શિયાના, સિન્ધુ મથનકો પઠવો નિદાના
ત્રિસુત સોંપ તોહે દીના, અબહમ પુરૂષ સેવા ચિત દીના
અસ કહી મતા ઠાડહો જાની, પુરૂષ ભેદ નહીં પાવે પ્રાની

( અનુરાગસાગર )

હે દેવી તમારી પાસે જીવ–બીજ–પંચતત્વ–ત્રિગુણ ઇત્યાદિ

સત્ય પુરૂષે આપી ઉત્પન્ન કર્યા છે. તે આધારે ત્રિલોકય જગતની ઉત્પત્તિ જગતમાં જઇ કરીને ત્રિસુતને અધિષ્ઠાતા પ્રાધાન્ય નીમીને ચૌદયમસહીત ભવસાગરનું રાજય ચલાવો, પણ સત્યપુરૂષનો તથા મારો ભેદ કોઇને પણ જણાવશો નહિ. મારાં દર્શન બ્રહ્માજી--વિષ્ણુજી-તથા શંકરજીને ખોજતાં ખોજતાં જન્મ વહી જશે તોપણ પ્રત્યક્ષ રીતે થવાનાં નથી. જ્યારે ત્રિસુત મ્હોટાને શાહાણા તથા સમજુ થાય, ત્યારે તેમને સિંધુ ( સાગર ) મથન કરવા મોકલજો. એ મુજબ શીખામણ દેઇ સુન્ય ગુફામાં ગુપ્ત નિવાસ કરી સત્યપુરૂષનું ધ્યાન ધર્યું, પણ એ વખત ગુન્હા કરેલા હોવાથી શ્રાપના લીધે સત્યપુરૂષના ફરીથી દર્શન તેમને થયાં નથી. આ સ્થાને નિરંજનને મનનું સ્વરૂપ આપેલું છે. કેમકે ઘણા શાસ્ત્રોનો તથા વિદ્વાન પુરૂષોનો મત પણ એજ છે કે, મનથીજ સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે અને મન એજ ચૌદ લોકનો રાજા પણ કહેવાય છે; કેમકે મનનો દોર સર્વ જગતમાં ભરપુર છે, નિરંજને ધ્યાન ધર્યું તે પછી શી રીતે વેદો ઉત્પન્ન કર્યા તેનું વિવરણ નીચે આપવામાં આવેલું છે. તેનું પ્રમાણ --

## ચોપાઇ

ધરાયોગ નિરંજન રાઇ, પવન આરંભ કીન બહુતાઇ
ત્યાગે પવન રહિતપુની જબહી, નીસરેઉ વેદ સ્વાસસંગતબહી
આયેઉ સ્વાસા સંગ પુની વેદા, વિરલાજન કોઇ પાવે ભેદા
અસ્તુતિ વેદ કીન પુની તાંહા, આજ્ઞા કા હમે નિરગુણનાહા

( અનુરાગ સાગર )

નિરંજન જ્યારે સુન્યમાં સમાધી લગાવી બેઠા ને યોગ સમાધિમાં આત્મ વિસ્તૃત કર્યો, ત્યારે જે આદી સ્વસંવેદ તથા મૂળ ચારવેદ હતા તેમાંથી અત્યંત નિર્મળ બાબતો ચુનીને નિરંજને પોતાના હૃદયમાં રાખી હતી, તેમાં પોતાનો વિચાર સંયુકત ( સંમીલન ) કરી સ્વાસ માર્ગથી વેદોની ઉત્પત્તિ કરી. એ સંબંધે મહમદ બોધમાં દર્શાવ્યું છે કે એ વેદો સ્વસૂં ( સુક્ષ્મ ) વેદના જ્ઞાનથી ઉત્પન્ન કર્યા સ્વસંવેદ તથા મુળ ચારવેદ ઘણાજ

સર્વોત્કૃષ્ટ છે, ને ચાર વેદ ઉત્કૃષ્ટ છે. એ વેદો સ્વાસથી ઉત્પન્ન થયા. આકાશમાંથી સ્વચ્છ વર્ષાનું જળ પડે અને પૃથ્વીપર પડતાં તેનો રંગ ઢંગ ગેંદલ તથા અપવિત્ર થાય, તે આદ્રશ્ય નિરંજનદ્વારા વિચાર રૂપી સંશ્લિષ્ઠતાના કારણથી સ્વસં ( સુક્ષ્મ ) વેદ તથા ચાર મૂળ વેદથી નિરાગીજ સ્થીતિમાં ઉત્પન્ન કર્યા. તે ચાર વેદના નામ-ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ, અથર્વનવેદ છે, ને કેટલેક સ્થળે તેમના માર્ગમાં પાંચમો સ્વમવેદ પણ ગણવામાં આવેલો છે. જ્યારે એ વેદો પ્રગટ થયા ત્યારે તે વેદો અલખ નિરંજનની સ્તુતી કરવા લાગ્યા કે, આપ અલખ, અગોચર, જ્યોતિ સ્વરૂપછો, આપ સર્વ ગુણ સંપન્ન ને સમસ્ત સંસારના સ્વામીછો; આપની શ્રેષ્ટતા તથા મહિમાનું વર્ણન અમારાથી પણ થઇ શકતુ નથી. એ મુજબ ઘણી વિનંતી કરી બાદ જણાવ્યુ કે, હવે હમોને આપનો શું હુકમછે ? ત્યારે નિરંજને નીરાકાર સ્વરૂપે શબ્દોચ્ચાર કર્યો કે —

ચોપાઇ

ઉઠી અવાજ રૂપ નહીં દેખા, જ્યોતિઅંગ દીખલાય વિશેષા
કહેઉ જાય કરો સિંધુ નિવાસા, જેહી બેરે જગ્યા તેહી પાસા

( અનુરાગ સાગર )

તમે સમુદ્રમાં જઇ ગુપ્ત રહો અને તમોને શોધી કાઢે તે વખતે પ્રગટ થઇ તેમના સ્વાધીન રહો. તે તમારૂં વ્યાખ્યાન જગતમાં ફેલાવશે એવું જણાવી શબ્દોચ્ચાર બંધ થયો. જેથી આજ્ઞાનુસાર વેદો સિંધુ ( સમુદ્ર ) માં જઇ ગુપ્ત છુપાઇ રહ્યા.

જ્યારે સ્વાસાદ્વારેથી વેદો નિરંજને ઉત્પન્ન કર્યા ત્યારે અક્ષર સુતે (બ્રહ્મ- અંશે ) ડરમાન્યો ને અચિંત સુત ( બ્રહ્મ- અંશ ) પાસે જઇ સર્વ હકીકત જણાવી ત્યારે અચિંત સુતે જણાવ્યું કે, અમણે મંડાણ કરેલુ કાર્ય સત્યપુરૂષની આજ્ઞા હોવાથી પુરૂં કરવા દ્યો—વગેરે હકીકત છે.

—ચતુર્થ—રત્નઃ સંપૂર્ણ—

# પંચમ્—રત્ન:

ત્રણસુતે માયા પ્રત્યે અમારા પિતા કોણ છે તે પુછવું, સિંધુ મથન ક્રિયા, ત્રણ કન્યાનું ઉત્પન્ન થવું, વેદો, ચૌદરત્ન વિગેરે પ્રાપ્ત થવા. તથા બ્રહ્માજીનું તેમના પિતાશ્રીના દર્શન કરવા સુન્યમાં પ્રયાણ કરવા બાબતનું વિવરણ.

બ્રહ્માજી, વિષ્ણુજી તથા શંકરજી ત્રણે બંધુ નાના હતા, તે સમયે નિરંજન પોતે આદ્યા—( અષ્ટંગી--આદ્યશક્તિ ) ને સોંપીને સુન્યમાં નિવાસ કર્યો હતો, તેથી તેમના પિતાશ્રી કોણ હતા તેની તેમને બીલકુલ ખબર ન હોતી. એ ત્રણ બંધુઓ અત્યંત બલિષ્ઠ તથા ત્રિગુણસહિત મહાન પ્રભાવ શાળી બુદ્ધિમાન ને સુંદર આકૃતિવાન ગૌરવર્ણ હતા. જ્યારે ત્રણે બંધુઓ યોગ્ય વયના એટલે મ્હોટી ઉમ્મરના થયા ત્યારે જ્ઞાન થયું કે, આપણા પિતાશ્રી કોણ હશે એની શંકા ઉત્પન્ન થવાથી ત્રણે બંધુઓ પોતાની માતાશ્રી આદ્યશક્તિ પાસે આવ્યા. તેમાંથી વડિલ બંધુ બ્રહ્માજીએ માતા પ્રત્યે પુછ્યું કે—

તબ બ્રહ્મા પુછા મહતારી, કો તુમ પુરૂષ તુમ કાકી નારી

ત્યારે આદ્યશક્તિનો ઉત્તર:—

હમ તુમ તુમ હમ ઔર ન કોઇ, તુમહી પુરૂષ હમહી તોરી જોઇ

( બીજક )

હે માતોશ્રી અમારા પિતાશ્રી કોણ છે ? જ્યારે સુતના એવા વચનો સાંભળ્યા. ત્યારે આદ્યશક્તિ ( અષ્ટંગી ) એ ઉત્તર આપ્યો કે, હે વત્સ-હુંજ તમારી માતા, ને હું તથા તમે એ સિવાય બીજું કોઇજ નથી. હુંજ ત્રિલોકયની રચવાવાળી જગત જનુની, મહામાયા, આદ્યા, આદ્યશક્તિ,

આદિભવાની, અષ્ટંગી, દેવી છું. જ્યારે માતોશ્રીના એવાં વચનો સાંભળ્યાં, ત્યારે ત્રણે બંધુઓ અપ્રસન્ન થયા; ને અંતઃકરણમાં જ્ઞાન દ્રષ્ટીએ વિચાર કરી જોતાં માતોશ્રીના વચનોપર વિશ્વાસ આવ્યો નહીં ને અસત્ય ભાખ્યાં, પણ અજાણ હોવાથી ત્રણ બંધુઓએ માન્ય ગ્રહણ કર્યું. એ પછી કેટલોક સમય વ્યતિત થયા બાદ નિરંજનની ગુપ્તવાણી આવ્યા પ્રત્યે થઇ કે —

ચોપાઇ

ગુપ્ત ધ્યાન દેવીસમુઝાવા, સિંધુમથનકો કસબિલમાવા.
પઠવો બેગ સિંધુ ત્રિયબાળા, દ્રિઢ કરમાનો બચન હમારા

( અનુરાગ સાગર )

મ્હોટી ઉમરના હવે સુતા થયા છે, છતાં હજુ સુધી અમોએ જણાવ્યા મુજબ સિંધુ મથન કરવા મોકલવા માટે વિલબ કેમ કરો છો ? માટે જેમ બને તેમ જલ્દીથી મોકલો, એ પ્રમાણે દેવીના ધ્યાનમાં આવી ગુપ્તરીતે જણાવ્યું. એ હુકમ થતાંજ ત્રણે સુતને સિંધુ મથન કરવા જવા સારૂ આદ્યશક્તિએ ફરમાવ્યું. તેથી ત્રણે બંધુઓ માતોશ્રીની આજ્ઞા લેઇ સિંધુ મથન કરવા ચાલ્યા ને સિંધુ ( રત્નાકર ) ના કિનારે આવી પહોંચ્યા

ચોપાઇ

સિંધું મથન અસઠીન ભવાની, આપમે અંશ તીન ઉત્પાની
કન્યા કીન્હ ઉત્પન્ન જબહી, અંશ તીન શિશ નાયે તબહી
પઠયે સિંધુ માંહ પુની તાહી. ત્રિયસુત મર્મ સો જાનત નાહી

( અનુરાગ સાગર )

જ્યારે સિંધુ મથન કરવા ત્રણ સુતને મોકલ્યા તે સમયે પોતાના શરીરપરથી મેલ કાઢીને તત્વ સંયોગથી ત્રણ કન્યા સાવિત્રીજી, લક્ષ્મીજી તથા પાર્વતીજી ( સતિ ) ઉત્પન્ન કરી. તેને આદેશ આપ્યો કે, મારી પ્યારી પુત્રીઓ તમે સિંધુ ( રત્નાકર ) માં જઇ છુપાઇ ( ગુપ્ત ) રહો. એ મુજબ ત્રણેને માતોશ્રીની આજ્ઞા થતાં સિંધુ ( રત્નાકર ) માં જઇ જ્યાં વેદો નિરંજનના મોકલેલા ગુપ્ત છુપાઇ રહ્યા હતા ત્યાં આવી ગુપ્ત નિવાસ ત્રણ પુત્રીઓએ કર્યો.

આ એક બાબતોથી ત્રણે બંધુઓ બીલકુલ અજાણ હતા અર્થાત્ માહિતી નહોતી—અનભિજ્ઞ હતા. પીતાશ્રી તથા માતાશ્રી ગુપ્ત રીતે જે જે કાર્યો કરતા હતા, તેની લેશમાત્ર પણ તેમને ખબર નહોતી. હવે આગળ દર્શાવી ગયા મુજબ સિંધુ મથન પ્રથમવાર ત્રણે સુતે કર્યો ત્યારેઃ—

ચોપાઇ

સિંધુ મથન તીનો સુત કીના, ભેટેઉ કન્યા હર્ષઓ લીના
કન્યાતીન લીના સંગ સાથા, આય જનનીકા નાયેઉ માથા
( અનુરાગ સાગર )

રત્નાકર સમુદ્રમાંથી પ્રથમ ત્રણ કન્યાઓ મળી તે લઇ પોતાની માતાશ્રી પાસે આવ્યા, અને ત્રણે કન્યાઓ માતાશ્રીના સામિપ્ય હાજર કરી ત્યારે માતાશ્રીનો હુકમ થયો કે—

ચોપાઇ

સાવિત્રી બ્રહ્માતુમ લેહો, લક્ષ્મીજી વિષ્ણુકો દેહો
પાર્વતી શંકરકો દીન્હા, એસી માતા આજ્ઞા કીન્હા.
પાયે કામની ભયે અનંદા, જ્યોંમીચકોર પાયે નિશીચંદા
કામવશ ભયે તીનોભાઇ, જાસે દેવ દૈત્ય હોનો ઉપજાઇ
( અનુરાગ સાગર )

હે બ્રહ્માજી તમે સાવિત્રી લ્યો, વિષ્ણુજીને લક્ષ્મીજી આપી, ને શંકરજીને પાર્વતીજી બક્ષીસ કર્યા. જ્યારે ત્રણે બંધુઓને ત્રણે પત્નિઓ મળી તેથી ઘણા હર્ષિત થયા, અને રૂપ રંગ જોઇ મોહીત થતાં કામવશ થયા. જેથી તેમના વંશ—દેવ, ઋષી, મુની, જક્ષ, કિન્નર, દૈત્ય ઇત્યાદિ ઉત્પન્ન થઇ પરનાલિકા બંધાઇ. બાદ માતાનો ફરી હુકમ થયોકે, ફરીથી સમુદ્ર મથન કરવા જાવ. તેથી ફરી મથન કરવા સર્વે ગયા અને સિંધુ મથન કર્યો ત્યારેઃ—

ચોપાઇ

મથે સિંધુ કછુ વિલંબન કીના, પાયેઉ વેદસો બ્રહ્માકીના
ચૌદહ રત્નકી નીકસી ખાની, માતા પાસ લે પહુંચે આની
( અનુરાગ સાગર )

તેમાંથી જે ગુપ્ત વેદો સમુદ્રમાં હતા તે બ્રહ્માજીના હસ્તે આવ્યા તથા ચૌદરત્ન પણ નીકળ્યા તે લેઇ સર્વે માતોશ્રી પાસે આવ્યા, ત્યારે બ્રહ્માજીને વેદ બક્ષીસ કર્યા, ને જે ચૌદ રત્ન હતા તે પણ સર્વેમાં વહેંચી આપ્યા. જેમાં અમૃત ( અમી ) પણ હતું ( જેનું વિવરણ આગળ દર્શાવી ગયા છીએ ) તે અમૃત દેવોને પાન કરાવ્યું. પાન કરાવતી વખતે વિ-ષ્ણુજીએ દેવ તથા દૈત્યમાં ભેદાભેદ કરેલો છે. તે સર્વ જગતના જાણ બહાર નથી. વિષ શંકરે ગ્રાહ્ય કરી કંઠમાં રાખ્યું છે. વિગેરે હકીકત ચૌદરત્નની છે. વિષ્ણુજીએ યુકિતથી દેવોને અમૃતપાન કરાવ્યું; તેથી વિષ્ણુજી શ્રેષ્ટ અધિ-કારી ગણાયા છે. હવે બ્રહ્માજીને વેદ મળ્યા તેનું અધ્યયન કરવા માંડયું ત્યારે:—

ચોપાઇ

બ્રહ્મા વેદ પઢન જબ લાગા, પઢત વેદ ભયે અનુરાગા
કહે વેદ પુરૂષ એક આહી, નીરાકાર વાંહા રૂપન છાંહી
સુન્ય માંહીવોરૂપદીખાવત, ચીનવત્ દ્રીષ્ટ નજરનહીઆવત
સ્વર્ગ શીશ પગ આહે પતાલા, ચહુસબ હે ખોતાકર ખ્યાલા
કહે વેદ હમ ભેદન પાઇ, બ્રહ્મા વિષ્ણુ, શંકર સમુઝાઇ
તબ બ્રહ્મા માતા પહ આઇ, કર પ્રણામ તબ ટેકે પાઇ

( અનુરાગ સાગર )

વેદ પઢતા તેમાં દર્શાવેલું હતું કે, એક પુરૂષ એવા વિશાળાકાર છે કે—જેમનું શીશ આકાશમાં ને ચરણ ( પગ ) પાતાળમાં છે, સુર્ય—ચંદ્ર તેમનાં નેત્ર છે, ચારો દિશા તેમનાં કર્ણ ( કાન છે ), પણ દ્રષ્ટિગોચર થતા નથી; તેથી નિરાકાર સ્વરૂપે છે. તેમની મુર્તિ જ્યોતિ સ્વરૂપે ધ્યાનથી સુન્ય-માં માલમ પડે છે. તેમને વૈરાટ પુરૂષ—તથા નિરંજન—નિરાકાર કહે છે. તે અગમ, અપાર, અગોચર છે. વેદનું એવું કથન છે કે, અમોને પણ તેમનો ભેદ મળ્યો નથી ઇત્યાદિ વાંચવામાં આવ્યું.

જ્યારે બ્રહ્માજીએ એ મુજબ વાંચ્યુ ત્યારે વિષ્ણુજી તથા શંકરજી

ને સમજાવ્યું કે, માતોશ્રીનો એમ કહેતા હતા કે મારા તથા તમારા સિવાય બીજું કોઇ અન્ય નથી, ને વેદતો કર્તા પુરૂષ ન્યારો બતાવે છે. માટે એ બાબત માતાને પુછવી જોઇયે.

એ નિરંજન ( ધર્મરાય પ્રેમઅંશ ) નીરાકાર સ્વરૂપે ગણાયા છે સમય પાઇને દેહ ધરે છે ને ગુપ્ત પણ રાખે છે, તેમ દ્રષ્ટી અગોચર છે તેથી નિરંજન નિરાકાર કહે છેઃ તે રજ વિરજથી ઉત્પન્ન થયા નથી. તેમનો જ્યોતિ સ્વરૂપે એટલે ઝાંઝરીદ્વીપમાં ગુપ્ત વાસો છે. ને ષોડસ સુત પૈકી ના એક પ્રેમઅંશ ( નિરંજન-ધર્મરાય ) છે. માત્ર ગુન્હાઓના કાર્યથી તે લોક દ્વીપથી ન્યારા રહેલા છે, તેમને ત્રણ લોકનું રાજ્ય સ્વતંત્ર સત્યપુરૂષે બક્ષીસ આપેલુ છે. તેથી ત્રણ દેવોને પ્રધાન નીમેલા છે, ને ત્રિલોકય ઉપર અધિકાર ચલાવે છે. તેમના ઉપર ફકત સત્યપુરૂષ કબીરસાહેબ અધિષ્ટાતા છે.

નિરંજન નિરાકારનું અહોનીશ ધ્યાન ઋષી, મુની,સંત, મહાત્મા, મહાન્પુરૂષો ઇત્યાદિ તેમના અનુયાયીઓ ધરે છે. ત્યારે કોઇ વિરલા મહાન પુરૂષોને સુન્યમાં જ્યોતિ સ્વરૂપે દર્શન દેછે. તેમને ( બ્રહ્માજીને ) કર્તા પુરૂષ વેદ ન્યારા બતાવ્યા, તેથી બ્રહ્માજી પોતાના માતોશ્રીના સામિપ્ય આવી દંડવત્ પ્રણામ કરી વિનંતી કરી કે, હો માતોશ્રી વેદમાં સ્પષ્ટ એવુ દર્શાવેલું છે કે એક પુરૂષ અલૌકિક ને નિરાકાર છે. તમોએ તો એવું દર્શાવેલું હતુ કે મારા તથા તમારા શિવાય અન્ય કોઇ નથી. માટે જે હકીકત સત્ય હોય તે કૃપા કરી જણાવો. જ્યારે બ્રહ્માજીના એવાં વચનો સાંભળ્યાં ત્યારે આદ્યશકિતએ કહ્યું કે, હે વત્સ જે હકીકત વેદ બતાવે છે તે સત્ય છે. :એજ તમારા પિતાશ્રી નિરંજન-નિરાકાર સ્વરૂપે સુન્યમાં સમાધિસ્થ થયા છે. જે સમયે તમોને મને સોંપી તે અંતર્ધ્યાન થયા ત્યારે જણાવી ગયા છે કે, મારી હકીકત કોઇને પણ જણાવીશ નહી, કેમકે ત્રણે સુતને મારા દર્શન પ્રત્યક્ષ સ્વરૂપે નહીં થાય. તે કારણથી મેં તમોને એ સમયે એ બાબત જણાવી નહોતી, હવે જો તમારી ઇચ્છા દર્શન કરવાની હોય તોઃ—

### છંદ

કહે જનની સુનહો બ્રહ્મા, કહુ તોહે સત સત સહી;
સપ્ત સ્વર્ગ માથ જાંકો, ચરન સપ્ત પતાલહી.

### સોરઠા

પુષ્પ લેહો તુમ હાથ, જો ઇચ્છા તોહે દરસકી;
જાય નમાવહુ માથ, બ્રહ્મા ચલે શીર નાયકે.

( અનુરાગ સાગર )

તમને સત્ય હકીકત જણાવું છું કે સપ્ત સ્વર્ગમાં તેમનું મસ્તક છે, ને ચરણ સપ્ત પતાલમાં છે. પણ તેમનાં દર્શન થશે નહીં, છતાં જો ઇચ્છા હોયતો અક્ષત પુષ્પ લેઇ ઉત્તર દિશા તરફ જાવ, ને તેમના શિશની પુજા કરો. તેથી તેમની ઇચ્છા દર્શન કરવાની થઇ. ત્યારે માતાશ્રીના કહેવાપરથી ત્યાંથી નીકળી ઉત્તર દિશાના રાહે પીતાશ્રીના દર્શન કરવા નિમિત્તે ચાલતા થયા વિગેરે હકીકત છે.



# ષષ્ઠમ્-રત્નઃ

## બ્રહ્માજીનું સુન્યમાં નિરંજનના દર્શનનીમીત્યે જવું, ચાર યુગ જેટલો સમય વિતતાં ગાયત્રી ઉત્પન્ન કરી આદ્યાએ તેડવા મોકલવું, ને બ્રહ્માજીને સમજાવી તેડી લાવવા તથા પહોપાવતી કન્યા ઉત્પન્ન થયાનું વિવરણ.

ચોપાઇ

તબહી બ્રહ્મા ચલે રિંગાઇ, ઉત્તર દીશા બેગ ચલી જાઇ
તેહી અસ્થાન પહુંચે જાઇ, નહીં તહાં રવિ-શશિ સુન્ય રહાઇ
બહુ વિધિ અસ્તુતિ કરે બનાઇ, જ્યોતિ પ્રભાવ ધ્યાન તહાં લાઇ
કીન્હો ધ્યાન ગયો યુગ ચારી. માતા પુત્ર શોચ અનુસારી

( અનુરાગ સાગર )

બ્રહ્માજી પોતાની માતાશ્રીની આજ્ઞા લેઇ ઉત્તર દિશાની રાહે પુષ્પ અક્ષત લેઇ ચાલતાં ચાલતાં એવા સ્થાનકપર પહોંચ્યા કે જ્યાં લેશ માત્ર પણ શશિ—રવીની જ્યોતિ દેખાતી નહોતી, પૂર્ણતયા અંધકાર ( સુન્ય ) હતું. તે સ્થાનકપર જઇ એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરી દર્શન નિમીત્તિ સમાધિ લગાવી બેઠા. તે સમાધિસ્થ થયા ને ચાર યુગ જેટલો સમય વિતી ગયો, પણ બ્રહ્માજીને પોતાના પિતાશ્રી નિરંજન નિરાકારના દર્શન થયા નહિ ત્યારેઃ——

આદ્યશકિત ( અષ્ટંગીએ ) વિચાર કર્યો કે, ચાર યુગ જેટલો સમય વ્યતિત થઇ ગયો છતાં પણ હજુ સુધી બ્રહ્માજી આવ્યા નહિ. મને નિરંજન સુન્યમાં અંતર્ધ્યાન થયા તે સમયે સુચના કરી ગયા છે કે, ત્રણે સુતને લેઇને રાજ્ય કારભાર ચલાવવા સૃષ્ટી ઉત્પન્ન કરજો. પણ વડિલ અંશ બ્રહ્માજી સિવાય માયા સૃષ્ટિની ઉત્પત્તિ શી રીતે કરાય, માટે એમને

અત્રે બોલાવવાની તજવીજ કરૂ. તેથી પોતાના શરીર ઉપરથી મેલ ઉતારી તત્વ સંયોગથી આધ્રી પુત્રી ઉત્પન્ન કરી, તેનું નામ ગાયત્રી ધર્યું. જ્યારે ગાયત્રીની ઉત્પત્તિ થઇ ત્યારે તેણે પોતાની માતાશ્રીને વિનંતી કરી પુછ્યું કે, હો માતાશ્રી મને કયા કારણ માટે ઉત્પન્ન કરી છે, ને આપની શી આજ્ઞા છે ? તે કૃપા કરી ફરમાવો. ત્યારે આદ્યશક્તિએ જણાવ્યું કે, હે પુત્રી તારા વડિલ બંધુ બ્રહ્માજી છે તે પોતાના પિતાશ્રીના દર્શન કરવા નિમિત્તે ઉત્તર દીશાની રાહે સુન્ય સ્થાનક પર ગયા છે. તેને ચારયુગ જેટલો સમય વીતી ગયો છતાં હજુ સુધી પાછા આ યા નથી, ને વડિલ અંશ બ્રહ્માજી સિવાય મારાથી સમસ્ત જીવોની ઉત્પત્તિ થાય નહિ. કારણ કે નિરંજનના તે વડિલ અંશ છે. જેથી જગત (માયા સૃષ્ટી) ઉત્પત્તિ કરવાના કાર્યનો અધિકાર તેમને છે. માટે તેમની પાસે જઇને સમજાવી તેડી લાવ. એ પ્રમાણેની આજ્ઞા થતાં ગાયત્રીએ ઉત્તર દિશાની રાહે ચાલવા માંડ્યું.

ગાયત્રી ચાલતાં ચાલતાં જ્યાં બ્રહ્માજી સુન્યમાં એકાગ્ર ચિત્તથી સમાધિ લગાવી બેઠા હતા, ત્યાં આવી પહોંચી ને તેમની સન્મુખ ઉભી રહી વિચાર કરવા લાગી કે બ્રહ્માજી તો સમાધિસ્થ છે. તેમને શી રીતે જગાડું, ને જો આગ્રીતો જગાડું ને જાગે તો મારાપર ક્રોધે થઇ શ્રાપ આપેતો શું કરૂં. એ વિચારમાં ગાયત્રી મુંઝવણમાં પડી ત્યારે તેણે આદ્યશક્તિનું ધ્યાન કર્યું, જેથી આદ્યશક્તિએ ગાયત્રીના ધ્યાનમાં આવી ગુપ્ત જણાવ્યું કેઃ-

સોરઠા

આદ્યા આન સમાય, ગાયત્રીકે ધ્યાનમેં;
તીનકે પરસુ પાય, બ્રહ્મા તબહી જાગહી.

(અનુરાગ સાગર)

હે પુત્રી, કંઇપણ ફીકર નહીં રાખતાં, તેમના ચર્ણ સ્પર્શ કર (તળાંસ) એટલે સમાધિથી તે ચૈતન્ય થશે. તે મુજબ ગાયત્રીએ ચર્ણ સ્પર્શ કરતાં સમાધિ ખુલી જવાથી બ્રહ્માજીએ નેત્ર ઉઘાડયાં. અર્થાત ચૈતન્ય થયા. જુવે છે તો ગાયત્રીને પોતાના સન્મુખ ઉભી રહેલી જોઇ. તેથી

અત્યંત ક્રોધાતુર થઇ કહેવા લાગ્યા કે, હે દુષ્ટ પાપિણી તું કોણ છે તે કહે? હું મારા પિતાશ્રીના દર્શન નીમીત્યે ધ્યાન ધરી બેઠો હતો તેમાંથી શા માટે જગાડયો તે જલ્દી જણાવ? નહિ તો હું તને શ્રાપ આપીશ. ત્યારે ગાયત્રી હીહુસ્ત જોડી કહેવા લાગી કે, હો વડિલ બંધુ હું આપની ન્હાની ભગિની છું. મને માતાએ આપને બોલાવવા મોકલી છે, કારણ કે આપને અત્રે આવવાને ચારયુગ જેટલો સમય વીતી ગયો પણ આપ જ્યારે આવ્યા નહિ ને જગત ઉત્પત્તિનું કાર્ય તમારા શિવાય થતું નથી; તેથી તે કાર્ય નિમિત્તે અત્રે તેડવા મોકલવાથી આવી છું. તેમાં મારો યત્કિંચિત્ પણ દોષ નથી તેથી શ્રાપ નહીં દેતાં આપ મારી સાથે જલ્દી પધારો. એ મુજબ ગાયત્રીએ જણાવ્યું.

જયારે બ્રહ્માજીએ ગાયત્રીના એવાં વચનો સાંભળ્યાં ત્યારે તેમનો ક્રોધ ઉતર્યો. પશ્ચાત્ ગાયત્રીને કહ્યું કે, હે ગાયત્રી હું શી રીતે માતા પાસે આવું, ને મને માતોશ્રી પુછે ત્યારે શું ઉત્તર આપું? કેમકે મને પિતાશ્રીના દર્શન થયા નથી. પણ એક ઉપાયથી તારી સાથે આવું તેમછે. તે ઉપાય એવો છેકે: —

## ચોપાઇ

બ્રહ્મા કહે દેહો તુમ સાખી, પરસેઉ શીશ દેખામેં આંખી
અસેહી કહોમાતા સમુઝાઇ, તબતુમ્હાર સંગ હમ ચલીઆઇ
ગાયત્રી કહે એહે સ્વારથ, જાનકે કહો પુની પરમારથ
તીનો મીલકે ચલે તહાંવા. કન્યા આદ્યકુમારી જહાંવા.

(અનુરાગ સાગર)

જ્યારે ત્યાં જઇએ ત્યારે મારા તરફથી તું સાક્ષી આપીશ કે બ્રહ્માજીને પોતાના પિતાશ્રીના દર્શન થયા છે, ને તેમના શિશની અક્ષત–પુષ્પથી પુજા કરતા મેં પોતાના સ્વચક્ષુથી જોયા છે; એવું માતોશ્રીને જણાવેતો હું તારી સાથે આવું, નહીં તો હું આવનાર નથી. ત્યારે ગાયત્રીએ મન સાથે વિચાર કર્યો કે, બ્રહ્માજીના વચનો પ્રમાણે જો માતોશ્રીને કહેવા ના પાડું તો

તે મારી સાથે આવે નહીં, ને જો તેડીને ન જઉં તો માતોશ્રી મને શ્રાપ આપે. તેથી પોતાના સ્વાર્થ સારૂ તથા બ્રહ્માજીના કાર્ય નિમિત્તે જુઠુ બોલવા સારૂ તેણે એક ઉપાય બતાવ્યો કે– મારી એકલીની સાક્ષીથી તે માનશે નહીં, માટે આપણે બેઉ મળી એક બીજી સાક્ષી પુરનાર ઉત્પન્ન કરીએ તો હું આપના લાભમાં સાક્ષી પુરૂ ને મારી સાક્ષીને ટેકો પણ મળે. તેથી બ્રહ્માજીએ પોતાના સ્વાર્થ સારૂ તે વાત કબુલ કરી. તેથી તે સ્થાને બેઉએ એક બીજા જોડે ભોગ કરી એક પહોપાવતી નામની કન્યા ઉત્પન્ન કરી. બાદ બન્નેએ એક મત કર્યો ને બ્રહ્માજીને જણાવ્યું કે, અમો બન્નેવ આપના લાભમાં સાક્ષી આપીશું (એ બાબતની હકીકત અનુરાગસાગરમાં ઘણી આપેલી છે અત્રે સારાંશજ દર્શાવેલો છે) ત્યારે બ્રહ્માજીના મનને આનંદ થયો, ને ત્રણે જણ માતોશ્રીના પાસે જવા સુન્યમાંથી પ્રયાણ કર્યું વિગેરે હકીકત છે.

—ષષ્ઠમ્—રત્નઃ સંપૂર્ણ—

## સપ્તમ્ રત્નઃ

**ત્રણે જણનું આદ્યા પાસે આવવું, આદ્યા તથા નિરંજનનો શ્રાપ, આદ્યાએ વિષ્ણુજીને પાતાલની રાહે દર્શન નિમીત્તે મોકલવા, વિષ્ણુજીનું પરત આવવું, ધ્યાનમાં વિષ્ણુજીને દર્શન કરાવવા તથા તેમને ત્રિલોકયના અધિષ્ઠાતા નિમવા વિગેરેનું વિવરણ.**

### ચોપાઇ

કીયા પ્રણામ સન્મુખ હો આઇ, માતા તબે પુછે કુસલાઇ
કૈસે ભયો પિતાસો ભાઉ, સો સબ બ્રહ્મા મોહે સુનાઉ

કહે બ્રહ્મા દોનોહે સાખી, પરસેઉ શીશ દેખા ઇન આંખી

( અનુરાગ સાગર )

સુન્યમાંથી બ્રહ્માજી-ગાયત્રી-તથા પહોપાવતી ( પુષ્પાવતી ) ત્રણે જણ માતાના સામીપ્ય આવી પહોંચ્યા, અને પોતાની માતાશ્રીને દંડવત્ પ્રણામ કર્યો તે સ્વીકાર્યો. બાદ બ્રહ્માજીને આદ્યશકિત ( માયા ) એ પુછ્યું કે, હે વત્સ તમારો કુશળ સમાચાર કહો ને તમોને તમારા પિતાશ્રીના દર્શન થયા કે નહીં, તેનું યથાર્થ વર્ણન કહી સંભળાવો. તે સાંભળી બ્રહ્માજીએ ઉત્તર આપ્યો કે, હા માતોશ્રી મેં મારા પિતાશ્રીના દર્શન કર્યા છે, અને પુષ્પ-અક્ષત દ્વારે તેમના શિશની પુજા કરી છે. તે બાબતના ગાયત્રી તથા પહોપાવતી ( પુષ્પાવતી ) બન્નેવ મારા સાક્ષીભુત્ છે. એ મુજબના વચનો બ્રહ્માજીના જ્યારે સાંભળ્યાં, ત્યારે આદ્યશકિત ( અષ્ટંગી ) એ બન્નેવને પુછ્યું કે બ્રહ્માજી જે કહે છે તે સત્ય છે કે અસત્ય. ત્યારે બન્નેવ જણે સાક્ષી આપી કે અમોએ અમારા સ્વચક્ષુથી પ્રત્યક્ષ પેખ્યું છે કે. તેમણે યથા વિધિથી પિતાશ્રીના શીશની પુજા કરી છે, ને તમના દર્શન કર્યા છે. એવી રીતે જયારે બન્નેવ જણે સાક્ષી આપી ત્યારે આદ્યશકિત ( મહામાયા ) ગભરાયા ને મન સાથે વિચાર કરવા લાગ્યા કે, મને અલખ નિરંજન અંત ર્ધ્યાન થયા ત્યારે સુચવી ગયા છે કે મારા પ્રત્યક્ષ રીતે કાઇને પણ દર્શન થવાના નથી. માટે આ ત્રણે જણનું બોલવુ શી રીતે સત્ય મનાય ! તેથી આદ્યાએ નિરંજનનું ગુપ્ત ધ્યાન કર્યું, ત્યારે નિરંજને આદ્યાના ધ્યાનમાં આવી જણાવ્યું કે:—

## ચોપાઇ

નિરંજન પરદા ( ગુપ્ત ) અસ ભાંખી, મોહે કોઇ નહિ દેખેઉ આંખી
તીનો બોલે જુઠી બાની, સુની માતા બહુત અકુલાની
સુની માતા દીન્હેઉ દાપા, બ્રહ્માકો પુની દીન્હો શ્રાપા
પુજા તોર કરે કોઇ નાંહી, જો મીથ્યા બોલે હમ પાંહી

( અનુરાગ સાગર )

મારા દર્શન પ્રત્યક્ષ રીતે કોઇને પણ થયા નથી, ને ત્રણે જણ અસત્ય બોલે છે. એવું ધ્યાનમાં ગુપ્ત રીતે અષ્ટંગીને જણાવ્યું. તેથી અષ્ટંગી ઘણાં ક્રોધાતુર થઇને પ્રથમ બ્રહ્માજીને શ્રાપ આપ્યો કે, તમોને તમારા પિતાશ્રી નિરંજન—નિરાકારના દર્શન પ્રત્યક્ષ થયાં નથી છતાં કહો છો કે મને દર્શન થયા છે તે માટે જુઠું બોલવાના કારણથી તમોને શ્રાપ આપુ છુ કે, તમારી પુજા સંસાર (ત્રિલોક્ય) માં કોઇપણ કરશે નહીં, અને તમારી પ્રજા પણ અસત્યવાદી નીવડશે વિગેરે શ્રાપ દીધો. સાધારણ દાખલા તરીકે હાલના જમાનામાં પણ પ્રત્યક્ષ પેખવામાં આવે છે કે, વિષ્ણુજી મહારાજ તથા શંભુજી (શંકરજી—મહાદેવજી) ના સ્થાનક—દેવળ—મંદીર પ્રત્યેક સ્થળે પ્રસિદ્ધ છે; પણ બ્રહ્માજીની સ્થાપના પ્રત્યક્ષ કોઈ પણ સ્થળે જોવામાં આવતી નથી, તેનું કારણ ઉપરના કારણથી સિદ્ધ થાય છે. તેથી તેમની પુજા સંસારમાં પ્રચલિત થઇ નથી. બ્રહ્માજીને શ્રાપ આપ્યાબાદ ગાયત્રી તથા પહોપાવતીએ પણ તેમની સાક્ષી જુઠી પુરીતેથી તેમને પણ શ્રાપ આપ્યોછે. તેનું પ્રમાણઃ—

### ચોપાઇ

ગાયત્રી તોર હોય વૃષભ ભરતારા, સાત પાંચ ઓ બહુત અપારા
ધરી અવતાર અખજતુમ ખાઇ, બહુત જુઠ તુમ બચન સુનાઇ
સુનો પહોપાવતી તુમરો વિસ્વાસા, હોય વિગંધ દુર્ગંધ મધ્ય બાસા
અબ તુમ જાય ધરો અવતારા, કેવડા કેતકી નામ તુમારા.
(અનુરાગ સાગર)

ગાયત્રીએ જુઠી સાક્ષી પુરી તેથી તેને શ્રાપ દીધો કે જા તું સંસારમાં ગાય થઇશ, તારા પતિ અનેક થશે, અને તું અખજ (વિષ્ટા) પ્રાશન કરીશ ઇત્યાદિ શ્રાપ આપ્યો. બાદ પહોપાવતીએ પણ જુઠી સાક્ષી પુરી તેથી તેને શ્રાપ દીધો કે. જા તું સંસારમાં કેવડા-કેતકી થઇશ, ને તારા પુષ્પમાં સુગંધ રહેશે નહીં ને દુર્ગંધ સ્થાનપર તારો વાસ થશે, તેમજ જે તને લાવી વાવશે તે નિપુત (વાંઝીઓ) થશે. એ મુજબ પહોપાવતીને શ્રાપ દીધો.

જ્યારે ત્રણેને શ્રાપ દેઇ ચુકયા ત્યારે ક્રોધ ઉતરતાં (શાંત થતાં) આ-દ્યશકિતને પશ્ચાતાપ ( ખેદ ) થવા લાગ્યો કે, મેં ત્રણેને ક્રોધમાં શ્રાપ દેઇ દુઃખી કર્યા; પણ જરાએ શાંતિ રાખી નહીં, એ મેં ખોટું કર્યું. એવો વિ-ચાર કરે છે એ સમયે નિરંજનની આકાશવાણી થઇ કે, હે દેવી તમને સં-સારની ઉત્પત્તિ કરવા સારૂ ભલામણ કરી છે, ને આ તમે શું વિપરીત કાર્ય તરફ મન ખેંચી શ્રાપ દેઇ દુખી કર્યા. તેથી તેનો બદલો તમને પણ મળવો જોઇએ. તેથી તમોને પણ જણાવું છું કે—જ્યારે દ્વાપુર યુગ આવશે ત્યારે તમારો અવતાર દ્રૌપદીનો થશે, ને પંચ-ભરતારી કહેવાશો. એ મુજ-બ નિરંજને આદ્યશકિતને શ્રાપ આપ્યો. જ્યારે આદ્યાએ આકાશવાણીથી એ મુજબનુ સાંભળ્યું ત્યારે ધ્યાનમાં આદ્યાએ ગુપ્ત દ્વારાએ જણાવ્યું કે-હે નિરંજન હવે હું તમારા વશમાં છું, તેથી ચાહાય તે કરશો તે મારે આધીન કરવુંજ પડશે. એમ જણાવી અષ્ટંગી જાગ્રત થયા, બાદ વિષ્ણુજીની પાસે આવ્યાને જણાવ્યું કેઃ—

ચોપાઇ

આઇ માતા વિષ્નુ દુલારા, સુનો વિષ્નુ એક બચન હમારા
અબતુમ બેગ પાતાલહી જાઇ, જાય પીતાકે પરસેઉ પાઇ
( અનુરાગ સાગર )

હે વત્સ, તમે પાતાલની રાહે જાવ ને તમારા પિતાશ્રીના ચર્ણ સ્પર્શ કરી પુજા કરો. એ મુજબ અષ્ટંગીએ જણાવ્યું. જ્યારે એવો હુકમ પોતાની માતોશ્રીનો થયો ત્યારે વિષ્ણુજી નમસ્કાર કરી પાતાલની રાહે ચાલ્યા. તે શેષનાગના સ્થાનકપર આવી પહોંચ્યા. ત્યાં શેષનાગની ફુંકથી અચેત થઇ ગયા, ને વિષ જવાળાને લીધે શ્યામ વર્ણ ( રંગ ) થઇ ગયો. ( તેમનો રંગ પુર્વે ગૌર હતો. ) પશ્ચાત થોડીવારે શુદ્ધિ આવવાથી સાવ-ધાન થયા. ત્યારે નિરંજનની આકાશવાણી થઇ કેઃ—

ચોપાઇ

વિષ્નુ તુજ માતા પહ જાઇ, વચન સત્ય કહોં સમુઝાઇ
જબ તુમ હોઇહો કૃષ્ણ અવંતારા, લેહું વેર સો કહોં વિચારા

નાગ નાથો કાલિંદ્રી જાઇ, અબતુમ જાવો વિલંબ નહીં લાઇ
વિષ્નુ પહુંચે જનની પાસા, કીના સત્યવચન પરકાશા
(અનુરાગ સાગર)

હે વિષ્ણુજી તમે તમારી માતોશ્રી પાસે જઇ જણાવોકે મને મારા પીતાશ્રીના દર્શન થયા નથી, એવું સત્ય વચન વદજો. બ્રહ્માજીના જેવા અસત્ય વચન બોલશો નહીં, નહીં તો તમે પણ શ્રાપના ભાગી થશો. બીજું જે શેષનાગે તમોને દુઃખ આપીને શ્યામ શરીર કર્યું છે, તેનો બદલો જ્યારે તમારો કૃષ્ણાવતાર થશે ત્યારે શેષનાનાગનો અવતાર કાલીનાગનો થશે; તેને કાલિંદ્રીમાં જઇને તમે નાથજો. એ મુજબ કરવેથી તેનો બદલો તમોને મળશે. મારા દર્શન પ્રત્યક્ષ રીતે તમોને નહિ થાય માટે અહિંથી પાછા વળો ને સત્ય હકીકત કહેજો. એ મુજબનું સાંભળવાથી એ વચનો મસ્તકે ચઢાવી ત્યાંથી વિષ્ણુજી માતાના સામિપ્ય આવી પહોંચ્યા ને દંડવત્ પ્રણામ કર્યો, અને જે પ્રમાણે હકીકત બનેલી હતી તે મુજબ અક્ષરે અક્ષર સત્ય જણાવી. તેથી અષ્ટંગી ઘણા હર્ષિત થયા ને કહેવા લાગ્યા કે, તમે શુદ્ધ સાત્વિક (સત્વ) ગુણથી ઉત્પન્ન થયેલાછો, ને સત્યવકતાછો; તેથી તમોને આશિર્વાદ આપું છું કે–તમે ત્રિલોકયના પતિ–સ્વામી થઇને ત્રિલોકયનું રાજ્ય કરશો. ત્રિલોકયમાં તમારી પુજા વંદના સ્તુતિ–સર્વે કરશો. તેમજ બ્રહ્માજી તથા શંકરજી પણ તમારા આધિન રહેશે ને સર્વ જગતનું ભરણ પોષણ કરશો. એવું વરદાન વિષ્ણુજીને સત્ય બોલવાથી આપ્યું, જેથી સર્વમાં શ્રેષ્ઠ અધિકારી ગણાયા છે. બાદ વિષ્નુજીને માતાએ જણાવ્યું કે, તમોને જો તમારા પિતાશ્રીના દર્શન કરવાની ઇચ્છા હોયતો તમારા ઘટમાંજ તમારા પિતાશ્રીના દર્શન જ્ઞાન દ્રષ્ટીથી ધ્યાન ધરી કરો ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

મન સ્વરૂપ કર્તા કે માનો, મન તે દુજા ઓર ન જાનો
સ્વર્ગ પાતાલ દોર મન કેરા, મન અસ્થીર મન રમે અનેરા

છીનમે કલા અનંત દીખાવે, મનકા ખેલ કોઇ પાર ન પાવે
નીરાકાર મનહીકો કહીયે, મનકે આદિ નીશદીન રહીયે
( અનુરાગ સાગર )

મનનું સ્વરૂપ એ કર્તા જાણ્યું અને મન સમાન કોઇપણ આ ત્રિલોકયમાં મોટું નથી, કેમકે સ્વર્ગ મૃત્યુ પાતાલાદિમાં તેની ચૌદ લોકમાં સહેજમાં જવા આવવાની ગતિ છે. માટે મન સ્થીર કરીને ધ્યાન તમારા ઘટમાં ધરો કે, મન સ્વરૂપ એજ નિરંજન-નિરાકાર રૂપ છે ઇત્યાદિ સમજાવ્યું તેથી માતોશ્રીના વચનોપર વિશ્વાસ લાવી મનમા ધ્યાન ધર્યું. તેથી નિરાકાર સ્વરૂપે નિરંજનના જ્યોતિ સ્વરૂપે દર્શન વિષ્ણુજીને થયા. જેથી વિષ્ણુજી- અષ્ટંગી ને નિરંજનની એકત્ર જ્યોતિ મળી જતાં એક સ્વરૂપે જીવ માયા-ને બ્રહ્મ તદાકાર એક સ્વરૂપે થયા, ને તનિક પણ વિભિન્નતા રહી નહીં. જ્યારે એ મુજબ ત્રણે એક સ્વરૂપે સ્થુળ રૂપે મળી જાય છે ત્યારે સંસારનો પ્રલય થાય છે, અને જ્યારે પૃથક પૃથક થાય છે ત્યારે સૃષ્ટીની ઉત્પત્તિ થાય છે.

અહીં ધર્મદાસજીને શંકા થઇ કે, અષ્ટંગીએ સત્યપુરૂષનુ ધ્યાન કરવાનું નહી જણાવતાં વિષ્ણુજીને નિરંજનજ-કર્તા છે એવું કેમ બતાવ્યું તે કૃપા કરી જણાવો. ત્યારે સદ્‌ગુરૂ કબીરસાહેબે ખુલાસો કર્યો છે કે-હે ધર્મદાસ, કોઇ પણ પુત્રી જ્યાં સુધી પોતાના પિતાશ્રીના દ્વારે રહે છે, ત્યાં સુધી પિતાશ્રીના ગુણાનુવાદ ગાય છે. જ્યારે યોગ્ય વયની થતાં સ્વામીના ગૃહે જાય છે, ત્યારે પિતાશ્રીના ગુણો ભુલી જઇને સ્વાભાવિક રીતે સ્વામીના વશ થઇને પોતાના સ્વામીનાજ લાભની બાબતો જાણવે છે. તે મુજબ અષ્ટંગી સત્યપુરૂષનું ધ્યાન કરવાનું નહી બતાવતાં, માયાએ પોતાના વશમાં રાખવા નીમીત્યે નિરંજન નિરાકારનું ધ્યાન વિષ્ણુજીને બતાવ્યું. તેમાં વિષ્ણુજીનો કાંઇ પણ દોષ નથી. કેમકે તે બાબતથી તે અજાણ હતા.

વિષ્ણુજીને ધ્યાનમાં દર્શન કરાવી અષ્ટંગીએ શંકરજી પાસે આવી પુછ્યું કે, હે વત્સ તમારી શું ઇચ્છા છે, જે ઇચ્છા હોયતે વર માંગો. ત્યારે શંકરજીએ વિનંતી કરી જણાવ્યું કેઃ—

ચોપાઇ

હો જનુની યહ દીજે દાયા, કબહુન બીનસે હમરી કાયા
કહે જનુની ઐસે તુમ હોઇ, સાધહુ યોગ કહું મે સોઇ
જ્યાં લોં પૃથ્વી આકાશ રહોઇ, તહાંતક બિનસે ન તુમરી દેહી

(અનુરાગ સાગર)

હો માતાશ્રી તમે મારાપર દયા કરીને એવું વરદાન આપો કે, મારી કાયા સદા સર્વદા જેવી ને તેવી રહે ને મારી કાયાનો નાશ થાય નહિ. તેથી માતાએ યોગ ક્રીયા બતાવીને જણાવ્યું કે, જયાં સુધી પૃથ્વી આકાશ રહે ત્યાં સુધી તમારી દેહ પતન થશે નહીં. એ મુજબ શંકરજીને વરદાન આપ્યું.

હવે વિષ્ણુજીની પાસે બ્રહ્માજી આવ્યાને કહ્યું કે, હે ભ્રાતૃ તમારા પર આપણી માતા પ્રસન્ન થઇને ત્રિલોકયના અધિષ્ઠાતા નીમ્યા છે, તે મારાપર અસત્ય ભાષણના અભાવથી અપ્રસન્ન થઇને શ્રાપ દીધો છે; તેથી તેનો અનુગ્રહ તમે જો કરો તો મારી પ્રજાને સુખ થાય, ને તેમનું ભલું થાય. એવા વચનો બ્રહ્માજીનાં સાંભળ્યાં ત્યારે વિષ્ણુજીએ બ્રહ્માજીને સંતોષ આપ્યો કે, હો બ્રહ્માજી તમે મારા વડીલ બંધુ છો ને હું આપનો, લઘુ બન્ધવ છું, માટે આપની સેવા તન મનથી કરીશ સંસારમાં જયાં કથા, કિર્તન, હોમ, યજ્ઞ, તીર્થ વૃત ઇત્યાદિ કાર્ય મારા નિમિત્તે થશે તે સર્વ આપના વંશના દ્વારેજ થશે. અર્થાત્ બ્રાહ્મણના વગર કોઇપણ કાર્ય થશે નહીં. જે કોઇ બ્રાહ્મણને પ્રસન્ન કરશે. તેનાપર હું પ્રસન્ન રહીશ. ઇત્યાદિ વરદાનથી શ્રાપનો અનુગ્રહ દર્શાવી બ્રહ્માજીને શાન્ત કર્યા. તેથી બ્રહ્માજીએ જણાવ્યું કે:—

સોરઠા

બ્રહ્મા ભયે આનંદ, જબહી વિષ્નુ અસ ભાંખેઉ;
મીટેઉ ચીતકો દ્વંદ, શાખા હમરિ સુખી ભયે.

(અનુરાગ સાગર)

હે ભ્રાતૃ મારાપર તમે દયા કરી તેથી આપનો ભોગ્ય ઉપકાર

માનું છું. કેમકે એ મુજબ થવાથી મારા ચિત્તની વ્યગ્રતા શાન્ત થઇ. હવે હમારી શાખા (વંશ) સુખી થશે, જેથી આનંદમાં નિમગ્ન બન્યા. તેનો પ્રત્યક્ષ પુરાવો દુનીયામાં ચાલતો આવેલો છે કે, બ્રાહ્મણ શિવાય વિષ્ણુજીની પુજા ઇત્યાદિ તેમનું કંઇપણ કાર્ય થતું નથી એ નિર્વિવાદ છે. વિગેરે હકીકત છે.

—સપ્તમ—રત્નઃ સંપૂર્ણ—

## અષ્ટમ્-રત્નઃ

### ચાર ખાનીના ચોરાશી લક્ષ યોનીના જીવો આદ્યશકિત તથા ત્રિદેવોએ ઉત્પન્ન કર્યા તેનું તથા સ્વર્ગ નર્કસ્થાનનું વિવરણ.

#### —માયા શ્રૃષ્ટી સંબંધે—

હવે માયાશ્રૃષ્ટી સંબંધે વિવરણ કરૂં છું કે, આ માયાશ્રૃષ્ટીના રચનાર અનિષ્ઠાતા સ્વામી કારણરૂપ નિરંજન નિરાકાર તથા આદ્યશક્તિ છે, ને કાર્ય-રૂપ રાજ્ય કારભાર ત્રિલોકયનો ચલાવનાર બ્રહ્માજી—વિષ્ણુજી—તથા શંકરજી એ તેમના ત્રણઅંશ જગતના પ્રાધાન્ય છે. તેથી તેમના (ત્રિદેવના) સ્થાનને બીજું ત્રિદેવ-સોહં સ્થાન ગણેલું છે, તેમના હસ્તમાં ત્રિલોકયની બાજી સોંપેલી છે; તેમાં વિષ્ણુજી શ્રેષ્ઠ અધિકારી છે. તેથી માયાશ્રૃષ્ટીને ખેલાડીયોના સાદ્રષ્ય તેઓ ઉત્પન્ન કરે છે, સ્થીતિમાં લાવે છે, ને બાદ સંકેલી લે છે, અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતી ને લય કરે છે માયાશ્રૃષ્ટીમાં નાના પ્રકારની કર્મ-જાળ બનાવી ચોરાશી લક્ષ યોનીના જીવોને ફાંદામાં નાંખી સ્વર્ગ-નર્કના ભોકતા બનાવે છે. જેથી જન્મ મરણનું અસહ્ય દુઃખ જીવોને

ભોગવવું પડે છે. એ માયાશ્રૃષ્ટીપર પિતા નિરંજન તથા પુત્ર વિષ્ણુજી શ્રેષ્ઠ અધિકારી બની રાજ્ય કરે છે. તેમની નિર્ગુણ તથા સગુણ સ્વરૂપે સમસ્ત સંસાર પુજન--વંદન--સ્તુતિ કરી રહ્યા છે. નિર્ગુણ સ્વરૂપે નિરંજન નિરાકાર પરમેશ્વર યા ખુદા છે, ને સગુણ સ્વરૂપે વિષ્ણુજી--રામચંદ્રજી. કૃષ્ણજી ઇત્યાદિ સશરિર પરમેશ્વર રૂપે છે. નિર્ગુણ નિરંજન નિરાકાર--યોગી, યતિ સંત, માહાત્મા, મહાન પુરૂષોને યોગ સમાધિ દ્વારાએ જ્યોતિ સ્વરૂપે દર્શન આપે છે, ને સગુણ વિષ્ણુજી -સમસ્ત હિંદુ- -મુસલમાન-ઇશાઇ-મુસા ઇત્યાદિ ધર્માવલંમ્બી પુરૂષોને દર્શન આપે છે. માયાશ્રૃષ્ટીના જીવો સદૈવ તેમના બંધનમાં છે, તેથી જીવોને બંધનમાંથી મુક્ત થવું ઘણુંજ મુશ્કેલી ભરેલું છે; માટે સદ્ગુરૂનો માર્ગ પ્રતિ ગ્રહણ કરી, સત્-સમાગમ-સત શાસ્ત્રદ્વારે માયાશ્રૃષ્ટીની ઉપાધિથી રહિત થવા તથા અચળ ઘર પ્રાપ્ત થવા દરેક મનુષ્યે પુરૂષાર્થ કરવુ એજ સત્ય છે. એ યોજનાથી સદ્ગુરૂની સત્યભકિત ભાવના પ્રભાવે સત્યપુરૂષના સત્યલોકને ( અચળ ઘરને ) પ્રાપ્ત થવાશે, ને જન્મ મરણના જે અસહ્ય સંકષ્ટો છે તેનાથી છુટકારો થશે. અર્થાત્-જીવન મુકત થવાશે. એ માયાશ્રૃષ્ટીના બંધનમાંથી મુકત કરનાર સાચા સદ્ગુરૂ કબીરસાહેબ તેમજ અંશ--વંશ--સ્થાપન કરેલા છે તે છે. તે સિવાય છુટકારો નથી તેથી તેમના શરણે જવું એ સર્વોત્તમ છે.

એ માયાશ્રૃષ્ટીના ઉત્પન્ન કર્તા આધશકિત ( આદ્યા-આદિભવાની અષ્ટંગી-માયા-લીલા ) તથા બ્રહ્માજી, વિષ્ણુજી, શંકરજી એ મુખ્ય ચાર ગણેલા છે. તે ચારેએ મળી ચારખાની ચોરાશી લક્ષ યોનીના જીવ ઉત્પન્ન કર્યા છે. તેનું પ્રમાણ તથા વિવરણ આ નીચે દર્શાવેલું છે:—

ચોપાઇ

તબ માતા અસ બચન ઉચ્ચારા, રચહુ શ્રૃષ્ટી તુમ તીનો બાલા
ઈંડિજ ઉત્પન્ન કીનો માતા, બ્રહ્મા કીનો પીંડજ ઉત્પાના
ઉષમજ ખાની વિષ્નુ વ્યવહારા શીવ સ્થાવર કીન્હ પસારા
ચૌરાશી લક્ષ યોની કીના, આધાજલ આધા થલ દીના
( અનુરાગ સાગર )

પ્રથમ ઇંડિજખાની આધશક્તિએ ઉત્પન્ન કરી. ઇંડિજ–ખાની એ-ટલે જે ઇંડાથી જીવની ઉત્પત્તિ થાય છે. તેને ઇંડજખાની કહે છે.

બીજી પીંડજખાની બ્રહ્માજીએ ઉત્પન્ન કરી. પીંડજખાની એટલે જે પીંડ (શરીર) થી જીવની ઉત્પત્તિ થાય છે તેને પીંડજખાની કહે છે.

ત્રીજી ઉષ્મજ (ઉદ્ભિજ) ખાની વિષ્ણુજીએ ઉત્પન્ન કરી. તેમાં ઢીલી, મંકોડી, મચ્છર, મક્ષિકા, અળશીયા ઇત્યાદિ ઝીણા જીવ જંત ઉત્પન્ન થાય છે તેનો સમાવેશ છે.

ચોથી સ્થાવરખાની શિવજી (શંકરજી--મહાદેવજી) એ ઉત્પન્ન કરી. એ સ્થાવરખાની એટલે તેમાં ઝાડ પહાડ ઇત્યાદિનો શમાવેશ છે.

ઉપર દર્શાવ્યા મુજબ અણંગી તથા ત્રિદેવોએ ચારખાની ઉત્પન્ન કરી. તે ચારખાનીમાં ચોરાશી લક્ષયોનીના જીવો ઉત્પન્ન થયેલાં છે. તેનું પ્રમાણ પણ નીચે દર્શાવેલું છે.—

ચોપાઈ

નવ લક્ષ જલકે જીવ બખાના, ચતુર્દશ લક્ષ પક્ષી પરવાના
કર્મ કીટ સત્તાઇશ લાખા, તીસ લક્ષ અસ્થાવર ભાંખા
ચતુર્લક્ષ પીંડજ પરવાના, માનુષ દેહ પરમપદ જાના
ઔર યોની નહી પરમપદ પાવે, તત્ત્વહીન બહોં ભટકા ખાવે
(અનુરાગ સાગર).

નવ લક્ષ યોની જલના જીવોની છે, ચોદલક્ષયોની પક્ષીના જીવોની છે, તીસ લક્ષયોની સ્થાવર પદાર્થની છે, સત્તાવીશ લક્ષયોની કર્મ—કીટ ઇ-ત્યાદિની છે, ને ચાર લક્ષયોની પીંડજખાનીના જીવોની છે. (એ પીંડજખા-નીમાં મનુષ્યનો પણ ગણેલા છે.) મળી ચોરાશી લક્ષયોની–ચારખાનીનીછે.

એ ચોરાશી લક્ષ યોનીમાં શ્રેષ્ઠ મનુષ્ય યોની છે કેમકે તેમાં જ્ઞાન, ભકિત વૈરાગ્ય, ક્ષમા, શીલ, સંતોષ, વિવેક, વિચાર ઇત્યાદિ ગુણો સમા-યેલા છે; તેથી મનુષ્ય યોનીએ મોક્ષ થવાના સાધનનું દ્વાર છે, માટેજ મનુષ્ય યોનીને સર્વોત્તમ શ્રેષ્ઠ ગણેલી છે. દેવ ઇત્યાદિ

પણ તે યોનીની આશા રાખે છે, પણ તેમને દુર્લભ છે. હવે એ ચારે ખાનીમાં કયા ને કેટલા તત્વોનો સમાવેશ થયેલો છે. તેનું પ્રમાણ નીચે દર્શાવવામાં આવેલું છે:—

છંદ

અચલ ખાની તત્વ એકહી, તત્વ જલકા યેગ હો;
ખાની ઇંડજ તીન તત્વહે, આપ વાયુ તેજ હો.

સોરઠા

ઉપમજ તત્વ દો આય, વાયુ તેજ સમ જાનીયે:
પીંડજ ચાર સમાય, પૃથ્વી તેજ આપ વાયુ સમ.

ચોપાઇ

પીંડજ નરકો દેહ સંવારા, તાતે પંચ તત્વ વિસ્તારા
તાને જ્ઞાન હોય અધિકાઇ, ગહે નામ સત્યલોકહી જાઇ

( અનુરાગ સાગર )

( ૧ ) સ્થાવર ખાનીમાં એક તત્વ ફકત જલતત્વ છે. (૨) ઉષ્મજ (ઉદ્‌ભીજ) ખાનીના જીવોમાં વાયુ તથા તેજ તત્વ મળી બે તત્વો છે. (૩) ઇંડજ ખાનીના જીવોમાં વાયુ, તેજ, જલતત્વ મળી ત્રણ તત્વો છે. (૪) પિંડજ ખાનીના જીવો ( ગાય-ભેંશ-વાઘ-સિંહ-બકરા ઇત્યાદિ પશુ ) માં વાયુ, તેજ, જલ, પૃથ્વી તત્વ મળી ચાર તત્વો છે. મનુષ્ય યોનીને પણ પીંડજ ખાનીના જીવ ગણેલા છે, પણ સર્વોત્તમ હોવાથી, આકાશ, વાયુ. તેજ, જલ, પૃથ્વી એ પંચતત્વ મુકેલા છે. ઇત્યાદિ ચાર ખાની-ચોરાશી લક્ષયોની ઉત્પન્ન કરેલી છે. તેનો ફકત સારાંશ અત્રે દર્શાવેલો છે. એ ચાર ખાનીના જીવો નીમીત્તે બ્રહ્માજીએ જગત રચના કઇ કરી છે, તેનો સારાંશ નીચે દર્શાવેલો છે. કેમકે તે મુખ્ય મોટા અંશ છે, તેથી તેમનો અધિકાર છે.

ચોપાઇ

અડસઠ તીર્થ બ્રહ્મા થાપા, કર્મ અકર્મ પુન્ય ઓ પાપા
સહ રાશિ નક્ષત્ર સત્તાઇસા, સાતવાર પંદ્રહ તિથિ લાઇસ

ચારેઉ યુગ પુની બાંધેઉ તાની ધરી દંડ સ્વાસા ઉનમાની
કાર્તિક માઘ પુની કહી દીના. યમ બાજી કોઇ વીરલે ચીના
તીર્થ વ્રતંકા બાંધુ મહાતમ, તજે ન ભર્મ ચીન નહી પરમાતમ
વેદ શાસ્ત્ર સબમેં ફંદાવા, યહ વિધ જીવન કે અરૂઝાવા
બીન સત્ય ગુરૂ જીવ બંચે નહી ભાઇ સત્ય શબ્દ બીન યમ મુખ જાઇ
જ્યાં લગ પુરૂષ ડોરના લહઇ, ત્યાં લો જીયન ફીર અવતરહી

( અનુરાગ સાગર )

ચારવેદ, ચાર ઉપવેદ, ચાર કિતાબ, ષટશાસ્ત્ર. અષ્ટાદશ પુરાણ. અડસઠ તીર્થ, વ્રત, નેમ. હોમ, હવન, યજ્ઞ બલિપ્રદાન આચાર, સાતવાર, પંદરતિથિ, બારમાસ ચારયુગ, કર્મ, ધર્મ નવગ્રહ. ચારમુકિત, ચારજ્ઞાન, મંત્ર—સુમરણ, નર્ક, સ્વર્ગ ઇત્યાદિ ઇત્યાદિ, જગતમાં કર્મજાળ કરીને કાચા તત્વોના જીવોને રંગ આપી ફાંદામાં નાંખ્યા છે; અને તેમના પરપંચદેવ ( નિરંજન આદ્યશકિત-બ્રહ્માજી-વિષ્ણુજી-શંકરજી ) રાજ્ય ચલાવે છે. તેમનું પુજન. વન્દન, સ્તુતિ, યજ્ઞ, હોમ, ઇત્યાદિ સર્વ જગત કરી રહેલા છે. તેથી તેમના ભવસાગર રૂપી રાજ્યમાંથી કોઇ પણ જીવ સુખ સાગર ( સત્યલોક ) માં જઇશકતો નથી. અર્થાત તેમના ઝપાટામાંથી કોઇપણ જીવ બચી શકતો નથી માત્ર બચે કયારે કે જ્યારે સાચા સત્યગુરૂના સત્યશબ્દ ગ્રહણ કરેતોજ. તે સિવાય બચી શકતો નથી. જ્યાં સુધી સત્યપુરૂષના સત્યશબ્દની સોહડોર ગ્રહણ કરતો નથી, ત્યાં સુધી જીવ ચોરાશી લક્ષયોનીમાં ભટકા ખાય છે; અને જન્મ મરણનું અસહ્ય દુઃખ ટળી શકતું નથી. માટે સાચા સદ્ગુરૂનો સત્યશબ્દ ગ્રહણ કરવો કે જેથી આવાગવનનો જન્મ મરણનો ફેરો ટળી રહીત ઘર પ્રાપ્ત થાય. એ રહિત ઘર પ્રાપ્ત થવા માટે જીવોને યોગ્ય જ્ઞાન સુબોધ દ્રીઢાવા સદ્ગુરૂ કબીર સાહેબ અનેક યુગોમાં જગતમાં પધારેલા છે. તેઓશ્રીએ ઘણા જીવોની તારણગતિ કરેલી છે, તેમજ સત્યપુરૂષની સત્યભક્તિ કરવાનો પ્રચાર વધારવા સદ્ગુરૂ કબીરસાહેબ દ્વારા ચારગુરૂ ( સહતેજી ગોસ્વામી, બંકેજી ગોસ્વામી, ચતુર્ભુજદાસજી ગોસ્વામી તથા ધર્મદાસજી ગોસ્વામી ) ને શિષ્ય કરી ગુરૂવાઇ આપી ચારે

યુગમાં અંશ-વંશને સ્થાનાપન્ન કર્યાં છે. તે પૈકી હાલ કલિયુગના ચાલુ વર્તમાન કાળમાં શ્રીયુત્ ધર્મદાસજી ગોસ્વામીના દ્વાદશમા વંશ શ્રી સત્યગુરૂ શ્રી સત્યાચાર્ય શ્રી. વંશ પ્રતાપ. પ. શ્રી. હજુર સ દેવ શ્રી. ૧૦૮ શ્રી ઉગ્રનામ સાહેબ ગાદિપતિ છે. ને ધર્મના પ્રચાર કરી રહેલા છે: ને જ્ઞાનોપદેશ આપી સત્ય માર્ગ દર્શાવી જીવોને મુક્તિ આપે છે; તેમજ રહિત ઘરને પ્રાપ્ત કરાવે છે. એવા વંશ પ્રતાપ પ. શ્રી. ઉગ્રનામ સાહેબને કોટ કોટવાર પ્રણામ કરૂં છું. હે સત્યગુરૂ આપ કૃપા કરી સ્વીકારશો, ને મમ ગરીબ દાસનું ભવસાગરનું અસહ્ય સંકષ્ટ કાપશો. આપના ચરણાર્વિંદમાંસદાયધ્યાન રખાવશો, એવી મારી નમ્ર અરજથી વિનંતી છે તે સ્વીકારશો. અસ્તુઃ—

એ મુજબની માયા સૃષ્ટી ઉત્પન્ન થવાથી પહેલું જીવ—સોહંસ્થાન પૃથ્વીપર પ્રગટ થયેલુ છે. એ માયા સૃષ્ટીનો ચોરાશી લક્ષ યોનીનો ઘણો વિસ્તાર છે, તે પૈકી રહેજ સારાંશ અત્રે દર્શાવેલો છે. જેથી આદિથી લેઇ, જીવો ઉત્પન્ન થયા ત્યાં સુધીમાં એકંદર દશ સોહંસ્થાન સદ્દગુરૂ કબીરસાહેબે દર્શાવેલા છે. એ દશ સોહંસ્થાન, એકવીસ બ્રહ્માંડ, પૃથ્વીની એકંદર રચનાનું, અંશ, વંશના સ્થાનોનું તથા ચારવેદ, ઉપવેદ, ચાર કિતાબ, સાઠ તથા તે સિવાયના ચાર યુગ, શાસ્ત્ર, પુરાણ ઇત્યાદિના સારાંશનું વિવરણ આગળ દર્શાવવામાં આવેલ છે. એ જગત રચના પૈકી પ્રથમ સ્વર્ગ-નર્કની હકીકત અત્રે દર્શાવેલી છે તે નીચે મુજબ છે:—

## —સ્વર્ગનું સંક્ષિપ્ત વિવરણ—

(૧) વૈકુંઠ પુરી—એ સુમેર પર્વતના ઉપર પૃથ્વીથી સાઠ સહસ્ર યોજના ઉપર ઉચ્ચસ્થાને છે, તેના નીચે દક્ષ ( પરમાયા ) અંશનું સ્થાન તથા દેવતાઓની પુરીયો તથા સીધ્ધોના સ્થાન છે. એ વૈકુંઠને મુસલમાની કિતાબમાં મલકુત સ્થાન ગણેલું છે. તે સ્થાન વિષ્ણુજીને વિશ્રામ કરવાનું સુંદર રમણિક સ્થળ છે, તેના વચ્ચો વચ્ચ વિષ્ણુજીનું સિંહાસન છે. તે સિંહાસન ઉપર વિષ્ણુજી મહારાજ માયાવી સ્વરૂપે બિરાજે છે. તેમના દરબારમાં બ્રહ્માજી, શંકરજી, ઇંદ્ર, વરૂણ, કુબેર, યમરાજ, દેવતા, ઋષી-

મુની ઇત્યાદિ હાજર રહે છે. તેમને સર્વ શક્તિમાન, ભગવાન, નારાયણ, વિષ્ણુજી, ઇત્યાદિ સહસ્ત્ર નામોથી સર્વ જગત્ પૂજન, વંદન, સ્તુતિ, ઇત્યાદિ ગુણાનુવાદ કરી રહેલા છે. તેમની માયાએ સમગ્ર સંસારને ઘેરી લીધી છે. તેમનામાં આકાશ, પૃથ્વી, પાતાલાદિ લોકમાં પવન વેગે જવાની શક્તિ છે. હસ્તમાં શંખ, સુદર્શન ચક્ર, ગદા, પદ્મ, સારંગ ધનુષ્ય ઇત્યાદિ ધારણ કરેલા છે; તે શસ્ત્ર શત્રુઓપર વાપરે છે. જે જે સ્થળે તેમના ભક્તોને વેરી લોક દુઃખ દે છે, તે તે સ્થળે પોતાના વાહન ગરૂડપર સ્વાર થઇ તેમનું દુઃખ દુર કરે છે.ગરૂડજી એવા શિઘ્રગામી છે કે, એક પલ માત્રમાં સવાલક્ષ યોજન ગમન કરે છે. સપ્તદ્વીપ આકાશ વિગેરેના (મુખ્ય સપ્તદ્વીપ સિવાયના) સમસ્ત દ્વીપો તેમના અધિકાર નીચે છે. તે વૈકુંઠમાં સિંહાસન ઉપર આરૂઢ થઇ જીવોને પાપ-પુન્યના ફળ આપવા કોઇને સ્વર્ગ કોઇને નર્ક કરણી પ્રમાણે ન્યાય કરે છે, ને તે મુજબ ફળ જીવો ભોગવે છે. વિષ્ણુજી ત્રિલોકયનું રાજ્ય ચલાવે છે, તેથી જગતના કર્તા સ્વામી ઠરેલા છે; ને જગતના પાલણ કર્તાનો અધિકાર તેમનો છે. ત્યાં સામીપ્ય મુક્તિનો વાસો છે, ને પોતાની પત્નિ-લક્ષ્મીજી સહિત વૈકુંઠમાં તે બિરાજમાન છે.

(૨) બ્રહ્મપુરી—બ્રહ્માજીને રહેવાનું પવિત્ર સ્થાન છે. ત્યાં સાવિત્રીજી સરસ્વતી, નારદ, વિધાત્રા, તથા અઠયાસી હજાર ઋષીમુની વિગેરે રહે છે. એ બ્રહ્માજી જગત્ના ઉત્પત્તિ કર્તા ઠરેલા છે. તેમના કૃપાથી બ્રાહ્મણની ઉત્પત્તિ શ્રેષ્ઠ ઠરેલી છે. એ બ્રહ્મપુરીને બ્રહ્મ સદન-આનંદવન-અદનબાગ વિગેરે કહે છે. ત્યાં પુન્યવાન પુરૂષો જાય છે. તેમનું વાહન હંસનું છે. વિગેરે હકીકત બ્રહ્મપુરીની છે.

(૩) શિવપુરી (કૈલાસ) શિવજી (શંકરજી—મહાદેવજી) ને રહેવાનું સ્થાન છે. ત્યાં ઉમા—પાર્વતીજી (સતિ) ગણપતિ, કાર્તિકસ્વામી, ભુત—ભૈરવ—પીશાચ ઇત્યાદિ સહ રહે છે. તેમને ભોળાનાથ પણ કહે છે. તેમનું વાહન નંદી (વૃષભ—પોઠીયો) છે. તે જગત્ના લયકર્તા ઠરેલા છે. ત્યાં યોગિ યતિં, તપસ્વી ઇત્યાદિ પુરૂષો જાય છે. ઇત્યાદિ હકીકત શિવપુરીની છે.

(૪) કૃતિમ માન સરોવર—ત્યાં દક્ષઅંશ (પરમાયા) નું સ્થાન છે. ને ચોસઠ સહસ્ત્ર યોગિણી સહીત ત્યાં રહે છે. તે સ્થાનને નાસુત સ્થાન ગણેલું છે. એ સ્થાન પૃથ્વીથી છત્રીસ હજાર યોજન ઉપર સુમેરપર્વતપર છે. ત્યાં સાલોકયમુકિતનો વાસો છે, ને શકિત ઉપાસકના પુરૂષો ત્યાં જાય છે. તે સ્થળ લોકપાંજીઘાટ રોકી પ્રગટ માયા તથા ચોસઠ સહસ્ત્ર યોગિણીઓ સહીત રહેલા છે, ઇત્યાદિ હકીકત માનસરોવરના છે.

ઉપર દર્શાવેલા સ્થાનોના નીચે ચારપુરીઓ દેવતાઓની પણ છે. તેનું સંક્ષેપ્તમાં વિવરણ આ નીચે દર્શાવવામાં આવેલું છે.

એ ચારપુરીઓ પૃથ્વીથી સોળ સહસ્ત્ર યોજન ઉપર સુમેર પર્વત પર છે. તેના નામો:—

(૧) અમરાવતી પુરી (૨) વારૂણાવતી પુરી (૩) અલકાપુરી (૪) યમપુરી.

એ મુજબ ચારપુરીયો છે. તેમાં કઇપુરીમાં કોણ રાજ્યાધિકારી છે તથા ત્યાં કયા પુરૂષો રહે છે. તે પણ નીચે દર્શાવેલું છે.

(૧) અમરાવતીપુરીમાં ઇન્દ્રરાજા રાજ્ય કરે છે. તેમની સાથે તેત્રીસ ક્રોડ દેવતા—તથા ઇન્દ્રાણી સહિત રહે છે તેપુરીની શોભા અત્યંત ઝગમગાહટ છે. ત્યાં કામધેનું, ઐરાવતહાથી તથા કલ્પવૃક્ષ છે, અને રંભા સુચિ—રેણુકા ઇત્યાદિ ઘણી અપ્સરાઓ તેમના દરબારમાં હાજર રહે છે. જ્યારે કોઇ તપસ્વી તપ આદરે છે, ત્યારે ઇંદ્રિરાજા અપ્સરાઓને સ્વર્ગમાંથી તપ ભંગ કરવા સારૂ મોકલે છે. ત્યાં પુન્યવાન મનુષ્ય જાય છે, પણ તેનુ પુન્ય પરવારેથી ફરી મૃત્યુલોકમાં તે જન્મ ધારણ કરે છે. તેથી તે સુખ પણ શ્રેષ્ઠ ગણાય નહિ. એ પુરી સુમેર પર્વતપર પૂર્વ દીશાની બાજુ એ છે તેનો વિસ્તાર ઘેરાવો ચોવીસ હજાર યોજનનો છે, ત્યાંથી સુર્ય ઉદય થાય છે. સુર્યનું ચલણ એકવીસ હજાર યોજનનું ગણેલું છે. વિગેરે હકીકત અમરાવતી પુરીની છે.

( ૨ ) વારૂણાવતીપુરીમાં વરૂણ રાજા રાજ્ય કરે છે. ને સમુદ્ર પાછળ તેમનું સ્થાન છે; ને મેઘમાળા—પરિવાર સહિતનો ત્યાં વાસો છે, ત્યાંથી મેઘ ચઢી આવી પરજન્ય વરસાવે છે. તે પુરી સુમેરપર્વત ઉપર પશ્ચિમ દીશાની બાજુએ છે, તેનો વિસ્તાર—ઘેરાવો પાંચ હજાર યોજનનો છે; ત્યાં સુર્ય પરિક્રમણ કરી અસ્ત પામે છે. વિગેરે હકીકત વારૂણાવતી પુરીની છે.

( ૩ ) અલકાપુરીમાં કુબેર ભંડારી રાજા રાજ્ય કરે છે. ત્યાં ધ્રુવજીનું મધ્ય—પૃથ્વીમાં સ્થાન છે, ને યક્ષો વિગેરે તેમનો પરિવાર સહ અલકાપુરીમાં વાસો છે. ત્યાં અશ્વમેધ ઇત્યાદિ કરે છે, તેવા પુન્યવાન પુરૂષો જાય છે. તે સુખ પણ થોડાજ દિવસને માટે છે, કેમકે પુન્ય પરવારેથી ફરી જન્મ લેવો પડે છે. એ પુરી સુમેરપર્વતપર ઉત્તર દીશાની બાજુએ છે, તેનો વિસ્તાર ઘેરાવો સોળ હજાર યોજનનો છે; ત્યાં સુર્ય—મધ્યાન્હકાળે પરિક્રમણ કરી આવે છે. ઇત્યાદિ હકીકત અલકાપુરીની છે.

( ૪ ) યમપુરીમાં યમરાજા રાજ્ય કરે છે, ત્યાં ચોરાશી યમ—દુત તેમના સાંમિપ્ય હાજર રહે છે; જેમાં ચૌદ યમ મુખ્ય ગણાય છે. તે સર્વ પાપીયોને શિક્ષા—દંડ દેવા નિમિત્તે પકડવા સારૂ પૃથ્વીમાં વિચરે છે, ને જે પાપી જીવોનું મરણ થાય છે. તેમને યોગ્ય ન્યાય આપી વિષ્ણુજીની આજ્ઞાથી ચોરાશી નર્કના કુંડમાં જેણે જેવા પાપ કર્યા હોય તેવા દંડ દેવા ખાતર તે કુંડોમાં દુઃખ ભોગવવા સારૂ નાંખે છે. એ ચોરાશી કુંડો પાપીયોના નિમિત્ત પાતાલાદિમાં ઉત્પન્ન કરેલા છે. જેનું વિવરણ વિસ્તાર પુર્વક દીપકસાગર નામના ગ્રંથમાં આપવામાં આવેલું છે. પણ અત્રે ફકત સારાંશ તરીકે હકીકત દર્શાવી છે, કેમકે તે બાબતથી સર્વ જ્ઞાતા છે.

એ કુંડો પાપિષ્ટ જીવોના શાસન નિમિત્તે બનાવેલા છે, ને અનેક કર્મો ભોગવવા ફાંદા નાંખ્યા છે. જેવાં જે કર્મ કરે છે. તેને તેવાં ફળ ભોગવવાં પડે છે. અર્થાત્ નાના પ્રકારની કર્મ-જાળથી જીવો અત્યંત કષ્ટ વેઠતા છતાં આવાગવનનું દુઃખ મટતું નથી. ફકત ગુરૂ સિવાય આ જગત્માં કોઇ પણ છોડવનાર નથી એસર્વના જાણ બહાર નથી. એ સ્થળે ગુપ્ત દ્વારે

પાતાલમાં-પાતાલ પાંજીના નાકે ત્રિદેવ-તથા ચોરાશી દુતોની ચોકી છે. ઇત્યાદિ હકીકત યમપુરીની છે.

ઉપર દર્શાવ્યા મુજબ સ્વર્ગ-નર્કની સાર રૂપે હકીકત દર્શાવી છે. જેવી રીતે સત્યપુરૂષના સુત-અંશ-વંશ ઇત્યાદિને દ્વીપ દ્વીપાંતરના રાજ્ય આપી સ્થાનાપન્ન કર્યાં હતા, તેવી રીતે સ્વર્ગ-મૃત્યુ-પાતાલ—ગૌલોક ઇત્યાદિની રચના કરી દ્વીપ દ્વીપાંતરમાં બ્રહ્માજી વિષ્ણુજી-શીવજી એ ત્રણ મુખ્ય ને, તથા-વરૂણ-કુબેર ભંડારી યમરાજ ઇત્યાદિને પણ પેટા વિભાગમાં નિરંજને ( ધર્મરાયે ) પોતાના તેજઅંડના-ત્રિલોકયના રાજ્યમાં સ્થાનાપન્ન કર્યા; ને આપ સર્વથી ન્યારા રહી ત્રિલોકયનું રાજ્ય ચલાવ્યું. અહીં એટલું તો જણાવવું ભાગ પડે છે કે, આદ્યા પોતાના ત્રણ સુતોને ત્રિલોકયનો રાજ્ય કારભાર પ્રગટ સોંપી અંતર્ધ્યાન થયા. તે બાદ હકીકત જે બની છે તે નીચે દર્શાવવામાં આવી છે.

સત્યપુરૂષના સુત-નિરંજન હતા તેઓને રાજ્યાધિકાર મળવાથી સત્યપુરૂષનું નામ ગુપ્ત કર્યું હતું, તેવીજ રીતે ત્રણે બંધુઓએ ( ત્રિદેવોએ ) પણ પોતાની માતાશ્રી ( આદ્યાનું ) નામ બીલકુલ છુપાવી દેઇ પોતાનું માહાત્મ વધાર્યું. તેથી આદ્યાએ ત્રણ પુત્રી તત્વ સંયોગથી રંભા સુચિ-રેણુકા ઉત્પન્ન કરીને સ્વર્ગમાં મોકલી, તેમણે દેવો ઇત્યાદિને મોહ પમાડીને પોતાના સ્વાધીનમાં કર્યા; અને માયામાં ફસાવી અષ્ટંગીએ પોતાની પુજા સમસ્ત સંસારમાં પ્રચલીત કરી. ( જુવો અંબુસાગર. ) એ પ્રમાણે પંચદેવ ત્રિલોકયના શ્રેષ્ટ અધિકારી બનીને સત્યપુરૂષનું નામ ગુપ્ત કરી મુક્તિદ્વાર રૂંધીને ( બંધ કરીને ) માયા સૃષ્ટીને બંધનમાં રાખી ઇત્યાદિ હકીકત છે.

—અષ્ટમ્—રત્નઃ સંપૂર્ણ—



# નવમ્—રત્નઃ

## ત્રણે સૃષ્ટીની એકંદર રચના કેવી રીતની છે, તેમાં અંશ-વંશ દશ સોહં સ્થાન, બ્રહ્માંડ ઇત્યાદિનો સમાવેશ કેવી રીતે થયો છે તેનું વિવરણ.

પૃથ્વીખંડ, પંચમુદ્રા, અંબુસાગર ઇત્યાદિ ગ્રંથોના આશ્રયથી દર્શાવવામાં આવે છે કે, પૃથ્વીના છેક તળીયે ઉનમુની સ્થાન છે, તે સ્થાનપર મન ( ઇચ્છા ) ના સ્વરૂપનું બંધારણ છે. તે ઇચ્છાના બંધારણપર પવનનું સ્થાન છે, ને પવનપર મુખ્ય અથાહ પાતાળ દ્રીઢાવેલું છે. તે પાતાલપર મુળતેજ—ને તે તેજપર સત્યશબ્દ છે. એ સત્યશબ્દના આધારે જલરંગજી—સુત ( બ્રહ્મ—અંશ ) નું સ્થાન છે, તે સ્થાન પૂર્ણ જળથી શોભાયમાન છે; તે સ્થાનને અક્ષતદ્રીપ કહે છે. ત્યાં પાતાલપાંજીઘાટનો દરબાર છે, ને જલરંગજીની આશિકા લેઇ હંસ સત્યલોક વાશી થાય છે.

એ જલરંગજી સુતના સ્થાનના ઉપર કુર્મ્ર્મ—સુત ( બ્રહ્મ- અંશ ) નું સ્થાનછે, તે સ્થાનને અક્ષય-દ્રીપ કહેછે. તે કુર્મ્ર્મ—અંશ સમસ્ત સંસારની રચના સામગ્રી લેઇ પ્રગટ થયેલાછે, તે કારણથી સત્યપુરૂષના ભંડારી ગણાયલાછે. તેમનું શરીર દ્વાદશ પાલંગ એટલે અઠાણું ક્રોડ યોજન વિસ્તારવાળું છે. તેમને સોળ મસ્તક તથા-ચોસઠ હસ્ત-પાદૃછે, ને પૃથ્થી કરતાં બમણુ ( બેગણું ) શરીર ગણેલું છે. તેનું કેટલુંક વિવરણ નીચે દર્શાવવામાં આવેલું છે.

૧ ક્રોડ યોજનનું મુખારવિંદ છે.
૫૦ ક્રોડ યોજનની પીઠ છે.
૨૫ ક્રોડ યોજનનું હૃદય છે.
૧ ક્રોડ યોજનની જીવ્હા છે.

૪ ક્રોડ યોજનના હસ્તપાદ છે.
૧૦ ક્રોડ યોજનના અંગુષ્ઠ તથા નખ છે.
૭ ક્રોડ યોજનનું પુંછ છે.

૯૮

ઉપર દર્શાવ્યા મુજબ અઠાણું ક્રોડ યોજનનું શરીર તેમનું ગણેલું છે. ચારે દિશાએ હસ્ત-ચર્ણ છે, પુર્વ દીશાએ તેમનું મુખારવિંદ છે, પશ્ચિમ દીશાએ પુંછ છે, ઉત્તર દીશાએ તેમની કાયા છે, તેમના ત્રણ શીશ નિરંજન (ધર્મરાયે) છેદેલા તેના ત્રિગુણથી ત્રણ સુત (વંશ—બ્રહ્માજી—વિષ્ણુજી- શંકરજી) ઉત્પન્ન થયેલા છે, અને કૃતિમ કુર્મ્ર્હ (કચ્છપ) પૃથ્વી પંચતત્વ, સુર્ય--ચંદ્ર, નક્ષત્ર, તારાણ ઇત્યાદિની ઉત્પત્તિ કુર્મ્હઅંશના ઉદરથી ઉત્પન્ન થયેલી છે. તેમના શીશ છેદન કરવાથી ચંદ્રની અમી સત્યપુરૂષે લેવા ફરમાવેલી છે, તેથી ચંદ્રની કળા વધઘટ થાય છે. ને પુર્ણીમાના દિવસે અમી નહીં મળવાથી તે ઉપવાસ કરેછે. તે દિવસે સત્યપુરૂષની ભક્તિ કરવાથી તે શાંતિમાં રહે છે, તેથી પુનમવૃત આદિમાં ઉત્પન્ન થયેલું છે. તે વ્રત સદગુરૂ કબીરસાહેબે જગત્માં પ્રગટ કરી પૂર્ણિમાનો દિવસ સર્વથી શ્રેષ્ઠ ગણેલો છે, તેથી તે દિવસે ચોકા આરતી કરવી કરાવવી શ્રેષ્ઠ છે. કેમકે કુર્મ્હ અંશની પીઠ ઉપરથીજ ચોકાનું બંધારણ ગણાયલું છે. એ કુર્મ્હ અંશ જ્યારે કરવટ બદલે છે ત્યારે માહાપ્રલય થાય છે. એ કુર્મ્હ અંશનો અક્ષયદ્વીપ સોળ પાલંગ વિસ્તારવાળો છે. એ સ્થાનના ઉપર જળાશય ગહિર-ગંભીર છે, તેના પર મીનછે ને એ મીન ઉપર કૃતિમ-કુર્મ્હ (કચ્છપ) તેજ અંડના અંદર બિરાજેલા છે; તેથી એ દ્વીપને કચ્છપદ્વીપ (લોક) કહેલો છે. ત્યાં ત્રિદેવ તથા ચોરાશી દુતોની પતાલ પાંજીના નાકે ચોકી છે, ને મૂળ કુર્મ્હ અંશના ઉપરથી પૃથ્વીની નાળ બંધાઇ છે એ પૃથ્વીની નાળ સ્વાસાસારથી બંધાઇ છે.

એ કૃતિમ કુર્મ્હ (કચ્છપ) ની પીઠપર આઠ દિક્પાળ પૃથ્વીના રક્ષક મુકયા છે. તે દરેકની ઊંચાઇ ૭ ક્રોડ યોજન જેટલી ગણતાં કુંડ ત્રણ

ક્રોડ યોજન વિસ્તાર વાળી કહેલી છે. તેમની દેહ પંદર ક્રોડ યોજન જેટલી છે. તેમને કૃતિમ કુર્મ્ર્દ (કચ્છપ) ની પીઠપર મુકવાનું કારણ એછે કે, તેના દબાણથી કુર્મ્ર્દ (કચ્છપ) થી હલાય નહિ. જો કુર્મ્ર્દ (કચ્છપ) પીઠ બદલેતો જગતનો પ્રલય થાય છે, જયારે પ્રલય થવાનો હોય છે ત્યારે કુર્મ્ર્દ (કચ્છપ) કરવટ બદલે છે, ત્યાં સુધી આમન્યા રાખી બદલતા નથી. તે ચાલુ સ્થીતિમાં નહી બદલવા સારૂ તેમના પર જગતની રક્ષા સારૂ આધાર રૂપ દશ દિક્પાળ મુકયા છે વિગેરે હકીકત છે.

કેટલાક ગ્રંથોમાં એમ પણ દર્શાવવામાં આવેલું છે કે, કચ્છપ ઉપર ગઉ (ગાય,) ને ગાયપર મીન, મીનપર વરાહ, વરાહ ઉપર શેષનાગ, ને ને શેષનાગના મસ્તક ઉપર ઓગણપચાસ ક્રોડ યોજનમાં પૃથ્વી તથા ઓગણપચાસ ક્રોડ યોજનમાં સમુદ્રનું જળ છે. પણ આ ચાલુ ગ્રંથમાં ઘણા શાસ્ત્રોનો એકમેક સાથે સંબંધ જોડાણ લેઇ કુર્મ્ર્દ સુત (બ્રહ્મ-અંશ) ની પીઠપર જળ, જળ ઉપર મીન, ને મીનપર કચ્છપ, કચ્છપ ઉપર વરાહ, વરાહ ઉપર શેષનાગ, ને શેષનાગના મસ્તક ઉપર ઓગણપચાસ ક્રોડ યોજનમાં પૃથ્વી તથા ઓગણપચાસ ક્રોડ યોજનમાં સમુદ્રનું જળ એ મુજબ ગણેલું છે. તે પૈકી કચ્છપ સુધીનું વિવરણ આગળ દર્શાવી ગયા છીયે.

એ કચ્છપની પીઠપર વરાહ છે, ને વરાહની દાઢમાં પૃથ્વી છે. તે પૃથ્વી તેમની દાઢમાં રાઇ બરાબર જણાય છે. એટલો તેમનો વિસ્તાર છે.

એ વરાહના ઉપર શેષનાગ છે. તેમના એક હજાર મસ્તક, ને એક હજાર ફેણ તથા ૨૦૦૦ નેત્ર છે. તેમની દેહ પંદર ક્રોડ યોજન જેટલી ગણેલી છે. તેમને વાસુકી નાગ પણ કહે છે. જયારે પ્રલય થાય છે, ત્યારે વિષ્ણુજી શેષનાગ ઉપર શયન કરે છે. જેથી વિષ્ણુજી શેષશાઇ ભગવાન, માહાવિષ્ણુ ગણાતાં તેમની નાભી (નાલ) કમલમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થઇ, તેસરથી જગતની ઉત્પત્તિ કરે છે. એ શેષનાગના મસ્તક ઉપર પૃથ્વી ઓગણપચાસ ક્રોડ યોજન છે, તેમાં ચૌદ લોક, નવખંડ, સપ્તદ્વીપ છે, અને સપ્તસાગર પણ ઓગણપચાસ ક્રોડ યોજન વિસ્તારમાં છે. એ સર્વેનું વિવરણ અનુક્રમે આ નીચે દર્શાવવામાં આવેલું છે.

## ( ૧ ) ચૌદ લોકના નામ.

( ૧ ) પાતાલ ( ૨ ) રસાતલ ( ૩ ) માહાતળ ( ૪ ) તલાતલ ( ૫ ) સુતલ ( ૬ ) વિતલ ( ૭ ) અતલ. એ સપ્ત પાતાલના લોક ગણેલા છે. એ સપ્ત પાતાલમાં સપ્ત નર્ક છે, જેમાં ચોરાશી કુંડ રચેલા છે. તેમાં પાપીયોને સજા કરી રાખવાના સ્થાન છે. હવે ઉપરના સપ્ત લોકના નામ ( ૮ ) ભુર્લોક ( ૯ ) ભુવર્લોક ( ૧૦ ) સ્વર્ગલોક ( ૧૧ )મહર્લોક ( ૧૨ ) જીવલોક ( ૧૩ ) તપલોક ( ૧૪ ) સત્યલોક. એ ઉપરના સપ્તલોક મળી એકંદર ચૌદલોક ત્રિદેવ-નિરંજન--અક્ષરઅંશ સુધી એટલે બારપાલંગના તેજઅંડના રાજ્ય સુધી ગણેલા છે. ( ટીપઃ—૧૪ મું જે સત્યલોક ગણેલું છે. તે સત્યપુરૂષના સત્યલોકના આશયથી કૃતિમ બનાવી જગતુમાં તેજ-અંડના રાજ્યમાં છે. પણ મૂળ સત્યલોક પહોપદ્વીપપર અલાહિદા છે. તે સુચનાર્થે ખુલાસો અત્રે લખવા ભાગ પડેલો છે. )

## ( ૨ ) નવ ખંડના નામ.

( ૧ ) ઇંદ્રિખંડ ( ૨ ) શૈલખંડ ( ૩ ) તામ્બ્રખંડ ( ૪ ) ગભસ્તિ-ખંડ ( ૫ ) નાગખંડ ( ૬ ) સૌમ્યખંડ ( ૭ ) ગાંધર્વખંડ ( ૮ ) આરણ્ય-ખંડ ( ૯ ) ભારતાચ ( ભરત )ખંડ. એ મુજબ નવ ખંડ પૃથ્વી ગણેલી છે. તેમાં સપ્તદ્વીપ--સપ્તસાગરનો સમાવેશ છે.

## ( ૩ ) સપ્તદ્વીપના નામ.

( ૧ ) પુષ્કરદ્વીપ ( ૨ ) સાલમીલ્લીદ્વીપ ( ૩ ) પ્લક્ષદ્વીપ ( ૪ ) ક્રૌંચદ્વીપ ( ૫ ) કુશદ્વીપ ( ૬ ) સાંકલદ્વીપ ( સીંગલદ્વીપ ) ( ૭ ) જંબુદ્વીપ એ મુજબના સપ્તદ્વીપ છે. તેની આસપાસ સપ્તસાગર છે. એ સપ્તસાગરના નામ નીચે મુજબ—

## ( ૪ ) સપ્ત સાગરના નામ.

( ૧ ) રૂપસાગર ( ૨ ) મધિકસાગર ( ૩ ) રત્નાકરસાગર ( ૪ ) દધિસાગર ( ૫ ) સ્વાદિકસાગર ( ૬ ) ક્ષીરસાગર ( ૭ ) ક્ષારસાગર એ મુ-જબ સપ્તસાગરના નામ છે,

ઉપર દર્શાવેલા સપ્તદ્વીપના આસપાસ સપ્તસાગર છે તે દ્વીપ તથા :સાગર કેટલા કેટલા વિસ્તારના છે, કયા દ્વીપમાં કયા સાગર છે, તેનું વિવરણ પણ આ નીચે દર્શાવેલું છે.

| દ્વીપના નામ | કેટલા ક્રોડ યોજન વિસ્તાર | સાગરના નામ | કેટલા ક્રોડ યોજન વિસ્તાર |
|---|---|---|---|
| (૧) પુષ્કરદ્વીપ | ૭ ક્રોડ યોજન | (૧) રૂપસાગર | ૭ ક્રોડ યોજન |
| (૨) સાલમીલીદ્વીપ | ૫ ,, ,, | (૨) મધિકસાગર | ૫ ,, ,, |
| (૩) પ્લક્ષદ્વીપ | ૧૩ ,, ,, | (૩) રત્નાકરસાગર | ૧૩ ,, ,, |
| (૪) ક્રોંચદ્વીપ | ૯ ,, ,, | (૪) દધિસાગર | ૯ ,, ,, |
| (૫) કુશદ્વીપ | ૧૧ ,, ,, | (૫) સ્વાદિકસાગર | ૧૧ ,, ,, |
| (૬) સાંકળદ્વીપ | ૩ ,, ,, | (૬) ક્ષીરસાગર | ૩ ,, ,, |
| (૭) જમ્બુદ્વીપ | ૧ ,, ,, | (૭) ક્ષારસાગર | ૧ ,, ,, |
| ૭ દ્વીપ. | ૪૯ ક્રોડ યોજન | ૭ સાગર | ૪૯ ક્રોડ યોજન |

ઉપર દર્શાવ્યા મુજબ સપ્ત દ્વીપમાં ઓગણ પચાસ ક્રોડ યોજન પૃથ્વીનો વિસ્તાર છે. ને સપ્ત સાગર ઓગણપચાસ ક્રોડ યોજનમાં છે, તે ભાગમાં જળાશય છે. એટલે અર્ધ ભાગમાં પૃથ્વી ને અર્ધ ભાગમાં જળ છે.

એ ઓગણપચાસ ક્રોડ પૃથ્વીપર દેવતાઓ, ઋષી, મુની. ગાંધર્વ, યક્ષ, કિન્નર, ગણ, મનુષ્ય, જીવ. જંતુ, પશુ, પક્ષી. જલચર, થલચર ઇત્યાદિ વસેલા છે. એ સ્થાનને પહેલું જીવ સોહંસ્થાન ગણેલું છે. તેમાં અનેક ધર્મો પ્રચલિત છે, તે સર્વ નિરંજન નિરાકાર, તથા તેમના અનુયાયીઓ ત્રિદેવના ઋષીમુની, મહાત્માઓએ ચલાવેલા છે.

પૃથ્વીપર અષ્ટ કુલ પર્વત પણ છે તેના નામ તથા કઇ દિશા તરફ છે, તેની સારાંશમાં હકીકત નીચે દર્શાવેલી છે.

## (૫) અષ્ટકુલ પર્વતના નામ.

(૧) રત્નાચલ—ઉતરે (૨) હિમાલય—ઇશાનકોણ
(૩) ઉધાચલ—પુર્વે (૪) મલ્યાગિર—અગ્નિકોણ

( ૫ ) મંદ્રાચલ---દક્ષિણ  ( ૬ ) ખરનીનંદ--નૈરૂત્ય કોણ
( ૭ ) અસ્તાચલ--પશ્ચિમ  ( ૮ ) સુમેર પૃથ્વીના મધ્યભાગમાં

એ અષ્ટકુલ પર્વત પૈકી આઠમો સુમેર પર્વત છે. તેનાપર દેવતાની પુરીયો, સ્વર્ગ, વૈકુંઠ, બ્રહ્મપુરી, વિષ્નુપુરી, શિવપુરી ઇત્યાદિની રચના છે. તેના ઉપર સર્વ અંશ વંશના સ્થાનો છે. તેથી સુમેર પર્વતનુંજ ફકત અત્રે વિવરણ લેવું ભાગ પડે છે.

એ સુમેર પર્વત પૃથ્વીથી સાઠ સહસ્ત્ર યોજન ઊંચો છે, ને ચોવીસ સહસ્ત્ર યોજન પૃથ્વીના અંદરના ભાગમાં દટાયેલો છે. એટલે તેનું એકદર ઊંચાઇનું પ્રમાણ ચોરાશી સહસ્ત્ર યોજનનું ગણેલું છે. તેનો ઘેરાવો વીસ સહસ્ત્ર યોજન છે. તે પર્વત પર દેવતાના સ્થાન, તથા સિધ્ધોના સ્થાન, દલ્લઅંશ તથા ચોસઠ સહસ્ત્ર યોગિણીઓના સ્થાન તથા ત્રિદેવના સ્થાન સુંદરને રમણીક આવેલા છે. જેથી એ સુમેર પર્વત સર્વ પર્વતોમાં શ્રેષ્ટ મનાતાં સર્વોત્તમ રચનાથી ભરપુર છે. એ સ્થાનોનું સાધારણ વિવરણ નીચે દર્શાવેલું છે.

પૃથ્વીથી સોળ સહસ્ત્ર ઊંચે સુમેર પર્વતના ઉપર ચારપુરીઓ છે. પહેલી અમરાવતી પુરીમાં ઇન્દ્ર રાજા રાજ્ય કરે છે. બીજી અલકાવતી પુરીમાં, કુબેર ભંડારી રાજય કરે છે. ત્રીજી વારૂણાવતી પુરીમાં વરૂણ રાજા રાજય કરે છે. ચોથી યમ પુરીમાં ધર્મ રાજા રાજય કરે છે. એ ચાર પુરીની શોભા ઉત્તમ છે. જેનુ વિવરણ અષ્ટમ--રત્નમાં દર્શાવી ગયા છે. તેના ઉપર દલ્લ અંશ ( પરમાત્મા ) નુ સ્થાન છે, તેનું વિવરણ પ્રમાણ સહ આ નીચે આપેલું છે.

છંદ

મુકામ અવલ સુનો ધર્મની, ઇરમલા નાસુતકા.
ઇશાતહાં પેગમ્બરા, ઇંજીલ દસ્ત કોરાનકા.

( સુકીત આદી ભેદ )

એ દ્યઅંશ ( પરમાયા ) નું સ્થાન પૃથ્વીથી છત્રીસ સહસ્ત્ર યોજન ઊંચે ને પુરીઓથી ૨૦ સહસ્ત્ર યોજન ઊંચે સુમેર પર્વત પર છે. ત્યાં દ્યઅંશ ( પરમાયા ) ચોસઠ સહસ્ત્ર યોગિણીઓ સહનો વાસો છે. એ સ્થાનને કૃતિમ માન સરોવર ગણેલું છે. એ સર્વેનુ સૌંદર્ય ઘણું અલૌકિક છે, ને તે સ્થાન પણ સુંદર અને રમણીક છે. એસ્થાનપર લોકપાંજીનો ઘાટછે નેપરમાયા તથા ચોસઠ સહસ્ત્ર યોગિણીઓની ગોષ્ઠી છે તે સ્થાન પર સાલોકય મુકિતછે, અને શકિત ઉપાસકના પુરૂષો ત્યાં જાયછે તે સ્થાનને મુસલમાની કિતાબમાં નાસુત પહેલું ( અહિંયાસુધી ) જીવ સોહં સ્થાન ગણેલું છે. ત્યાં ઇસા પેગમ્બર તેમના તખ્ત તળે હાજર રહે છે. તેમને ઇંજીલ કિતાબ ખુદાતાલા તરફથી ઇનાયત થએલી છે તે મુજબ પૃથ્વી પર ઇશાઇ ધર્મનો પ્રચાર થયોછે.વિગેરે હકીકત એસ્થાનની છે. એસ્થાનના ઉપર વૈકુંઠ વિષ્ણુજીનું સ્થાન છે. તેનું વિવરણ પ્રમાણસહ આ નીચે આપેલું છે —

છંદ

દોયમ મુકામ મલકુતહે, મુસાતહાં પેગમ્બરા;
જંબુર ઇલ્મ કોરાનમાં. તે દસ્ત પહતે અક્ષરા

( મુક્તિ આદી ભેદ )

પૃથ્વીથી સાઠ સહસ્ત્ર યોજન ઊંચે ને દ્યઅંશના સ્થાનથી ચોવીસ સહસ્ત્ર યોજન ઊંચે સુમેર પર્વતના ટોંચ ઉપર વૈકુંઠનું સ્થાન છે. ત્યાં વિષ્ણુજી લક્ષ્મીજી સહિતનો વાસો છે. એ વૈકુંઠ ત્રિલોકયમાં શ્રેષ્ઠ સર્વોતમ ગણેલું છે; ને વિષ્ણુજીની મુખ્ય રાજ્યધાની છે. તે સ્થાન પર સામિપ્ય મુક્તિ છે, અને વિષ્ણુ ઉપાસકના પુરૂષો ત્યાં જાય છે. એ સ્થાનને મુસલમાની કિતાબમાં મલકુત ( બીજું સોહં ) સ્થાન ગણેલું છે. ત્યાં મુસા પેગમ્બર તેમના તખ્તતળે હાજર રહે છે, ને જમ્બુર કિતાબ તેમને ખુદાતાલા તરફથી ઇનાયત થયેલી છે. તે મુજબ પૃથ્વીપર મુસા પેગમ્બરે પોતાનો ધર્મ પ્રચલીત કરેલો છે. એ સુમેર પર્વત ઉપર જુદી જુદી ટોંચે કૈલાસપુરી તથા બ્રહ્મપુરી છે. જ્યાં માહાદેવજી તથા બ્રહ્માજીના સુંદર રમણિક સ્થાન છે. ત્યાં યોગિ, યતિ. તપસ્વી ઇત્યાદિ તેમના ઉપાસકો જાય છે. એ સુમેરપર અઠયા-

રી સહસ્ર ઋષી મુનીના આશ્રમ છે તે પૈકી અષ્ટ સિદ્ધ શ્રેષ્ઠ ગણાયા છે. તેના નામ ( ૧ ) હેમત સિદ્ધ ( ૨ ) નીલનામ સિદ્ધ ( ૩ ) સ્વાંતિનામ સિદ્ધ ( ૪ ) ઉચ્ચનામ સિદ્ધ ( ૫ ) મલનામ સિદ્ધ ( ૬ ) ગ્યાનીનામ સિદ્ધ ( ૭ ) મદનામ સિદ્ધ ( ૮ ) મહાનામ સિદ્ધ એ મુજબના અષ્ટ સિદ્ધ શ્રેષ્ઠ ગણાયા છે. એ પર્વતપર ત્રિબધુ ( બ્રહ્માજી- વિષ્ણુજી--શંકરજી ) ના સ્થાન છે. તેથી તે સ્થાનને બીજું ત્રિદેવ લોક સ્થાન ગણેલું છે. વિગેરે હકીકત ત્રિદેવના સ્થાનની છે. હવે એકવીસ બ્રહ્માંડના સારાંશની હકીકત નીચે સુચનાર્થે જણાવેલી છે.

## એકવીસ બ્રહ્માંડનો સારાંશ

| | | | | |
|---|---|---|---|---|
| પૃથ્વીથી એક લક્ષ યોજન ઉંચસ્થાનપર | | | | —સુર્યમંડલનું સ્થાન છે. |
| સુર્યમંડલથી | ,, | ,, | ,, | --ચંદ્રમંડલનું સ્થાન છે. |
| ચંદ્રમંડલથી | ,, | ,, | ,, | —નક્ષત્રમંડલનુ સ્થાન છે. |
| નક્ષત્રમંડલથી | ,, | ,, | ,, | —ભૌમ (મંગળ)મંડલનું સ્થાનછે |
| ભૌમમંડલથી | ,, | ,, | ,, | —બુધમંડલનું સ્થાન છે. |
| બુધમંડલથી | ,, | ,, | ,, | —ગુરૂમંડલનું સ્થાન છે. |
| ગુરૂમંડલથી | ,, | ,, | ,, | —શુક્રમંડલનુ સ્થાન છે. |
| શુક્ર મંડલથી | ,, | ,, | ,, | —શનિમંડલનું સ્થાન છે. |
| શનિમંડલથી | ,, | ,, | ,, | —આદિતમંડલનું સ્થાન છે |
| આદિતમંડલથી | ,, | ,, | ,, | —સોમમંડલનું સ્થાન છે |
| સોમમંડલથી | ,, | ,, | ,, | —રાહુ કેતુમંડલનુ સ્થાન છે |
| રાહુકેતુમંડલથી | ,, | ,, | ,, | —સપ્ત ઋષીશ્વરમંડલનું સ્થાન છે |

ઉપર દર્શાવ્યા મુજબ નવ ગ્રહના તથા સત્તાવીશ નક્ષત્રના સ્થાન છે. જેમાં છેલ્લું સપ્ત ઋષી મંડળનું સ્થાન છે. એ સપ્ત ઋષી મંડલ ઉપર અનલ પક્ષી છે, અનલ પક્ષી ઉપર જટર પક્ષી છે, જટર પક્ષી ઉપર ગરૂડ પક્ષી છે, ગરૂડ પક્ષી ઉપર સુનકાર સ્થાન છે, સુનકાર સ્થાનપર પદ્માસન

છે, પદ્માસનપર રૂદ્રાસન છે. રૂદ્રાસનપર બ્રહ્માસન છે, બ્રહ્માસન ઉપર એક સિંહાસન છે, સિંહાસનપર એક ઇંડ છે, ઇંડપર દંડ છે, દંડ ઉપર ધ્વજા છે, ધ્વજાપર નિરંજન નિરાકાર સુન સ્થાનમાં ધ્યાનસ્થ બેઠા છે. તેમનો સમાવેશ તેજ અંડમાં છે તેમને ત્રિલોકયનો રાજ્યાધિકાર મળેલો હોવાથી શ્રેષ્ઠ રાજ્યાધિકારી ગણાયા છે. એ મુજબ એકવીસ બ્રહ્માંડની સાર રૂપે હકીકત છે. પૃથ્વી તથા આકાશ વચ્ચે કેટલુ અંતર છે. તેનું પ્રમાણ ૯ પદમ ૪૮ નીલ ૩૪ ખર્વ ૪૯ અરબ ૫૭ ક્રોડ ૬૫ લક્ષ ૯૫ સહસ્ત્ર ૧૫૦ યોજન જેટલું કુલ અંતર ગણવામાં આવેલુ છે.

એ નિરંજન નીરાકાર જે સુન્યમાં ધ્યાનસ્થ બેઠેલા છે, તેમને પ્રેમ અંશ-ધર્મરાય ઇત્યાદિ કહેવામાં આવેલા છે. તેમની સાથે આદ્યા (આદ્ય શકિત-માહામાયા-અષ્ટંગી ) ગુપ્ત રીતે વાસો રહેલા છે, ને પ્રગટ વાસો કૃતિમ માનસરોવર પર છે; તે બેઉ અંશ ષોડ્સ સુત ( બ્રહ્મ—અંશ ) પૈકીના છે. નિરંજનનું સ્થાન ઝાંઝરી દ્રીપમાં છે, તેને સુન્ય શિખર પણ કહેલું છે. તે ત્રિલોકય જગત્ ઉત્પત્તિના કર્તા તથા સ્વામી છે, ને ત્રિલોકયનો રાજ્ય કારભાર તેમના વંશો દ્વારે ચલાવે છે. એમણે બે ગુન્હા કરેલા હોવાથી તેના અભાવે શ્રાપ થયેલો છે, તેથી સત્યલોકમાં સામીપ્ય જઇ શકાતું નથી. એ અંડમાં કૃતિમ સત્યપુરૂષના સત્યલોક જેવો સત્યલોક રચેલો છે, ને એ સત્યલોક ( ઝાંઝરી દ્રીપ ) માં આકાશ પાંજીનો ઘાટ છે. તે સ્થાનપર સત્ય સત્યલોકમાં જવાનો દ્વાર રોકી બેઠા છે. તે પાંજી ઘાટપર નિરંજન તથા ચૌદ યમની ગુપ્ત ચોકી છે, તેથી નિરંજનના ઉત્પન્ન કરેલા વેદોમાં ઉરઝાઇ રહેલા જીવોથી આગળના લોકમાં જઇ શકાતું નથી; માત્ર એક સત્યગુરૂથી મુળ સત્યશબ્દ ( દશમો સોહંસાર ) પ્રાપ્ત કરે છે. તેજ હંસ સત્યપુરૂષના સત્ય સત્યલોકમાં ગુરૂ શબ્દના પ્રતાપથી પ્રયાણ કરે છે. તે શિવાયના જીવોને નિરંજનના ઝપાટામાં આવેથી ફરી ભવસાગરમાં જન્મ ધારણ કરવો પડે છે, તેથી આવાગવનનું દુઃખ ટળી શકતું નથી. તે દુઃખ ટાળવાના કારણથી જ સત્યપુરૂષની સત્ય ભકિત દ્રીઢાવવા સત્યલોકથી સદ્ગુરૂ કબીરસાહેબ (જ્ઞાનીજી—યોગજીતજી ઇત્યાદિ નામોથીપ્રસીધ્ધ થઇ,)નિરંજન પાસેથી થઇને

જગતમાં અનેક યુગથી આવે છે. જે અંકુરી જીવ હોય છે. તેમને જ્ઞાન સુબોધ આપી સત્ય ભક્તિ કરવા ઉપદેશ દે છે, ને પોતાનો જે કેવળ સત્ય હંસ શબ્દ ગ્રાહી હોય છે. તેને નિરંજનની જાળમાંથી છોડાવી સત્યલોકમાં અટલપદવી આપે છે. વિગેરે સાર રૂપે હકીકત અત્રે દર્શાવેલીછે એ ગ્રાંગ્રરી દ્વીપને ત્રીજો મુકામ મલકુત ગણવામાં આવેલો છે. તેનું પ્રમાણ --

છંદ

સેયુમ મુકામ જબરૂતહે, દાઉદ બેઠે પેગમ્બરા;
તૌરિત દસ્ત કોરાનકા, સુનો ધર્મની નાગરા.

( સુક્રીત આદિ ભેદ )

એ ગ્રાંગ્રરી દ્વીપને વિધિ ( બ્રહ્મ સત્ય ) લોકપણ કહે છે. ત્યાં સારૂપ્ય મુકિતછે, ને યોગિ,યતિ,સંતમહાત્મા, યોગક્રિયાના પ્રબળથી તેમના લોકને જ્ઞાની પુરૂષ પહોંચે છે. તે સ્થાનને મુસલમાની કીતાબમાં ત્રીજો જબરૂત મુકામ ગણેલોછે. એ સ્થાન મલકુત (વૈકુંઠ) સ્થાનથી અરાઢ ક્રોડ યોજન ઉપરછે. ત્યાં દાઉદ પેગમ્બર તેમના તખ્તતળે હાજર રહેછે, તેમને તૌરિત કિતાબ ખુદાતાલા તરફથી ઇનાયત થએલી છે. તે મુજબ જગતમાં દાઉદ પેગમ્બરે પોતાનો ધર્મ પ્રચલીત કરેલોછે. ત્યાં ચાર ફીરસ્તા જીબરાઇલ, ઇસરાફીલ, ઇજરાઇલ. મેકાઇલ પણ હાજર રહે છે, જેમને બ્રહ્માજી વિષ્ણુજી શંકરજી--યમ (ધર્મ) રાજ હિંદુ શાસ્ત્રમુજબ ગણવામાં આવેલા છે એવોજે ગ્રાંગ્રરી દ્વીપ તેને ત્રીજું નિરંજન—માયા—સોહં સ્થાન ગણેલું છે તેનો સમાવેશ અચિંત સુત ( બ્રહ્મ-અંશ )ના બારપાલંગના તેજ અંડના રાજ્યમાં થયેલોછે. એસ્થાનથી મકતાર ડોરી મહાસુન્યમાં ઉપર લાગેલી છે, તે શબ્દ પ્રતાપથી ગ્રહી હંસો સત્યલોકમાં ગુરૂ કૃપાવડે જાય છે. ઇત્યાદિ હકીકત સારરૂપે ગ્રાંગ્રરીદ્વીપ સ્થાનની છે. ગ્રાંગ્રરી દ્વીપ ઉપર અક્ષરસુત ( બ્રહ્મ—અંશ ) નું સ્થાન છે.તે સ્થાનનું પ્રમાણ તથા કયા પેગમ્બરને કઇ કિતાબ બક્ષેલી છે તેનું વિવરણ પ્રમાણ સદ્આ નીચે આપેલું છે.

છંદ

ચાહરૂમ મુકામ લાહુતહે, જહાં મુસ્તફા (મહમદ) પેગંબરા;
ફુર્કાન ઈસ્મ કોરાનકા, ફર હર ફર તાહે તાંહાં
(સુકીત આદી ભેદ)

નિરંજન-માયા સોહંસ્થાનથી એક પાલંગ ઉપર અક્ષર સુત (બ્રહ્મ-અંશ) નું સ્થાન છે તે આરણ્યદ્રીપ યા પાલંગદ્રીપના રાજ્યાધિકારી છે. તેમનો પણ સમાવેશ અચિંત સુત (બ્રહ્મ—અંશ) ના બાર પાલંગના તેજ અંડના રાજ્યમાં થયેલોછે એસ્થાન સુંદરને રમણિક છે તેસ્થાનપર સાયુજય મુકિતછે. તે સ્થાનને મુસલમાની કિતાબમાં લાહુત સ્થાન ગણેલું છે.ત્યાં મહમદ (મુસ્તફા) પેગમ્બર તેમના તખ્ત તળે હાજર રહેછે, ને તેમને ફુર્કાન કિતાબ ખુદા તાલા તરફથી ઇનાયત થએલીછે તે મુજબ જગત્માં મહમદ પેગબરે પોતાનો ધર્મ પ્રચલીત કરેલો છે. એ સ્થાનપર કોઇ કોઇ માહા ભાગ્યશાલી પુરૂષ જાયછે. અક્ષર અંશને-અક્ષર ભગવાન-અક્ષરાતિતઇત્યાદી પણ કહેછે. એ આરણ્ય દ્રીપસ્થાનને ચોથું અક્ષર સોહંસ્થાન ગણેલુ છે. ઇત્યાદિ હકીકત સાર રૂપે આરણ્ય દ્રીપનીછે. એ આરણ્યદ્રીપ ઉપર અચિંતસુતનું સ્થાન, તેના ઉપર સોહં સુતનું સ્થાન, તેનાઉપર ઇચ્છા સુતનું સ્થાન, તેના ઉપર અંકુર સુતનું સ્થાનછે. તે અનુક્રમે પ્રમાણ સહ કયા કયા મુકામ ગણેલા છે. તે પણ આ નીચે પ્રમાણ સહ દર્શાવવામાં આવે છે:—

સોરઠા

અચિંત લાહુત મુકામ, બાહુત સોહં ધામ હે;
સાહુત ઇચ્છા મુકામ, રાહુત અંકુર સુતહે;
(સુકીત આદિ ભેદ)

અક્ષર—સોહં સ્થાનથી એક અસંખ્ય યોજન ઉપર અચિંત સુત (બ્રહ્મ—અંશ) નું સ્થાન છે તેમને શબ્દાતિત પણ કહે છે. તે અચિન્ત દ્રીપના રાજ્યાધિકારી છે, ને મુખ્ય પંચસુત પૈકી પાંચમા અંશ છે; ને બારપાલંગના તેજ અંડના કર્તા સ્વામી કહેવાયલા છે. જેથી સૃષ્ટી ઉત્પત્તિના કારણ રૂપ ગણેલા છે. તેમણે બારપાલંગના તેજ અંડનું રાજ્ય ચલાવવા

અક્ષર અંશ તથા નિરંજન અંશને સત્તા સોંપી પોતે તેજઅંડના શિખર ઉપર અચિંત દ્વીપમાં રાજ્ય ચલાવે છે. એ અચિંત દ્વીપને પાંચમું અચિંત સોહં સ્થાન ગણેલું છે, તેને હાહુત મુકામ પણ કહે છે. ત્યાં પંચનામ પૈકી સોહં શબ્દનો પ્રકાશ છે. ઇત્યાદિ હકીકત અચિંત દ્વીપની છે.

અચિંત—સોહં સ્થાનથી ત્રણ અસંખ્ય યોજન ઉપર સોહં સુત (બ્રહ્મ—અંશ) નું સ્થાન છે. તે મુખ્ય પંચસુત પૈકી ચોથા અંશ છે, ને તે સોહં દ્વીપ યા જ્ઞાન દ્વીપના રાજ્યાધિકારી છે. તેથી છઠું સોહં-સોહં સ્થાન તે સ્થળને ગણેલું છે; તેને બાહુત મુકામ પણ કહે છે. ત્યાં પાંચનામ પૈકી સોહં શબ્દનો પ્રકાશ છે. ઇત્યાદિ હકીકત સાર રૂપે જણાવવામાં આવી છે.

સોહં—સોહં સ્થાનથી પાંચ અસંખ્ય યોજન ઉપર ઇચ્છા સુત (બ્રહ્મ--અંશ) નું સ્થાન છે. તે મુખ્ય પંચસુત પૈકી ત્રીજા અંશ છે. ને તે ઇચ્છા દ્વીપ યા ઉદય દ્વીપના રાજ્યાધિકારી છે. તેથી સાતમું ઇચ્છા—સોહં સ્થાન એસ્થળને ગણેલું છે, તેને સાહુત મુકામ પણ કહે છે ત્યાં પંચનામ પૈકી સોહં શબ્દનો પ્રકાશ છે- ઇત્યાદિ સાર રૂપે હકીકત—એદ્વીપની છે.

ઇચ્છા- સોહં સ્થાનથી ચાર અસંખ્ય યોજન ઉપર અંકુર સુત (બ્રહ્મ--અંશ) નું સ્થાન છે. તે મુખ્ય પંચસુત પૈકી બીજા અંશ છે, ને તે અંકુર દ્વીપ યા અગ્રદ્વીપના રાજ્યાધિકારી છે. તેથી આઠમું અંકુર-સોહં સ્થાન એ સ્થળને ગણેલું છે, તેને રાહુત મુકામ પણ કહે છે. ત્યાં પંચનામ પૈકી સોહં શબ્દનો પ્રકાશ છે. ઇત્યાદિ સાર રૂપે હકીકત છે. એ સ્થાન ઉપર બે સ્થાન છે. તેનું વિવરણ પણ આ નીચે પ્રમાણ સહ આપેલું છેઃ—

## સોરઠા

આહુત સહજસુત જાન, જાહુત લોક અમરાપુરી;
હંસ પુરૂષકે ધ્યાન, પીવહી અમી અધારકે.

(મુક્તિ આદિ ભેદ)

અંકુર—સોહં સ્થાનથી બે અસંખ્ય યોજન ઉપર સહજસુત (બ્રહ્મ અંશ) નું સ્થાન છે. તે મુખ્ય પંચ સુત પૈકી સર્વથી વડિલ અંશ છે, ને સહજ દ્વીપ યા મુલકલીના રાજ્યાધિકારીછે, તેથી નવમું—સહજ સોહં

સ્થાન એ સ્થળને ગણેલું છે, તેને આહુત મુકામ પણ કહે છે. ત્યાં પંચનામ પૈકી વિહં શબ્દનો પ્રકાશ છે. ઇત્યાદિ સાર રૂપે હકીકત એ દ્વીપની છે.

સહજ-સોહં સ્થાનથી એક અસંખ્ય દશ લાખ યોજન ઉપર સત્યપુરૂષ સાહેબ ધણીનું ગુપ્ત સ્થાન છે. તેને સત્યલોક, અમરલોક, અમરધામ, પહોપદ્વીપ, પુષ્પદ્વીપ, ઇત્યાદિ કહેવામાં આવે છે; ને કલી ( પંખુરી ) ખીલવાથી સત્યપુરૂષ સોહં સ્થાન દશમું ગણેલું છે, તેને જાહુત મુકામ ( લોક ) પણ કહે છે. એ સ્થાનેથી સર્વે સુત બ્રહ્મ—અંશ—વંશ—ઇત્યાદિ તથા રચના સામગ્રી ઉત્પન્ન થયેલી છે. એ સ્થાને સત્યપુરૂષ સાહેબ ધણીનો ગુપ્ત વાસો શબ્દ સ્વરૂપે છે. એ સ્થાન પરથી સદ્‌ગુરૂ કબીરસાહેબ પૃથ્વીપર જગત ચેતવણીના કારણ નીમીત્તે પધારી જીવોને યોગ્ય જ્ઞાન સુબોધ આપી તેમના કાર્ય કૃતાર્થ કરી પરમધામને પહોંચાડે છે. તેમનું આગમન જગતમાં અનેકવાર થયેલું છે. તેમનો ગુપ્ત સત્ય સારશબ્દ ( મુળ શબ્દ ) અંકુરી જીવ જો ગ્રહણ કરે છે, તો સત્યગુરૂની કૃપા વડે આવા ગવનનો ( જન્મ મરણનો ) ફેરો મટી જાય છે, ને દુ:ખ રૂપી સંસય શુળનો નાશ થઇ સુખસાગર પહોપદ્વીપ—સત્યલોકમાં સદાય વાસો થાય છે. અર્થાત્ મોક્ષગામી થાય છે. આ સ્થાન જીવ સોહં સ્થાનથી દશમુ “ સત્યપુરૂષ સોહં—સ્થાન ” ગણેલું છે, ને તેથીજ દશમો સોહં સાર ( મુળશબ્દ, સત્યશબ્દ, સારશબ્દ, મુળમંત્ર ) ગુપ્ત કહેલો છે.

સાખી

નવ સોહંક ઉપરે, દશમા સોહં સાર;
કહે કબીર ધર્મદાસસેં, તાકા કરો વિચાર

માટે તે અચળ સ્થાન પ્રાપ્ત કરવા સદ્‌ગુરૂ કબીરસાહેબના પ્રચલીત કરેલા સત્ય ધર્મપર દરેક હંસ—જ્ઞાની પુરૂષે વિચાર લઇ ધ્યાન દેવા યોગ્ય છે. તેમનું ધ્યાન સુમરણ જાપ કરેથી તે જીવનું અજ્ઞાનતા રૂપ મટી હંસ સ્વરૂપ જ્ઞાન મય રૂપ બની, સત્ય સોહં ડોર ગ્રહીને સત્યપુરૂષના સત્યલોકને પ્રાપ્ત થવાયછે. માટે તે ઉપાય યોજવો એ દરેક મનુષ્યનુ આ દુનીયામાં મુખ્ય કર્તવ્યછે.

—નવમ્—રત્નઃ સંપૂર્ણ—

# દશમૂ—રત્ન:

## સોળ અસંખ્ય—અક્ષય વૃક્ષના સ્થાને અંશોના અંતર, પાંજી-ઘાટ રોકનાર તથા ખુલ્લા કરનાર તેમજ ચોસઠયુગ ચારવેદ. ચાર ઉપવેદ. ષટશાસ્ત્ર. અષ્ટાદશપુરાણ ચાર કિતાબ કયાં પ્રચલીત કર્યા તેનું વિવરણ.

ગત રત્નમાં દર્શાવ્યા મુજબ અમરલોક (સત્યલોક) સ્થાનથી પ્રત્યેક સ્થાન કેટલા અસંખ્ય યોજન નીચે છે, તેમજ અક્ષયવૃક્ષ સોળ અસંખ્ય યોજન કેવીરીતે વિસ્તાર વાળું છે, તેના પર કયા અંશ બિરાજમાન છે, તે પણ જાણવાની જરૂર હોવાથી તેની હકીકત પ્રમાણ સહ આ નીચે દર્શાવી છે.

છંદ

અમરલોક તે સહજસુત્ર અસંખ્ય એક દશ લાખહે;
સહજતે અંકુર સુત્ર, અસંખ્ય હોય વિસ્તારહે.
અંકુરતે અસંખ્ય ચાતુર, મુલ (ઇચ્છા) સુત્ર બીચારહી;
મુલતે સોહં સુત્ર, અસંખ્ય પંચ નિરવાહી.
સોહંતે અસંખ્ય તીન; અચિંત સુત્ર રહે જ્યાંહા;
અચિંતતે અક્ષર સુત્ર, અસંખ્ય એક રહે ત્યાંહા.
સુત્ર અક્ષરતે નિરંજન, એક પાલંગ જાનીયે:
સુનતે વૈકુંઠ અઢારહ, કોટી યોજન બખાનીયે.

સોરઠા

માન સરોવર જાન, ચોવીસ સહસ્ત્ર નીચે રહે:
દક્ષ (પરમાયા) અંશ બખાન, કામીની ચોસઠ નીરતહી.
સોરહ અસંખ્ય કે પાર, તહાં સત્યપુરૂષ બિરાજહી;
લહેસો દેદાર, સાર શબ્દ ગહે હંસ જેહી.

(સુકૃત આદી ભેદ)

## "દશમું સોહં સ્થાન"

અમર લોક-મૂળ પ્રથમ દશમું સોહં સ્થાન ગણેલું છે, ત્યાંથી અક્ષય વૃક્ષનું મૂળ છે. તેના નીચે સોળ અસંખ્ય યોજનનો તે અક્ષય વૃક્ષનો વિસ્તાર ગણાયલો છે. તે નીચે મુજબ

## "નવમું સોહં સ્થાન"

અમરલોકથી- સહજસુત્ર=સહજસોહં સહજસુતનું સ્થાન એક અસંખ્ય (દશલાખ) નીચે છે. ત્યાં સહજસુત તથા તેમના સુર્તિ અંશ હિરામ્બર તથા વંશ બિરાજમાન છે. જે સુર્તિઅંશ તથા વંશ જગત્‌માં સત્યયુગમાં પ્રગટ થઇ જગત્‌ને બોધ આપે છે.

## "આઠનું સોહંસ્થાન"

સહજલોકથી—અંકુરસુત્ર=અંકુરસોહં—અંકુરસુતનું સ્થાન બે અસંખ્ય યોજન નીચે છે. ત્યાં અંકુરસુત તથા તેમના સુર્તિઅંશ અકહ તથા વંશ બિરાજમાન છે. જે સુર્તિઅંશ તથા વંશ જગત્‌માં ત્રેતાયુગમાં પ્રગટ થઇ જગતને બોધ આપે છે.

## "સાતમું સોહંસ્થાન"

અંકુર લોકથી ઇચ્છાસુત્ર=ઇચ્છા સોહં-ઇચ્છાસુતનું સ્થાન ચાર અસંખ્ય યોજન નીચે છે. ત્યાં ઇચ્છાસુત તથા તેમના સુર્તિ—અંશ જોહ તથા વશ બિરાજમાન છે. જે સુર્તિઅશ તથા વંશ જગત્‌માં દ્વાપુરયુગમાં પ્રગટ થઇ જગત્‌ને બોધ આપે છે.

## "છઠું સોહંસ્થાન"

ઇચ્છા લોકથી—સોહં સુત્ર=સોહં—સોહં સુતનું સ્થાન પાંચ અસંખ્ય યોજન નીચે છે. ત્યાં સોહં સુત તથા તેમના સુર્તિ અંશ સુકીત તથા વંશ બિરાજમાન છે. જે સુર્તિઅંશ તથા વંશ જગતમાં કલિયુગમાં પ્રગટ થઇ જગતને બોધ આપે છે.

## " પાંચમું સોહંસ્થાન "

સોહં લોકથી—અચિંત સુત્ર=અચિંત સોહં—અચિંત સુતનું સ્થાન ત્રણ અસંખ્ય યોજન નીચે છે. ત્યાં અચિંત અંશ બિરાજમાન છે. તેમના નવ વંશ જગતમાં પ્રાધાન્ય ગણાઇ કેટલાક રાજ્યસત્તા તેજ અંડમાં ભોગવી રહેલા છે.

## " ચોથુ સોહંસ્થાન "

અચિંત લોકથી—અક્ષર સુત્ર=અક્ષર સોહં—અક્ષર સુતનું સ્થાન એક અસંખ્ય યોજન નીચે છે. ત્યાં અક્ષર સુત બિરાજમાન છે. તે અચિંત સુતના રાજ્યના પેટા વિભાગમાં ગણાયાછે, મહાસુન્યમાં પાંચમા તેજ અંડના દ્વારના મુખપર તેમની રાજધાની છે. તેના નીચે એક અસંખ્યમાં નિરંજન ત્રિલોકયનુ રાજ્ય બારપાલંગનું ભોગવે છે.

## " ત્રીજું સોહંસ્થાન "

અક્ષર લોકથી—નિરંજન માયા સુત્ર=નિરંજન માયા સોહં—નિરંજન ( પ્રેમઅંશ ) સુતનું સ્થાન એક પાલંગ નીચે છે. ત્યાં નિરંજન અષ્ટંગી સહ સુન્યમાં ત્રિદેવને રાજ્યના પ્રધાન નીમીને, આકાશ પાંજીના ઘાટપર મુકિત માર્ગનો દ્વાર રોકી બીરાજેલા છે. તે સ્થાને અક્ષય વૃક્ષની ડાર ગણેલી છે.

## " બીજું સોહંસ્થાન "

નિરંજન સુત સ્થાનથી—ત્રિદેવ સુત્ર=ત્રિદેવ સોહં—વૈકુંઠ (સ્વર્ગ) સ્થાન અરાઢ ક્રોડ યોજન નીચે છે. ત્યાં ત્રિદેવ ઇત્યાદિ સ્વર્ગમાં બીરાજેલા છે, તે સ્થાને અક્ષય વૃક્ષની શાખા ગણેલી છે. એ સ્થાન સુમેર પર્વતની ટોંચપર આવેલું છે.

## " પ્રથમ સોહંસ્થાન "

સ્વર્ગ વૈકુંઠ સ્થાનથી દક્ષઅંશ સુત્ર=જીવ સોહં—દક્ષઅંશ ( પર માયા )નું સ્થાન ચોવીસ હજાર યોજનનીચે સુમેર પર્વત પર છે. પૃથ્વીથી દક્ષ-

અંશના સ્થાન સુધી જીવ સોહં સ્થાન ગણવામાં આવેલું છે. ત્યાં દક્ષ-( પ-રમાયા ) અંશ ચોસઠ સહસ્ત્ર યોગિનીઓ સહ લોક પાંજીને ઘાટ રોકી બેઠા છે. એ સ્થાનથી નીચેના લોકમાં અક્ષય વૃક્ષના પત્ર ગણેલા છે. એ સ્થાન-ના નીચે દેવતાઓ, પૃથ્વીના મનુષ્યો ઇત્યાદિને જીવ સોહં સ્થાનમાં વાસો છે, તેને માયા સૃષ્ટી ગણેલી છે.

ઉપર દર્શાવ્યા મુજબ સત્તર અસંખ્ય યોજનના ઉપર ને સોળ અસંખ્ય યોજનના પાર સત્યપુરૂષ સાહેબ ધણીનું ગુપ્ત દશમું સોહં સ્થાન છે. ત્યાંથી સોળ અસંખ્ય યોજનમાં અક્ષય વૃક્ષને ફેલાવો મુળ સ્થાનેથી થયેલો છે, એ મુજબ અક્ષય વૃક્ષની હકીકત છે. જેમાં ત્રણ પાંજી ઘાટ તથા પાંજી ઘાટના દરબાર છે. તેના નામો નીચે મુજબ.

( ૧ ) પતાલ પાંજી ઘાટ—તેના નીચે પતાલ પાંજી ઘાટને દરબાર છે.
( ૨ ) લોક પાંજી ઘાટ—તેના નીચે લોકપાંજી ઘાટને દરબાર છે.
( ૩ ) આકાશ પાંજી ઘાટ—તેના ઉપર શબ્દ પાંજી ઘાટને દરબાર છે.

એ ત્રણ પાંજી ઘાટપર તેજ અંડના રાજ્ય સત્તાધારી દ્વાર રોકી બેઠા છે, ને ત્રણ પાંજી ઘાટના દરબારીયો દ્વાર ખુલ્લા કરી હંસોને સત્યલોક પહોંચાડે છે. તે પણ જાણવું ખાસ જરૂરનું છે, તેથી આ નીચે દર્શાવેલું છે.

( ૧ ) પાતાલ પાંજીને ઘાટ રોકી ત્રિસુત ( બ્રહ્માજી-વિષ્ણુજી-શંક-રજી ) તથા ચોરાશી દુતો બેઠા છે, ત્યાં જલરંગજી અંશ સત્યપુરૂષના હંસ-ને મુકિત માર્ગ-ખુલ્લો કરી આશિકા આપી સત્યલોક વાસી કરાવે છે.

( ૨ ) લોક પાંજીને ઘાટ રોકી દક્ષ ( પરમાયા ) અંશ ચોસઠ સહસ્ત્ર યોગિણીઓ બેઠા છે, ત્યાં જગતના ચાર ગુરૂ ( સહતેજી-બં-કેજી-ચત્રુભુજદાસજી-ધર્મદાસજી ) તથા તેમના વંશ સત્યપુરૂષના હંસને મુક્તિ માર્ગ ખુલ્લો કરી આશિકા આપી સત્યલોક વાસી કરાવે છે.

( ૩ ) આકાશ પાંજીને ઘાટ રોકી નિરંજન-માયા ( અષ્ટંગી ) અંશ બેઠા છે, ત્યાં શબ્દપાંજી ઘાટના દરબારથી સદ્‌ગુરૂ કબીરસાહેબ પંથા-ણી આશિકા આપી સત્યલોક વાસી કરે છે.

ઉપર દર્શાવ્યા મુજબ ત્રણ પાંજી ઘાટ રોકનાર તથા ત્રણ પાંજી ઘાટ ખુલ્લા કરનાર અંશો તથા વંશોની હકીકત સાર રૂપે દર્શાવી છે. હવે તેજ અંડમાં જગત ઉત્પત્તિની પ્રનાલિકા કેવીરીતે બંધાઇ છે તેનું સંક્ષેપ્તમાં વિવરણ આનીચે દર્શાવેલું છે.

## " સૃષ્ટી ઉત્પત્તિની પ્રનાલિકા "

અચિંત અંશના તેજ અંડમાં અક્ષર-નિરંજન માયાનો સમાવેશ થયો છે. નિરંજન માયા ( અષ્ટંગી ) ના સુત બ્રહ્માજી-વિષ્ણુજી-શંકરજી છે. તેમનાથી નવમી પેઢીયે કશ્યપ ઋષી ઉત્પન્ન થયા છે. તેમને ચૌદ રાણીયો હતી તે રાણીયોથી તેત્રીસ ક્રોડ દેવતા, દાનવ ( દૈત્ય-અસુર ) નવ કુલ નાગ, અરૂણ, ગરૂડ, અષ્ટકુલ પર્વત, છન્નું કોટી મેઘમાળ. અઠયાસી સહસ્ત્ર ઋષીયો. અરાઢ ભાર વનસ્પતિ, ચોસઠ સહસ્ત્ર યોગિણીઓ, ચારખાની, ચોરાશી લક્ષયોની તેમજ સમસ્ત સંસારની ઉત્પત્તિની પ્રનાલિકા બંધાઇ છે. જેનો વિસ્તાર ઘણો છે પરંતુ અત્રે ફકત સારાંશજ દર્શાવેલો છે.

આ જગતમાં ચોસઠ યુગો થયા છે એવું સદ્દગુરૂ કબીરસાહેબના શાસ્ત્ર દ્વારેથી પ્રગટ દર્શાવેલુ છે. તે પૈકી સાઠયુગ કોઇના જાણવામાં આવેલા નથી. એ ચોસઠ યુગના નામો નીચે મુજબ છે.

## " પ્રથમના સાઠયુગના નામ "

( ૧ ) અલધ ( ૨ ) દુલભ ( ૩ ) છછોક ( ૪ ) અનંધ ( ૫ ) પ્રમનામ ( ૬ ) કુરનામ ( ૭ ) અવિથા ( ૮ ) ગોસાનામ ( ૯ ) ગોવિંદ ( ૧૦ ) અગોચર ( ૧૧ ) નમ ( ૧૨ ) ઇલુધ ( ૧૩ ) આધનામ ( ૧૪ ) તમન નામ ( ૧૫ ) ત્રિવિધિ નામ ( ૧૬ ) અંકટી નામ ( ૧૭ ) તીરપતિ ( ૧૮ ) બંદીક ( ૧૯ ) નિકુત ( ૨૦ ) બંદિનામ ( ૨૧ ) અદભુદ ( ૨૨ ) ધીરજ ( ૨૩ ) ધાર ( ૨૪ ) પસીવ ( ૨૫ ) તનીવ ( ૨૬ ) મેધવસ્વા ( ૨૭ ) બદીક્ષ્વા ( ૨૮ ) અમૃત ( ૨૯ ) અવિતી ( ૩૦ ) ધટનામ ( ૩૧ ) કુરંભ ( ૩૨ ) ઉવાંગ ( ૩૩ ) પ્રોકતા ( ૩૪ ) શુભ ( ૩૫ ) આનંદ ( ૩૬ ) સર્વંગ ( ૩૭ ) રેખા ( ૩૮ ) દ્રગદાન ( ૩૯ ) ગયંદ ( ૪૦ )

મેઘમાલ ( ૪૧ ) કપીંગ ( ૪૨ ) વિપબાન ( ૪૩ ) નિગ્નીદ્રૈ ( ૪૪ ) વિશાક ( ૪૫ ) અધાસુર ( ૪૬ ) બલભદ્ર ( ૪૭ ) દ્રંદર ( ૪૮ ) પુર્વન ( ૪૯ ) રાઘવાનંદ ( ૫૦ ) ધીર્યમાળ ( ૫૧ ) તારણુ ( ૫૨ ) અખીલ ( ૫૩ ) વિસ્વા ( ૫૪ ) અક્ષય તરૂણુ ( ૫૫ ) નંદી ( ૫૬ ) હીંડાળ ( ૫૭ ) કીલ ( ૫૮ ) કવલ ( ૫૯ ) કમોદ ( ૬૦ ) કંકવત્

ઉપર દર્શાવેલા સાટ યુગ આ ચાલુ ચાર યુગના પહેલાં થઇ ગયા છે. એ યુગોમાં પુર્વના અંશ, વંશ, સુત, જલરંગજી, કુર્મ્હજી, ધનુષ્યમુની, ગુપ્તમુની, કુષ્ટમપક્ષી, નિરંજન, અષ્ટંગી ઇત્યાદિને જ્ઞાન સુબોધ આપેલો છે. તથા કેટલાક અંકુરી જીવોને બોધ આપી સદ્દગુરૂએ લોકમાં પહોંચા ડેલા છે. ઇત્યાદિ હકીકત છે. એ સાઠ યુગ પછી સોળયુગની હકીકત જેટલી મળી આવેલી છે તેનું સારરૂપે વિવરણ એકાદશમુ- રત્નથી શરૂ કરેલું છે.

ઉપર દર્શાવેલા સાઠ યુગ શિવાયના ચારયુગ છે તે દુનીયાના જાણ બહાર નથી તો પણ એ ચારયુગનુ પણ સારરૂપે વિવરણ આ નીચે દર્શાવેલું છે.

## " ચાર યુગનું સક્ષેપ્ત વિવરણ "

( ૧ ) સત્ય ( કૃત ) યુગનું પ્રમાણ ૧૭૨૮૦૦૦ વર્ષનુ છે. તેમાં વિષ્ણુજીના મુખ્ય ચાર અવતાર થયા છે. તેના નામ ( ૧ ) મચ્છાવતાર ( ૨ ) કચ્છાવતાર ( ૩ ) વારાહાવતાર ( ૪ ) નૃસિંહાવતાર. તેમણે અસુરોનો નાશ કરી પોતાના ભક્તોને સહાય આપી છે. એ યુગમાં સુર્યગ્રહણ છત્રીસ સહસ્ત્ર તથા ચંદ્રગ્રહણ ચાળીસ સહસ્ત્ર થયા છે. મનુષ્ય એકવીશ તાડ ( હાથ ) ઊંચાઇના હતા ને આયુષ્ય એક લક્ષ વર્ષનું હતું, સત્યવચન વીસ વસાને અસત્ય લેશ માત્ર નહોતું. એકવાર અનાજ વાવતા તો સાત- વાર લણતા. એ યુગમા દશ રાજાઓ માહાસમર્થ ને પ્રતાપી થયા છે. એ યુગમાં સદ્દગુરૂ કબીરસાહેબે પોતાનું નામ " સત્ય સુકીતજી " ધારણ કરી કેટલાક જીવોને બોધ કરી સત્યલોક પહોંચાડયા છે, ને સહતેજી ગોસ્વામીને ગુરૂવાઇ પ્રદાન કરી છે. વિગેરે હકીકત સત્યયુગની સાર રૂપે છે.

(૨) ત્રેતાયુગનું પ્રમાણ ૧૨૯૬૦૦૦ વર્ષનું છે. તે યુગમાં વિષ્ણુજીના મુખ્ય ત્રણ અવતાર થયા છે તેના નમા (૧) વામનાવતાર (૨) પરશુરામ અવતાર (૩) રામચંદ્રજી અવતાર. તેમણે અસુરોનો નાશ કરી પોતાનાં ભક્તોને સહાય આપી છે. એ યુગમાં સુર્ય ગ્રહણ સોળ સહસ્રને ચંદ્રગ્રહણ ત્રીસ સહસ્ર થયા છે. મનુષ્ય ચૌદ તાડ (હાથ) ઉંચાઇના હતા ને આયુષ્ય દશ સહસ્ર વર્ષનું હતું, સત્ય વચન વસા સોળને અસત્ય વચન (જુઠ) વસાચાર હતા. એકવાર અનાજ રોપતા તો ત્રણવાર લણતા એ યુગમાં ચોવીસ રાજાઓ મહાસમર્થ ને પ્રતાપી થયા છે. એ યુગમાં સદ્ગુરૂ કબીરસાહેબે પોતાનું નામ "મુનીન્દ્રજી" ધારણ કરી કેટલાક જીવોને બોધ આપી સત્યલોક પહોંચાડ્યા છે, ને બંકેજી ગોસ્વામીને ગુરૂવાઇ પ્રદાન કરી છે. વિગેરે હકીકત ત્રેતાયુગની સાર રૂપે છે.

(૩) દ્વાપુર યુગનું પ્રમાણ ૮૬૪૦૦૦ વર્ષનું છે. તેમાં વિષ્ણુજીના મુખ્ય બે અવતાર થયા તેના નામ (૧) કૃષ્ણાવતાર (૨) બોધાવતાર (જગન્નાથજી) તો તેમણે અધર્મીનો નાશ કરી ભક્તોને સહાય આપી છે. એ યુગમાં સુર્ય ગ્રહણ બાર સહસ્રને ચંદ્રગ્રહણ વીસ સહસ્ર થયા છે. મનુષ્ય તાડ (હાથ) સાત ઊંચાઇના હતા ને આયુષ્ય એક સહસ્ર વર્ષનું હતું. સત્યવચન વસા આઠ ને અસત્ય (જુઠ) વસા બાર હતા. એકવાર અનાજ રોપતા તો બે વાર લણતા. એ યુગમાં પચીસ રાજાઓ મહા પ્રતાપીને સમર્થ થએલા છે. એ યુગમાં સદ્ગુરૂ કબીરસાહેબે પોતાનું નામ "કરૂણામય" ધારણ કરી કેટલાક જીવોને બોધ આપી સત્યલોકમાં પહોંચાડ્યા છે, ને ચતુભુજ ગોસ્વામીને ગુરૂવાઇ પ્રદાન કરી છે. વિગેરે હકીકત દ્વાપુર યુગની સાર રૂપે છે.

(૪) કલિયુગનું પ્રમાણ ૪૩૨૦૦૦ વર્ષનું છે. તેમાં એક અવતાર વિષ્ણુજીનો થવાનો છે તેનુ નામ નિઃકલંકી છે તે હજી સુધી થયો નથી પણ થશે. સુર્ય ગ્રહણ એક સહસ્રને ચંદ્ર ગ્રહણ બે સહસ્ર થવાનું પ્રમાણ છે. મનુષ્ય પોતાના હાથે સાડાત્રણ હાથ ઊંચાઇના છે, ને આયુષ્ય એકસો પચીસ વર્ષનું અંધારણ ગણેલું છે. સત્યવચન વસા ચારને અસત્ય (જુઠ)

વર્ષો સોળ છે. એકવાર અનાજ રોપે તો એકજ વાર લણે, ને તે પણ કર્માધર્મી મળે આ યુગમાં હાલ સુધી પ્રતાપી રાજા છવીસ થઇ ગયા છે. આ યુગમાં સદ્‌ગુરૂએ પોતાનું નામ " કબીરસાહેબ " ધારણ કરી કેટલાક જીવોને બોધ આપી સત્યલોક પહોંચાડયા છે. ને ધર્મદાસજી ગોસ્વામીને ગુરૂવાઇ પ્રદાન કરી ને બહેંતાળીસ વંશનું વચન આપી સત્ય ધર્મનું સ્થાપન કરી પોતે અંતર્ધ્યાન થયેલા છે. તે પૈકી દ્વાદશમા વંશ શ્રી વંશ પ્રતાપ. પં. શ્રી ઉગ્ર-નામ સાહેબ ગાદિપતિ છે. તેમનું હાલમાં પવિત્ર સ્થાન ભારતખંડના જમ્બુ દ્વીપના પૂર્વ વિભાગમાં દેશ છતીસગઢ જીલ્લા રાયપુરનું શ્રી કબીર ધર્મનગર ઉર્ફે દામાખેડા છે ત્યાં સત્યગુરૂ બીરાજેલા છે તેઓશ્રીને કોટ કોટવાર પ્રણામ કરૂં છું. એ મુજબ કલિયુગની સાર રૂપે હકીકત દર્શાવેલી છે.

આ સર્વ હકીકતનું વિવરણ સુકૃીત આદિ ભેદ, દ્વીપક સાગર, અંમ્બુ સાગર, પૃથ્વીખંડ, પંચમુદ્રા અનુરાગસાગર, કબીર મન્સુર ઇત્યાદિ ઘણા ગ્રંથોમાં વિસ્તાર પુર્વક છે. પરંતુ અત્રે તો સારાંશજ ગ્રહ્ય કરી દર્શાવેલુ છે. આ ચાર યુગમાં કયા કયા હંસોને બોધ આપ્યો છે તેનું વિવરણ સારાંશ રૂપે દ્વિતિયા વિભાગના પ્રથમરત્નઃથી શરૂઆત કરેલું છે.

આ જગત્‌માં કયા કયા ગ્રંથો જુદા જુદા પ્રચલીત થયા છે. ને તે કયા મુખ્ય છે. તેના નામો આ નીચે દર્શાવવામાં આવેલાં છે.

## ચારવેદ

( ૧ ) ઋગ્વેદ ( ૨ ) યયુર્વેદ ( ૩ ) સ્યામવેદ ( ૪ ) અથર્વનવેદ

## ઉપવેદ

( ૧ ) આયુર્વેદ ( ૨ ) ધનુર્વેદ ( ૩ ) ગાંધર્વ વેદ. ( ૩ ) આથર્વેદ

## ષટ્‌શાસ્ત્ર

( ૧ ) મીમાંસા ( ૨ ) વૈશેષિક ( ૩ ) ન્યાય ( ૪ ) યોગ ( પતાંજલિ) ( ૫ ) શાંખ્ય ( ૬ ) વેદાંત. એ મુખ્ય ષટ્‌શાસ્ત્ર રચાયલાં છે.

## અષ્ટાદશ પુરાણ.

(૧) બ્રહ્મ (૨) પદ્મ (૩) વૈશ્નવ (૪) શૈવ (૫) ભાગવત (૬) નારદીય (૭) માર્કંડેય (૮) અગ્નિય (૯) ભવિષ્ય (૧૦) બ્રહ્મ-વૈવર્ત (૧૧) લિંગ (૧૨) વરાહ (૧૩) સ્કંદ (૧૪) વામન (૧૫) કૌર્મ્ય (૧૬) માત્સ્ય (૧૭) ગરૂડ (૧૮) બ્રહ્માંડ. એ મુજબ અષ્ટાદશ પુરાણ રચાયલાં છે.

## ચાર કિતાબ.

(૧) ઇંજીલ (૨) જંમ્બુર (૩) તૌરિત (૪) ફુર્કાન. એ મુજબ ચાર કિતાબ રચાયલી છે.

ઉપર દર્શાવ્યા મુજબ ચારવેદ, ચારઉપવેદ, ષટ્શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ, ચાર કિતાબ વિગેરે જ્ઞાનમાર્ગ દર્શાવવા સારૂ તથા કર્મ ઉપાસના કરવા સારૂ જુદા જુદા સ્વરૂપે પ્રગટ કરી છે. તેનો પ્રચાર જગતમાં વિશેષ ચાલે છે.

—દશમ—રત્નઃ સંપૂર્ણ—

# એકાદશમ્—રત્નઃ

## અઘાસુર, બલભદ્ર, તથા દ્વંન્દર યુગમાં અંશો-હંસોને બોધ આપ્યાનું વિવરણ.

### —અઘાસુર યુગનું વિવરણ—

જ્યારે અઘાસુર યુગની શરૂવાત થઇ ને સત્યલોકમાં કોઇ પણ હંસ આવ્યા નહીં, ત્યારે સત્યપુરૂષની અધરવાણી થઇ કે, હો જ્ઞાનીજી

( યોગજીતજી —કબીરસાહેબ ) પ્રૃથ્વીપર જાઓને જીવોને બોધ આપીને લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સદ્ગુરૂ સત્યલોકથી પ્રથમ સહજદ્વીપપર સહજ સુત ( બ્રહ્મ-અંશ ) પાસે આવ્યા. ત્યાં પ્રમાણઃ—

## ચોપાઇ

પ્રથમ સહજસુર્તિ લગિઆયે, નોતમ સુર્તિ હમનામ ધરાયે
ઉન્હુસો કહ્યો હમ સત્યસંદેશા, સહજ અંકુરમાનો ઉપદેશા
પાન પ્રવાના તુમ લેહોભાઇ, સમ્રથ હુકમ લેહો સીરનાઇ
પ્રથમ ચોકા સહજદ્વીપમેં કીના, સહજ સુર્તિકો અંકપરલીના

( કબીરબાની )

તે સમયે જ્ઞાનીજીએ નોતમ સુર્તિ નામ ધરાવ્યું ને સત્યપુરૂષનો મૂળ સંદેશો તેમને જણાવ્યો. ને સાંભળીસહજઅંશે સહજ લોકમાં ચોકા આરતી કરાવી પાન પરવાનો લીધો. બાદ ત્યાંથી સદ્ગુરૂ અનુક્રમે અંકુર, ઇચ્છા, સોહ સુતના સ્થાનપર પધાર્યા તેનું પ્રમાણઃ—

## ચોપાઇ

તબ હમ ચલે ઇચ્છા સુર્તિ લગ આયે, સત્યશબ્દ ઉન્હી સમુઝાયે
તાન અંકપર જીવ ચઢાવા; મુલ (અંકુર) સુર્તિ કે દ્વીપ ચલી આવા
લેહુ પાન તુમ તજો બડાઇ, પાન લેત ગુરૂ હોવે સહાઇ
અંકુર સુર્તિકા ચોકા કીના, ચલે સોહં દ્વીપ પગ દીના
ચોથા ચોકા સોહંકો કીના, સોહં સુરત અંકપર લીના
ચોકા ચારિ અધરપર કીના, ચલે અચિંતદ્વીપ પગ દીના.

( કબીરબાની )

ઉપર દર્શાવ્યા મુજબ અંકુર ઇચ્છા, સોહંના લોકમાં પધારી સત્યપુરૂષનો મૂળ સંદેશો ત્રણે અંશને જણાવ્યો. તે સાંભળી ત્રણે અંશે ચોકા આરતી કરાવી પાન પ્રવાનો લીધો. એ મુજબ ચારે—અંશના સ્થાને ચાર ચોકા અધર—ચાર દ્વીપમાં કરી સદ્ગુરૂ અચિંત દ્વીપપર અચિંત સુત ( બ્રહ્મ-અંશ ) પાસે પધાર્યાને જણાવ્યું કે—

### ચોપાઇ

તુમતે સમ્રથ કહો સંદેશા, જ્ઞાન ગમ્ય ગુરૂ બચન ઉપદેશા.
કાલ પાન દીન હોય લેહુ, તનમન ચિત્ત સમ્રથકુ દેહુ
તબ અચિંત લીન્હા પરવાના, સત્યશબ્દ હીરદે હીત માના
તબ આયે અક્ષર અસ્થાના, મહાસુન્ય મહ જાહાં ઠિકાના
( કબીરબાની )

હો અચિંત અંશ શબ્દની સનંદ સત્યપુરૂષની સ્વીકારી ચોકા આરતી કરવી પાન પરવાનો પુરૂષનો હુકમ છે તેથી લ્યો. ત્યારે અચિત અંશે હુકમ મસ્તકે ચઢાવી, શબ્દ સનંદનો ભેદ લેઇ, ચોકા આરતી કરાવી પાન પરવાનો લીધો. ત્યારબાદ ત્યાંથી સદ્ગુરૂ અક્ષરસુત (બ્રહ્મ-અંશ) ના અરણ્યદ્વીપપર પધાર્યા ને અક્ષર અંશને સર્વ હકીકતથી વાકેફ કર્યા ને જણાવ્યું કે —

### ચોપાઇ

તુમતે સમ્રથ કહો સંદેશા, જ્ઞાન ગમ્ય ગુરૂ બચન ઉપદેશા
કાલ પાન દીન હોય લેહો, તન મન ચિત સમ્રથકાં દેહો
અક્ષર નીજ બીનતી ઠાની, સમ્રથ દેહો પાન પરવાની
હમ ચીન્હા તુમ પુરૂષ પુરાના, જબ આયે તુમ એહી ઠિકાના
( કબીર બાની )

હો અક્ષર અંશ, સત્યપુરૂષની શબ્દ સનંદ સ્વીકારી, ચોકા આરતી કરાવી પાન પરવાનો પુરૂષનો હુકમ છે તેથી લ્યો. ત્યારે અક્ષરઅંશે હુકમ મસ્તક ચઢાવી શબ્દ સનંદનો ભેદ લેઇ, ચોકા આરતી કરાવી પાન પરવાનો લીધો. એ મુજબ ૭ અંશોને અંકપર લેઇ પાતાલ પાંજીના ઘાટના રસ્તેથી પૃથ્વીપર પધાર્યા, ને જીવોને સત્યપુરૂષની સત્ય ભક્તિ કરવાનું જણાવી સત્ય શબ્દથી જ્ઞાનોપદેશ કર્યો; તેનું પ્રમાણ.—

### ચોપાઇ

પ્રથમ અધાસુર યુગ વિસ્તારા, સત્ય શબ્દ ભાખ્યો સંસારા
ગણ ગંધર્વ મુની ભેદ ન પાવે, નર દેહીકો કોન ચલાવે

પાયે પાન સુક્રીતકે હાથા, સો સહિહાર લિન્હ જીય સાથા
યુગ યુગ દેહ ધરત હમ આયે, જો ચીન્હા તેહી લોક પઠાયે
ધરકે દુત ભેદ હમ ડારા, સબ જીવન કહેં પાર ઉતારા
યુગ અધાસુર જીવન લાઇ, એક ક્રોડ હંસ મુકતાઇ,

( અંબ્બુ સાગર )

જે કોઇ અંકુરી જીવે તેઓશ્રીનો સત્યશબ્દ ગ્રહણ કર્યો, તે જીવોની કાલ દશી મટાડીને હંસ સ્વરૂપ બનાવી પતાલ પાંજીના ઘાટના રસ્તેથી સત્યલોક પહોંચાડયા ( તે સમયે પતાલ પાંજીના ઘાટપર જલરંગજી અંશ નિંદ્રાવશ હતા. ) એ યુગમાં એક કોટ જીવ મુક્ત પામ્યા. એ પછી કેટલોક સમય વિત્યા બાદ અધાસુર યુગની સમાપ્તિ થઇ.

## —બલભદ્ર યુગનું વિવરણ—

અધાસુર યુગ પૂર્ણ થઇ બલભદ્ર યુગની શરૂવાત થઇ ને જ્યારે કોઇપણ હંસ સત્યલોકમાં આવ્યા નહીં; ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇ કે, હો જ્ઞાનીજી ( યોગજીતજી—કબીરસાહેબ ) પૃથ્વીપર જાવને જીવોને બોધ આપી લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સદ્ગુરૂ સત્યલોકથી પાતાલ પાંજીના ઘાટના રસ્તેથી પૃથ્વીપર પધાર્યા, ને જીવોને સત્યપુરૂષની ભક્તિ કરવાથી વાકેફ કર્યા ને જ્ઞાન દ્રીઢાવ્યું. ત્યાં પ્રમાણ:—

### ચોપાઈ

યુગ બલભદ્ર દુસરા ભાંખો, તુમસેં ગોય કછુ નહિ રાખો,
લોક વેદ જીન દુર બહાઇ, સોઇ જીવસુ પુરૂષ મન ભાઇ
આદિ નામકે સુમરન પાવા, એક ચિત્ત મન સુતિ લગાવા
ચૌદહ લક્ષ જીવ પઠાઇ, સત્યલોક મહ બૈઠે જાઇ

( અંબ્બુ સાગર )

જે કોઇ અંકુરી જીવોએ તેઓશ્રીનો સત્યમાર્ગ ગ્રાહ્ય કર્યો, તે જીવોની કાળ દશી છોડાવી હંસ સ્વરૂપ બનાવી પતાલ પાંજીના ઘાટના રસ્તેથી સત્યલોક વાશી કર્યા. ( તે સમયે પણ જલરંગજી અંશ પતાલપાંજી-

ન્નાઘાટપર નિદ્રાવશ હતા ) એ યુગમાં ચૌદ લક્ષ જીવ મુક્ત પામ્યા. એ પછી કેટલોક સમય વીત્યાબાદ બલભદ્ર યુગની સમાપ્તિ થઇ.

## —દ્વંન્દર યુગનું વિવરણ—

બલભદ્ર યુગ પૂર્ણ થઇ દ્વંન્દર યુગ બેઠો તે જ્યારે સત્યલોકમાં કોઇપણ હંસ આવ્યા નહિ, ત્યારે સત્યપુરૂષની અમર વાણી થઇ કે, હો જ્ઞાનીજી પૃથ્વીપર જાવ ને જીવોને જ્ઞાન સુબોધ આપી સત્યલોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં ગુપ્ત રીતે પતાલપાંજીના ઘાટના રસ્તેથી પૃથ્વીપર પધાર્યા, ને જીવોને સત્યભક્તિ કરવા બોધ આપી સત્યશબ્દનો ઉપદેશ કર્યો. ત્યાં પ્રમાણ:—

### ચોપાઇ

યુગ દ્વંન્દર જબ પ્રગટયો આઇ, પુરૂષ અવાજ જીવભાર લાઇ,
ચીન્હેઉ મોહી કીન્હ તેહી કાજા, દીન્હેઉ નામ કાલ ઉઠ ભાજા,
કોય હજાર બોધ જીવ આયે, નામ પાય તેહી લોક પઠાયે,
યુગહુ અપીલ દશ લક્ષ બખાના, સત સત ભાંખુ પરમાના,

( અંબ્બુ સાગર )

જે કોઇ અંકુરી જીવોએ તેઓશ્રીના બોધ ગ્રાહ્ય કર્યો, તે જીવોની કાલ દશી છોડાવી હંસ સ્વરૂપ બનાવી પતાલ પાંજીના ઘાટના રસ્તેથી સત્યલોક વાશી કર્યા. ( તે સમયે પણ જલરંગજી અંશ નિદ્રાવશ હતા. ) એ યુગમાં બે હજાર જીવોની તારણગતિ કરી. જ્યારે સદ્ગુરૂ જીવોને લેઇ સત્યલોકમાં ગયા ત્યારબાદ જલરંગજી અંશ નિદ્રાવસ્થાથી ચૈતન્ય થયા, ને તેમના શઠિહારે ને પુછવા લાગ્યા કે:—

### ચોપાઇ

શઠિહારનસો પુછહી બાંતા, મોસન સત્ય કહો વિખ્યાતા
હમ નિદ્રામહ રહે ઉરઝાઇ, કૌન અંશ ધરણી મહ આઇ

( અંબ્બુ સાગર )

અમો સત્યપુરૂષના ધ્યાનમાં લીન થઇ નિદ્રાવશ થયા હતા, ત્યારે કોણ-અંશ પૃથ્વીમાં ગયા હતા તે વાત સત્ય જે હોય તે કહો-ત્યારે સહિહારોએ દ્વી કર જોડી વિનય પૂર્વક જણાવ્યું કેઃ—

## ચોપાઇ

તબ સહીહારન માથ નમાયે, હાથ કર જોર વિનય ઉઠ લાયે
યુગ દ્વંન્દર સાહેબ પગધારા, નામ જ્ઞાની હંસ રખવારા
જીવન પાન દીન્હ જગ જાઇ, હાય હજાર હંસ મુકતાઇ
યહ મારગ પહુંચે તબ આઇ, ખબર તુમ્હારી કીન્હ બહુતાઇ
તબ તુમ નિદ્રા લાગી સ્વામી, હંસન લેય ગયે સુખધામી

(અનુરાગ સાગર)

આ દ્વંન્દર યુગ ચાલે છે, તેમાં સત્યલોકથી જ્ઞાનીજી મહારાજ જીવોને બોધ આપવા સારૂ પૃથ્વીપર પધાર્યા હતા. તે જીવોને બોધ આપી બે હજાર જીવોને સાથે લેઇ અહીંયા થઇને ગયા, પણ તે સમયે આપ નિદ્રાધીન હોવાથી આપને તેઓશ્રીએ જગાડયા નથી. એ બાબતની સત્ય હકીકત જે થઇ તે અમે કહી છે. એ સાંભળી જલરંગજી અંશ કહેવા લાગ્યા કેઃ—

## ચોપાઇ

કહે જલરંગ સુનો સહિહારા, પુરૂષ દીન્હ મોહી મગ ભારા
સબકર ઉત્પન્ન ભલ હમજાના, હમહી સત્યસુક્રિત હે પાના
સાધુ મહંત મોહી પહ આઇ. સંગ હમાર લેઇ ઘર જાઇ
હમ આજ્ઞા યુગયુગ ચલિ આવા, મોવિન યહવાં જીવકો પાવા
અબ જ્ઞાની યહવાં નહિ આવે. કૈસે જગમે પાન ચલાવે.

(અનુરાગ સાગર)

જે સમયે અમારી ઉત્પત્તિ થઇ તે સમયે આશિકા દીધી છે કે, જો કોઇ અંશ સત્યલોકથી આવી પૃથ્વીપર જઇને જીવોને બોધ આપે ને જ્યારે તે હંસ સત્યલોકમાં જાય, ત્યારે પ્રથમ તમારી આશિષ લીધા સિવાય

જાય નહિ. એ મુજબની આજ્ઞા છતાં જ્ઞાનીજીએ હંસોને ( અમારી આશિકા મેળવાવ્યા શિવાય ) સત્યલોક વાશી કર્યા એ યોગ્ય થયું કહેવાય નહિં અહિંયા ધ્યાનમાં લેવાનું એટલુંજ છે કે, જ્ઞાનીજી એ બાબતથી અજાણ નહોતા, પરંતુ જલરંગજી અંશ નિદ્રાવસ્થામાં લીન હોવાના લીધે સહિહારોના સમક્ષ જાતેજ સત્યલોકમાં લેઇ જતા હતા. તે હકીકત વાંચકોને સ્હેજમાં સમજાશે. એ મુજબ દ્વંન્દર યુગની હકીકત બનેલી છે. એ પછી કેટલોક સમય વીત્યાબાદ દ્વંન્દર યુગની સમાપ્તિ થઇ.

—એકાદશમ્—રત્નઃ—સંપુર્ણ—

## દ્વાદશમ્—રત્નઃ

### પુરવનયુગ- જલરંગજી અંશ તથા કુષ્ટમ પક્ષીનું વિવરણ તથા-રાઘવાનંદ, ધીર્યમાલ મળી ત્રણે યુગમાં અંશ તથા હંસોને બોધ આપ્યાનું વિવરણ.

#### —પુરવન યુગનું વિવરણ—

દ્વંન્દરયુગ પૂર્ણ થયાબાદ પુરવન યુગની શરૂઆત થઇ. તે યુગમાં જ્યારે સત્યલોકમાં કોઇ હંસ આવ્યા નહિ, ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇ કે હે જ્ઞાનીજી (યોગજીતજી- કબીરસાહેબ) પૃથ્વીપર જાવ ને જીવોને સત્યભક્તિ કરવાનો બોધ આપી સત્યલોકમાં લાવો એ મુજબ આજ્ઞા થતાં ગુપ્ત માર્ગથી પૃથ્વીપર પધાર્યા, ને અંકુરી હંસોને સત્યશબ્દ દીક્ષાવ્યો. જેણે સત્યશબ્દ ગ્રાહ્ય કર્યો તે અંકુરી જીવોને પોતાની સાથે લેઇ પતાલ પાંજીના ઘાટપર પધાર્યા ( તે સમયે જલરંગજી-અંશ સચેત હતા તેથી તેમની ભેટ થઇ ) ત્યારે જલરંગજીએ તેઓશ્રીને પૂછ્યું કે—

ચોપાઇ

તબ જલરંગ કહે સો ભાઇ, કોન અંશ તુમ કહાં સિધાઇ

હમ નિદ્રા મહ રહે અલસાઇ, તુમ હંસન લે લોક સિધાઇ
અમર પુરૂષ પાંજી બેઠારા, સંગ હોય હોવે જીવ પારા
હાથ હમે દીન્હ ટકસારા, તુમ મોહી મેટી ગયે કસ પારા
પુરૂષ બચન કસ મેટહુ ભાઇ, બીન બુઝે હંસ કયાં લે જાઇ
( અનુરાગસાગર )

આપ કોણ અંશ છો, કયાં ગયા હતા, ને કોનો હુકમ લેઇ ગયા હતા તે કૃપા કરી જણાવશો ? કારણકે અમો નિદ્રાવશ હતા તે સમયે તમો અમારી આશ્રિકા હંસોને મેળવાવ્યા સિવાય તારણગતિ કરી તે યથાર્થ થયું નથી. અમોને જે કારણથી અમે રહેવા સ્થાન આપ્યું છે, તે કારણ આપથી અજાણ નહીં હશે તો છતાં હંસને લેઇ જવાનું જે કાર્ય હોય તે જણાવશો. ત્યારે સદ્ગુરૂએ પ્રત્યુત્તર આપ્યો કેઃ—

## ચોપાઈ

હમતુમ એક આદિકા ભાઇ, કસ શંસય આપન ચિત આઇ
હમતો યુગન યુગન મગ આયે, અમરપુરૂષકી સંધિ બતાયે
સોઇ સંધિ આઇ હમ પાસા, કસ આપન ઘટ આનહુ ત્રાસા
કુષ્ટમ પક્ષિ એક રહાઇ, તીન હમસો એક બચન સુનાઇ
યુગ અસંખ્ય બહુ ગયે બિતાઇ, તા દીનકી ઉન કથા સુનાઇ
( અનુરાગસાગર )

હે જલરંગજી આપના હૃદયમાં એ બાબત શંકા શું કરવા લાવો છો, આપણે બેઉ સત્યપુરૂષ સાહેબના પહોપદ્રીપના સ્થાનના છીએ. આપને જે સોંધ છાપનો ભેદ બક્ષેલો છે, તેજ ભેદ અમોને પણ બક્ષેલો છે. આપ નિદ્રાવસ્થાને પ્રાપ્ત હતા તે કારણથી આપને સંધિ બતાવવાનું બનેલું નથી, ને તે કારણથીજ અમે જાતે આપના સહિહારોના સમક્ષ હંસોની તારણગતિ કરી સત્યલોક વાસી કરેલા છે; એથી સત્યપુરૂષ આજ્ઞા વિરૂદ્ધ અમોએ કંઇ પણ કરેલું નથી તે જાણશો ( એ મુજબનો વાર્તાલાપ ચાલતો હતો તે સમયે સંધિ છાપ સદ્ગુરૂએ જલરંગજીને બતાવી

તેથી યોગ્ય થયેલું લાગ્યું. ) અમે અનેક યુગથી ભવસાગરમાં આવીયે છીએ. તેની હકીકત જે કુષ્ટમપક્ષી છે જાણે ઘણા મહાપ્રલયો જોયા છે ને તે હાલ પણ હયાત છે તે જાણે છે. જ્યારે એ મુજબની હકીકત જબર ગજીએ સાંભળી ત્યારે શંકા થઇ કેઃ—

**ચોપાઇ**

મહાપ્રલય જબ હોવે ભાઇ, પક્ષી કોન આધાર રહાઇ
સો વૃતાંત કહો મોહે ભાખી, પક્ષી મોહી દીખાઓ આંખી

( અંબુસાગર )

હે જ્ઞાનીજી આપ કહો છો તે સત્ય શી રીતે મનાય, કારણ કે મહાપ્રલય થાય ત્યારે પક્ષીને કયો આધાર રહે માટે એ અસંભવિત છે; તેથી તેનું વૃતાંત જણાવો, તેમજ આપ મારી સ્વઅક્ષી ( આંખ ) થી બતાવો તો સત્ય માનું. ત્યારે જ્ઞાનીજી અંશે જણાવ્યું કેઃ— -

**ચોપાઇ**

મહાપ્રલય જબ હોવે ભાઇ, સ્વર્ગ મૃત્યુ પાતાલ જલ છાઇ
તા પીછે ગતિ અગ્નિ વિશેષા, ચોદહ ભુવન જગાહલ દેખા
ઉલટ પલટ પૃથ્વી હો જાઇ, સ્વર્ગ રસાતલ જાત નસાઇ
બ્રહ્મલોક વૈકુંઠ ન રહેઉ, શીવ ઇન્દ્રાદિક સુરનસી ગયેઉ
તીનલોક જબ બુડે ભાઇ, કુષ્ટમપક્ષી તબ જલ ઉતરાઇ
સો પક્ષી કીહી ભાંતિ રહાઇ, નીર માંહી જસ ફેન તરાઇ
એસે પક્ષી તા દીન કરઇ. તીન લોક મુખ ભીતર રહઇ

. ( અમ્બુસાગર )

જ્યારે મહાપ્રલય થાય છે, ત્યારે ત્રણલોક ચૌદ ભુવન જળમય થાય છે. તે સમયે કુષ્ટમ પક્ષી જલમાં તરે છે, ને તે સર્વ રચના તેના મુખાર્વિંદમાં રહે છે. તેના સમક્ષ સત્તાવીશ હજાર મહાપ્રલય થઇ ગયા છે, ને સત્યપુરૂષ સાગ્રથ ધણીની સંપુર્ણ સત્યભક્તિ કરે છે. તેમને પેખવાની તમારી ઇચ્છા છે તો સર્વગણ--અંશ હંસ સહિહાર સર્વે ચાલો હું તમોને

પ્રત્યક્ષ બતાવું. એ મુજબનું દર્શાવ્યું ત્યારે તે સ્થાનેથી બે અંશ, સર્વ-ગણ, અંશ, હંસ સહિહાર સર્વે શબ્દ સ્વરૂપી વૈમાનમાં બેસી નિરંતર દ્વીપમાં કુષ્ટમપક્ષીનો વાસો હતો ત્યાં આવી પહોંચ્યા. તે સમયે કુષ્ટમપક્ષી સમાધિસ્થ હતા, ત્યારે યોગજીતજીએ તેમના ગણોને જણાવ્યું કે, તમારા સ્વામીને જગાડીને કહો કે તમારા દ્વારપર જ્ઞાનીજી તથા જલરંગજી સર્વ અંશ—હંસ સાહિહાર સહ તમારી ભેટ લેવા નિમિત્યે અત્રે આવેલા છે. એ મુજબ ગણોને જણાવ્યું; ત્યારે બેગણ કુષ્ટમપક્ષી જ્યાં સમાધિસ્થ બેઠા હતા. ત્યાં જઇ શબ્દ અંગથી હાંક મારી તેથી સમાધિ ખુલી ગઇ; એવો સત્યશબ્દ નો પ્રભાવ છે. જ્યારે કુષ્ટમપક્ષીની સમાધિ ખુલીને આસપાસ જોવા માંડયું ત્યારે વારંવાર દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરીને જણાવ્યું કે, આપના દ્વારે સત્યપુરૂષ તરફના અંશ જ્ઞાનીજી તથા જલરંગજી તેમજ સહિહાર, અંશ, હંસ સમુહ આપના ભેટની ઇચ્છાથી આવેલા છે; તો તે બાબતમાં અમોને શી આજ્ઞા છે. ત્યારે કુષ્ટમપક્ષીએ જણાવ્યું કેઃ—

ચોપાઇ

જ્ઞાની જલરંગહી લાવ બુલાઇ, તીનકે સાથ ઔર નહી આઇ

(અંબુસાગર)

હે ગણો, જ્ઞાનીજી તથા જલરંગજીને (બેઉ અંશને) આવવા દો, પણ તેમની સાથે હંસ—અંશ કોઇ આવે નહીં. જ્યારે એ મુજબ આજ્ઞા ગણોને થઇ, ત્યારે જ્યાં સર્વે બીરાજ્યા હતા ત્યાં આવી જણાવ્યું કેઃ—

ચોપાઇ

હોઇ અંશ સુનો મતિ માની, પક્ષી બચન સુનહુ પ્રમાની
સેના સકલ છાંડી તુમ દેહુ, દો અંશ ભેટકો લેહુ

(અંબુ સાગર)

હે જ્ઞાનીજી આપ સર્વ સૈન્ય (હંસ—અંશ) ને બહાર રાખી આપ તથા જલરંગજી બેઉ અંશને ભેટ લેવા કહે છે, તેથી આપ બન્નેવ અંશ અમારી સાથે પધારો. એ હકીકત સાંભળી સર્વને બહાર રાખી બેઉ અંશ કુષ્ટમપક્ષી પાસે ગયા ત્યારેઃ—

## ચોપાઇ

આદર બહુત ભાંતિ તીન કીન્હા, સીંહાસનપર બેઠક દીન્હા
દ્રષ્ટિ પસાર દેખી જલરંગુ, બહુત જ્યોતિ પક્ષીકે અંગુ
જીમ કોટીન રવિ શશિલે છાઇ, બહુત પ્રકાશ વરણી નહી જાઇ
પક્ષી કહે સુનો હો જ્ઞાની, કેહી કારન તુમ યહાં સિધાઇ
તુમતો અંશ પુરૂષકે આગર, કેહી કારણ પગ ધારેઉ નાગર
બડે ભાગ્ય હમ દર્શન પાવા, અતિ આનંદ મોહી ચિત્ત આવા
હમતો પક્ષી મતિ નહી જાના, તુમ કર્તા હો આદિ પુરાના
તુમરી શુધ્ધ કોઇ નહી પાઇ, કીન્હ કૃતાર્થ મંદીર આઇ
( અંમ્બુ સાગર )

કુષ્ટમપક્ષીએ ઉઠીને બન્નેવ અંશને આદર સત્કાર કરી સિંહાસનપર બેસાડયા. ( એ સમયે જલરંગજી કુષ્ટમપક્ષીનું સ્વરૂપ નિહાળી ચક્તિ થયા કે જે હકીકત કહી તે સત્યજ હશે. ) બાદ કુષ્ટમપક્ષીએ ગ્યાનીજી પ્રત્યે વિનય પૂર્વક જણાવ્યું કે,

આપ આદિ પુરૂષ છો, આપની કળા તથા ગતિ કોઇપણ કળી શક્યું નથી; તો હું પક્ષીની મતિ કેટલી કે આપની કૃતિ જાણી શકું મારા ધનભાગ્ય કે આપે મારૂં મંદીર પાવન કરી આપે મને દર્શન આપ્યા. આપ અત્રે બન્નેવ અંશ શા કારણથી પધાર્યા છો તે કૃપા કરી જણાવશો. ત્યારે ગ્યાનીજીએ અગાઉ બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારે કુષ્ટમપક્ષીએ જલરંગજીની શંકા નિવારણાર્થે જણાવ્યું કે, જે જ્ઞાનીજીએ હકીકત આપને જણાવી છે તે સત્ય છે, ને હું એમનો સેવક છું; એમના હુકમના માન્યમાં સહેજ તફાવત પડવાથી મારે આ દેહ ધરવી પડી છે. વિગેરે હકીકત કહી સંભળાવી. તેથીઃ—

## ચોપાઇ

કલા દેખી ચકીત મન ભયેઉ, મનકા ગર્વ તુટી સબ ગયેઉ,
તબ કબીર નીરખે ચિતલાઇ, જલરંગ કૌતુક દેખી લજાઇ
( અંમ્બુ સાગર )

જલરંગજીના મનનો ગર્વ સર્વે છૂટી ગયો ને એમજ સિધ્ધ ભાસ્યું કે જ્ઞાનીજી આદિ છે, ને તેમની સર્વેપર સત્યપુરૂષના પ્રતાપથી સત્તા છે. મારા કરતાં કુષ્ટમપક્ષી, ને કુષ્ટમપક્ષી કરતાં જ્ઞાનીજી શ્રેષ્ઠ અધિકારી છે. તેથી જલરંગજીએ:—

## ચોપાઈ

લીલા દેખી શીશતર દીના, અરૂ જ્ઞાનીકી અસ્તુતિ કીના
દેહી ધરી હમ રહે ભુલાના, સત્યપુરૂષ હમ તુમ નહિ જાના
આદિ અંત તુમ પૂરૂષ હમારા, અસ્તુતિ કરે જલરંગ અપારા
યહ કૌતુક દેખા હમ જ્ઞાની, તુમહી પુરૂષ ઔર નહી આની

(અંબુ સાગર)

જ્ઞાનીજીની ઘણી સ્તુતિ કરીને વિનય પુર્વક જણાવ્યું કે, આપ સત્યપુરૂષ સમછો ને અમોએ આપને ગર્વમાં ભુલી જઇને કોણ છો તે પીછાન્યા નહિ વિગેરે જણાવ્યું. એવા સદ્‌ગુરૂનો મહિમા અગમ અપાર છે, જેનો થાહ મુખ્ય સુતને પણ મળી શકયો નથી; જ્યારથી આદ્ય સૃષ્ટી ઉત્પન્ન થઇ ત્યારથીજ દુનીયામાં પધારી સર્વ અંશ—હંસ—જીવોને સત્યપુરૂષનું જ્ઞાન દર્શાવી કૃતાર્થ કર્યા છે. એમનો સત્યોપદેશ જે કોઇ ગ્રાહ્ય કરે છે, તેઓને સ્વધામ પહોંચાડે છે; એ તેમની પૂર્ણ સત્તા છે.

ઉપર દર્શાવ્યા મુજબનો વાર્તાલાપ ત્રણે અંશનો થયો બાદ જલરંગજીની વિનંતીથી તેઓને પાન પરવાનો આપ્યો, ને સત્યશબ્દ દ્રીઢાવ્યો. અહીંયા જે બહાર સહિહારો અંશ હંસ હતા તેમણે ગણ પ્રત્યે જણાવ્યું કે, અમોને પણ તેમના દર્શનની અપેક્ષા છે. તેથી ગણે જઇ કુષ્ટમપક્ષીને હકીકત જણાવી કે, બહાર સર્વ છે. તે પણ દર્શન કરવાની ઇચ્છા ધરાવે છે તો તે બાબતમાં આપનો શું હુકમ છે. ત્યારે કુષ્ટમપક્ષીએ જણાવ્યું કે, સર્વ અંશ—હંસ—સહિહારને લઇ આવો. એ મુજબ આજ્ઞા થતાં સર્વેને અંદર લાવી દર્શન કરાવ્યા. બાદ સર્વે અંશ—હંસ—સહિહારોને લેઇ બેઉ અંશ કુષ્ટમપક્ષીને ત્યાંથી નીકળ્યા ને જલરંગજીના સ્થાને સર્વે આવી પહોંચ્યા.

સદ્‌ગુરૂએ તેમની છાપમા એવી બઢાવી છે કે, જે કોઇ અંશ–હંસ સત્યલોક જાય તે તેમની આશિકા લીધા શિવાય જાય નહીં, તેથી જે હંસ પૃથ્વીપરથી આવ્યા હતા. તેમને આશિકા જલરંગજીની અપાવી; બાદ સર્વ હંસોને લેઇ જ્ઞાનીજી સત્યલોક પધાર્યા. આ યુગમાં સપ્તલક્ષ જીવની તારણગતિ કરી. ને પતાલપાંજીના ઘાટે જલરંગજીની મર્યાદા વધારી ઇત્યાદિ હકીકત પુરતન યુગની છે.

## —રાઘવાનંદ યુગનું વિવરણ—

ત્યારપછી રાઘવાનંદ યુગ ( અનુમાનયુગ ) થયો તે સમયે આઘાંશ રંભા સુચિ--રેણુકા–ઉત્પન્ન કરીને માયાએ પોતાનો ફેલાવો કર્યો તે યુગમાં અમૃતપાન આપી સાત હજાર જીવોની તારણગતિ કરીને ધીર્ઘમાલ યુગ પ્રારંભ થયો.

## —ધીર્ઘમાલ યુગનું વિવરણ—

એ યુગમાં એક લક્ષ જીવની તારણગતિ કરી વિગેરે હકીકત છે. એ બે યુગમાં જાણવા યોગ્ય વધુ હકીકત ન હોવાથી ફકત જીવ કેટલા મુક્ત પામ્યા તેજ દર્શાવવામાં આવેલું છે.

## —દ્વાદશમ્—રત્નઃ સંપૂર્ણ—

# ત્રયોદશમ્—રત્નઃ

## તારણ યુગમાં—બંગદેશના રાજાને બોધ આપ્યાનું, તથા જીવોનો ઓધ્ધાર કર્યાનું વિવરણ.

### —તારણ યુગનું વિવરણ—

જયારે ધીર્યમાલ યુગની સમાપ્તિ થઇને તારણ યુગની શરૂવાત થઇ, પણ કોઇ હંસ સત્યલોકમાં આવ્યા નહિ: તેથી સત્યપુરૂષ સાશ્રથ ધણીની અધર વાણી થઇ કે, હે જ્ઞાનીજી પૃથ્વીપર જાવને સત્યભક્તિનું જ્ઞાન દ્રિઢાવી સત્યલોકમાં લાવો એ મુજબ હુકમ થતાં સદ્દગુરૂ પતાલપાંજી ધાટથી જલરંગજીની ભેટ લેઇ પૃથ્વીપર પધાર્યા, ને બંગદેશમાં આવી પહોંચ્યા તેમણે ઉપદેશ માટે જે જે કાર્યો કર્યા તે નીચે દર્શાવેલા છે.

### —બંગદેશના રાજાની હકીકત—

ઉત્તર વિભાગમાં બંગદેશનો રાજા ઘણો અત્યાચારી હતો, તે સાધુ યોગી ઇત્યાદિને પકડીને કેદ કરતો હતો. કારણ કે ધર્મપર બીલકુલ તેને શ્રધ્ધા નહોતી ને તેઢોંગ છે એમ માનતો, બ્રાહ્મણ ઇત્યાદિના મસ્તકપર તિલક કરેલું જુવેતો તે તિલકપર ખરપડી ઉની કરી ડામદેતો, તેમજ બ્રાહ્મણોની જનોઇયો તોડીને અગ્નિમાં નાંખતો હતો. તે સમયે વેદ—પુરાણ ઇત્યાદિનું કોઇથી પણ પ્રગટ રીતે અધ્યયન કરી શકાતું નહોતું, ને કોઇથી પણ પરમાત્માનું નામ લેઇ શકાતું નહોતું. જંગલી પશુ ઇત્યાદિ ધાસચરવા પામતા નહોતા, તેમજ તેમને મારીને પોતાનું ઉદર ભરણ કરતો વિગેરે ઘણી બાબતોથી તે અત્યાચારી હતો. તે અત્યાચાર છોડાવા નિમિત્યે સદ્દગુરૂ જ્ઞાનીજી માહારાજ ફરતા ફરતા બંગ દેશમાં પધાર્યા, ને રાજાના મેહેલના દ્વારઆગળ એક વટ (વડ) ના વૃક્ષતળે છાંયામાં આસન મારી બેઠા. તે સમયે એક રાજાની લોંડી (દાસી) સદ્દગુરૂના સાન્નિધ્ય આવીને દંડવત

પ્રણામ કરીને પૂછવા લાગી કે, આપ કયા કાર્ય નિમિત્તે અત્રે પધાર્યા છો, ને આપની શું ઇચ્છા છે તે જણાવો. અહિંનો રાજા ઘણો અત્યાચારીને નિર્દયી છે, જેને બીલકુલ દયા નથી સાધુ બ્રાહ્મણને ઘણી પીડાદેછે, ને વેદ ધર્મ ઇત્યાદિ પાળવા દેતો નથી ને તે એકવીશમે દરવાજે, પોતાની રાણી સહ રહે છે; તે જો આપને દેખશેતો આપનું શીશ ધડપર નહી રેહેવાદે, માટે જે ઇચ્છા હોયને જણાવો કે તે બાબત મારાથી જે બનશેતે કરીશ. આપને અત્રેથી શિઘ્ર વિદાય થવું એ સારૂં છે વિગેરે હકીકત કહી સંભળાવી. ત્યારે જ્ઞાનીજીએ પ્રત્યુત્તર આપ્યો કેઃ—

## ચોપાઇ

દરસ હમાર કેરે જબઆઇ, અગમ નિગમ હમ ભેદ બતાઇ
રાય પરિક્ષા હમરી પાવે, છુટે હંસ લોક મહ જાવે
તુમ જીન શંકા મનમહ આનો, નિશ્ચય બચન હમારા માનો
બચન હમાર રાય પહ જાહુ, સકલ પોરિયા વશ તુમ આહુ

( અંમ્બુ સાગર )

ઉપર દર્શાવેલા જ્યારે સદ્ગુરૂના અભય વચન સાંભળ્યા. ત્યારે સુગનીયા ( દાસી ) સદ્ગુરૂના પ્રતાપથી પ્રથમ દ્વારથી તે એકવીસમાં દ્વાર સુધી કોઇએ નહીં રોકતાં જઇ પહોંચીને છડીદારને જણાવ્યું કે, એક સિદ્ધ મહાત્મા દ્વારપર પધારેલા છે તે રાજાને બોલાવે છે, તેથી રાજાને અંદર જઇ ખબર આપો. ત્યારે છડીદારે પ્રત્યુત્તર દીધો કે, એ બાબતની તને ખબર છે છતાં અજાણ કેમ બને છે. ત્યારે દાસીએ જવાબ આપ્યો કે એ સંત કોઇ અલૌકિક મુર્તિ છે, ને એમનાજ પ્રતાપથી એકવીશ દ્વાર ઓળંઘી અહીં આવી છું; તેથી કોઇ પણ પ્રકારે હરકત રાખશો નહીં. એ પ્રમાણે છડીદારને ખાત્રી આપવાથી છડીદાર અંદર દાખલ થઇ રાજાને દંડવત્ પ્રણામ કર્યો ને સર્વે હકીકત નિવેદન કરી. ત્યારે રાજા ઘણો ક્રોધાતુર થયો ને જણાવ્યું કે, એવા સિદ્ધ ઘણા આવે છે હું કંઇ આવનાર નથી, જાવ તેમનું મસ્તક કાપવા હું હુકમ કરૂં છું. એવા અઘટિત વચનો સાંભળી નિરાશ બની

સગુનીઆ ( દાસી ) પાસે આવી હકીકત સર્વે કહી, જેથી સગુનીઆ ( દાસી ) એ આવી જ્ઞાનીજી મહારાજ ને તે હકીકત કહી સંભળાવી. તેથી અત્યાચાર છોડાવવા નિમિત્તે પરચા આપવા ત્યાંથી ઉઠીને તે શહેરના બાહાર સરોવર ઉપર આવ્યા, ને ત્યાં આસન લગાવી બેઠા.

એ સરોવર ઘણું મ્હોટું અને તે શહેરમાં એકજ સરોવર હતું; તેથી તે સરોવરમાં સર્વે શહેરના લોકો ન્હાવા, ધોવા તથા પાણી ભરવા પણ લેઇ જતા હતા. તે મુજબ રાજાને ત્યાંથી પણ દાસી સવારે તાજું પાણી લેઇ જતી હતી, ને જ્યારે રાજા સવારે સવા પહોરે ઉઠતા તે સમયે ન્હાવાનું પાણી તાજું જે દાસી લેઇ આવેલી હોય તે ગરમ કરાવીને ન્હાતા. તેથી દાસી સવારે પાણી ભરવા સરોવરપર આવી, ત્યાં એક અચંબો સદ્દગુરૂએ બતાવ્યો. તે એવો કે—

દાસીએ ગાગર સરોવરમાંથી ભરીને ઉંચકવા માંડી તો ઉંચકાઇ નહીં, તેથી સરોવરમાં બીજી સ્ત્રીઓ ન્હાતીઓ હતી તેમને ચઢાવવા કહ્યું તેમણે ઘણું બળ કર્યું ને ઉંચકવા માંડી તોપણ ઉંચી થઇ નહી ને વાર ઘણી થઈ ગઇ. મહેલમાં રાજાને નહાવાનો સમય વિતી જતાં રાજા ઘણો ક્રોધાતુર થયો ને દાસી હજીસુધી કેમ આવી નહીં તેની તપાસ કરવા સારૂ ચોબદારને મોકલ્યો. ચોબદારે સરોવરપર આવી તપાસ કરી તો જણાયું કે, કોઇથી પણ સરોવરમાંથી ગાગર ઉંચકાતી નથી એ પ્રત્યક્ષ પેખ્યું. તેથી રાજાને જઇને સર્વે બીના જણાવી કે ગાગર સરોવરમાંથી કોઇથી પણ ઉંચકાતી નથી. તેથી એ હકીકત સાંભળી રાજા, પ્રધાન ઇત્યાદિ સર્વે મંડલ તથા શહેરના મનુષ્યો સરોવરપર આવ્યા ને નજરોનજર જોયું. ત્યારે રાજાએ હાથી, પેહેલવાન ઇત્યાદિને લગાવી બહાર ખેંચવા માંડી, પણ બીલકુલ ઉપડી નહીં તેમ ખેંચાઇ નહીં; તેથી રાજાને ઘણોજ અચંબો થયો ને દીવાન પ્રત્યે પુછવા લાગ્યો કે, આનું શું કારણ છે તે કાંઇ જણાતું નથી. જો તમોને જણાતું હોય તો સત્ય લાગે તે કહો. ત્યારે દીવાને વિચાર કરી જણાવ્યું કે—

## ચોપાઇ

મંત્રી કહે સુનો મહારાજ, કહત વચન આવતહે લાજ
સિધ્ધ એક આયે દરવાજા, તાપર આપ કીન્હ ક્રતરાજા
સો સ્વામી યહ ચરિત્ર દીખાઇ, હમરે ચિત્ત અસ શંકા આઇ

(અંબ્બુ સાગર)

અહો માહારાજાધિરાજ મને જ્યારે આપ પુછો છો પણ તે બાબત મને કહેતાં શરમ આવે છે, પરંતુ આપે પુછ્યું એટલે મારે કહ્યા શિવાય ચાલે તેમ નથી. મારા મનમાં એવી શંકા ઉત્પન્ન થઇ છે કે, આપના દરવાજે ગઇ કાલે એક સિધ્ધ મહાત્મા પધાર્યા હતા તેમના ઉપર આપ ક્રોધાતુર થયા હતા, તે કારણને લીધે એ સિધ્ધપુરૂષે આ ચમત્કાર આપને બતાવ્યો છે. એમ મારૂં માનવું થાય છે. એ મુજબ રાજા તથા દીવાન બેઉને વાર્તાલાપ થતો હતો તે સમયે સદ્દગુરૂએ બીજો ચમત્કાર બતાવ્યો. તે એવો કે—

એ સમય ચાલતો હતો તેવામાં સદ્દગુરૂ જ્ઞાનીજી મહારાજે તે સરોવરના અંદર એક વટ (વડ) નું વૃક્ષ હતું, તેના ઉપર પોતે એક અલૌકિક શુક (પોપટ) નું સ્વરૂપ ધારણ કર્યું ને ડાળ ઉપર બેઠા. તે શુકને એક પારધીએ જોયો તેથી બાણ સંધાણ કરી માર્યું, પણ તે વાગતાં પહેલાં ભાંગી ગયું, ને તેની ચોટ ઉલટ તેને આવી વાગી; તેથી પારધી ત્યાંથી નાઠો. ને તે વાત બે ચાર મનુષ્યને કહી. જેથી તે વાત સર્વે સરોવરપર જોવા આવેલા મનુષ્યોમાં ફેલાઇ, તેથી સર્વે જોવા ત્યાં આગળ આવ્યા. તે વાત રાજાને શ્રવણે પડતાં તે પણ ત્યાં સર્વ મંડલમહ આવી પહોંચ્યા, ને નજરોનજર પેખ્યું, તેથી શીકારીઓને બોલાવી જાળ નંખાવી પકડાવા વિચાર કર્યો; શીકારીઓ આવ્યાને જાળ નાંખવી શરૂ કરી. જ્યારે નાનો ફાંદો કરી નાંખે ત્યારે મોહોટું સ્વરૂપ બની જાય ને મોહોટો ફાંદો કરી નાંખે ત્યારે નાહાનું સ્વરૂપ બને; તેથી શીકારીઓએ અનેક તરેહથી પકડવા યુકિતઓ કરી પણ ફાંદામાં આવે નહીં, તેથી શીકારીઓ પણ હારી ગયા. એ મુજબ

કરતાં સાત દિવસ વિતી ગયા પણ શુક (પોપટ) હાથ આવ્યો નહિ.

જ્યારે શીકારીઓ થાકયાને નાઇલાજ થયા એટલે શુક રૂપે જ્ઞાનીજી હતા તે વૃક્ષપરથી ઉડીને રાજાના હસ્તપર આવી બેઠા; ત્યારે રાજાના મનમાં આનંદ થયો. એ અત્યાચારી હતો છતાં સુંદર અલૌકિક સ્વરૂપ જોઇ મોહ પામ્યો, તેથી પોતાના મહેલમાં તે શુકને લઇ ગયો. ને રાણીને બતાવ્યો. જેથી બન્ને ઘણા હર્ષીત થયા, ને સોનીઓને બોલાવી રત્ન-હીરા-લાલ-માણેકથી જડીતનું કામ કરાવી સુંદર પીંજરૂ તેમને રહેવા સારૂ બનાવ્યું તેમાં શુકને રાખ્યા. જ્યારે રાજા-રાણી તેમને પઢાવતા ને રામ રામ કહો એમ કહેતા ત્યારે સદગુરૂ શુક સ્વરૂપે બનેલા તે જણાવતા હતા કે --

## ચોપાઇ

તબહી સુવા બચન અનુસારી, ચેતહુ રાય પ્રેત યમ ધારી
એક દીન બીછુરન સબએં હોઇ, મોહ પ્રીત છાંડો સબ કોઇ

(અનુરાગસાગર)

હે રાય, હવે કંઇ ચેત--જો આ અવસર જાગ્રત નહીં થતાં માયા મોહ, પ્રીતિ, ઘુમંડ, મદ તથા અત્યાચારને છોડીશ નહીં તો જ્યારે મરણ આવશે ત્યારે પ્રેતયોનીમાં પ્રાપ્ત થતાં યમનો માર ઘણો અસહ્ય પડશે તે વેઠાશે નહી; માટે આ અવસરમાં કંઇ સુકૃત કાર્યોપર નજર રાખ ઇત્યાદિ ઘણું સમજાવતા, પણ ધન તથા ઘુમંડના આવરણના પડદાને લીધે તે વચનો ધ્યાનપર લીધા નહીં. એ મુજબ ઘણાં દિવસો ગુજર્યા, ત્યારે શુક સ્વરૂપે સદ્‌ગુરૂએ ફરી પરચો આપ્યો. તે એવો કેઃ--

અકસ્માત મહેલમાં ચોગરદમથી આગ લાગી, તેથી મરણના ભયને લીધે રાજા તથા રાણી તે મહેલમાંથી નાશી છુટયા, ને મહેલ બળવા માંડયો. ત્યારે રાણી હાયમારી કહેવા લાગી કે, અરે રામ રામ આ અગ્નિમાં શુક બળી જશે માટે કોઇ કાઢોરે કાઢો પણ બળતી અગ્નિમાં કોણ જાય ને કાઢી લાવે, તેથી કોઇની પણ હિમત શુકને બહાર કાઢવા ચાલી નહીં.

એ બીના સદ્ગુરૂએ પરચો આપવા સારૂ બતાવી હતી તેથી થોડીવારમાં અગ્નિ શાંત કરી. જ્યારે અગ્નિ શાંત થઇ ત્યારે રાજાએ પોપટની તપાસ કરાવી તો માલમ પડ્યું કે, મહેલ સર્વે બળી ગયો પણ પોપટના પીંજરાના ચારે તરફ એક એક હાથ બીલકુલ અગ્નિ લાગ્યો નહોતો. તેથી સેવકોએ સુવાનું પીંજરૂ અનામત કાઢી રાજા પાસે લાવી મુક્યું. ત્યારે પુર્વે બનેલી સર્વ બાબતોપર લક્ષ દોડ્યુ. તેથી રાજા રાણીએ વિચાર કર્યો કે, આ શુક નહિ પણ કોઇ અલૌકિક સિદ્ધ મૂર્તિ છે, તેમણે ત્રણવાર અચંબાના કર્તવ્યો બતાવ્યા પણ આપણે કંઈપણ સાર્થક ન કર્યું; અને તેમના વચનો માન્ય ન કર્યા જેથી આ હકીકતો નજરે પડી છે, માટે હવે એવા સિદ્ધ પુરૂષોને વધારે તસ્દી આપવી ન જોઇએ. જ્યારે ઉપર દર્શાવ્યા મુજબ બન્નેવના એકમત થયો ત્યારે ચર્ણ સ્પર્શ કરી રાજા-રાણીએ સુવા પ્રત્યે વિનતી કરી કે—

## ચોપાઇ

રાની રાય ચરન લપટાયે, નગર લોક સબ દેખન આયે,  
વિનતી કીન્હ રાય તેહી વારા, સુનહુ સુવા તુમ બચન હમારા  
કારણ કોણ ધરી યહ દેહી, યહ શંશય વ્યાપા ઘટ મોહી  
બારહ વર્ષ રહે હમ પાસુ, અપનો મતા કહો નીજ આસુ  
સમહી જર્યો કછુ નહી વાંચા, તુમરી દેહી લગી નહીં આંચા  
તાતે તુમ હમ ચીન્હા સ્વામી, સત્ય કહો પ્રભુ અંતર્યામી  
( અંબુ સાગર )

આપે શા કારણથી આ દેહ ધારણ કરી છે, ને આપ કોણ પુરૂષ છો. આપે ઘણી વખતે અમોને ઉપદેશ આપ્યો પણ માન્યો નહી. તેથી આપ કૃપા કરી જે હકીકત સત્ય હોય તે અમોને સમજાવો. ત્યારે સદ્ગુરૂ પ્રથમ સ્વરૂપે પ્રગટ થયાને સર્વેને આનંદ થયો. તેમણે અગાઉ બનેલી સર્વે હકીકત કહી સંભળાવી. બાદ જણાવ્યું કે, હે રાજા તમો ઘણા અત્યાચારી ને નિર્દયી હોવાને લીધે તે છોડાવાના કાર્ય સારૂ ને સત્યપુરૂષની સત્યભક્તિ કરાવાના કારણ સારૂ અત્રે આવેલો છું. હવે અમારૂ વચન માની સત્યશબ્દ

ગ્રાહ્ય કરી સત્યપુરૂષના સત્યલોકને પ્રાપ્ત થાવ. ઇત્યાદિ ઘણા બોધદાયક વચનો કહ્યાં. એ હકીકત સાંભળી મનમાં વિચાર્યું કે, મારા નિમિત્તે આવા અસહ્ય સંકષ્ટો વેઠયા પણ મુજ જેવા મુઢ ગમારને કંઇપણ બોધ થયો નહિ, તેથી પસ્તાવા લાગ્યો. બાદ સદ્ગુરૂના ચરણમાં આળોટી ગુન્હો માફ કરવા આજીજી ઘણી કરી તે સ્વીકારી. મહેલ બળી ગયેલો હતો તે નવો કરાવ્યો તેમાં સદ્ગુરૂની પધરામણી કરીને ચોકા આરતી નવા મહેલમાં કરાવી, ને રાજા, રાણી, કુંવર, કુંવરી ઇત્યાદિએ પાન પરવાનો તેમનો લેઇ ઉપદેશ ગ્રાહ્ય કર્યો. ત્યાં પ્રમાણઃ—

## ચોપાઇ

રાય બંગ ભલ કરની કીના, રાજ ગુમાન સબે બિસરાના
અધમ ચાલ સબ દીન છુડાઇ, હંસ ચાલ ધર લોકે જાઇ
ઐસી ભક્તિ કરે જો પ્રાની, હંસ હોય નીજ શબ્દ સમાની
તીસ જીવ એકતીસો રાજા, પાંચે નામ સુધર તીન કાજા

( અંબુ સાગર )

રાજા ઘણો અત્યાચારી–નિર્દયી હતો છતાં સદ્ગુરૂના સત્યશબ્દ ઉપર વિશ્વાસ રાખી સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો. તેથી એનો તથા એના ઘરના ત્રીશ જીવોનો ઉધ્ધાર સદ્ગુરૂએ કર્યો. તે જીવો પતાલપાંજીના ઘાટેથી જલરંગજીની આશિકા મેળવી સત્યલોક વાસી થયા. એ મુજબની હકીકત તારણયુગની મળી આવી છે તે અત્રે દર્શાવેલી છે. એ સિવાયના જે મનુષ્યોએ ઉપદેશ ગ્રહણ કર્યો તે પણ સત્યલોક વાસી થયા, અને કેટલોક સમય વિત્યાબાદ તારણ યુગની સમાપ્તિ થઇ.

—ત્રયોદશમ્—રત્નઃ—સંપુર્ણ—

# ચતુર્દશમ્ રત્નઃ

## અખીલ યુગમાં-ધનુષ્ય મુનીને અને વિસ્વા યુગમાં આધાને બોધ આપ્યાનું, તેમજ હંસોને પણ બોધ આપ્યાનું વિવરણ.

### —અખીલ યુગનું વિવરણ—

જ્યારે તારણ યુગની સમાપ્તિ થઇ ને અખિલ યુગનો પ્રારંભ થયો પણ સત્યલોકમાં કોઇપણ હંસ ગયા નહીં ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇ કે, હો જ્ઞાનીજી પૃથ્વી પર જાવ ને સત્ય ભકિત માર્ગ દ્રીઢાવી, કાળનો ફંદો છોડાવી, જીવને લોકમાં લાવો, એ મુજબ આજ્ઞા થતાં સદ્ગુરૂ પૃથ્વીપર પધાર્યા, ને ધનુષ્ય મુની પાસે આવી પહોંચ્યા. ત્યાં પ્રમાણ—

ચોપાઇ

નામ ધનુષ મુની ઋષી રહાઇ, તહાં જાય દીન્હા હમ પાઇ
ગતિ તીનકા ભાંખુ પરતીતી, ત્રયોદસ સહસ્ત્ર ગયે યુગ બીતી
ઉર્ધ્વ મુખી પંચાગ્નિ તપાયે, પ્રાણ પુરૂષ બ્રહ્માંડ ચઢાયે
હમ તાહી બુઝે ચીત લાયે. કેહી કારણ તુમ કષ્ટ કરાયે
( અંમ્બુ સાગર )

એ ધનુષ્ય મુની તેર હજાર યુગથી બ્રહ્માંડમાં પ્રાણ ચઢાવી સમાધિસ્થ હતા, તેના પ્રતાપથી અનેક ઉત્પતિ પ્રલય સમયે દેહ રાખી હતી તેમને સત્ય શબ્દના પ્રભાવથી જગાડયા ને જણાવ્યું કે, તમે શા કારણથી આટલું બધું કષ્ટ વેઠો છો, ત્યારે ધનુષ્ય મુનીએ પ્રત્યુત્તર આપ્યો કેઃ—

ચોપાઇ

મુલ વસ્તુ કારણ તપ કીના, અગમ પુરૂષ સેવા ચિત્તદીના
અજપા જાપ જપું ચિતલાઇ, સત્ય અભ્યન્તર ધ્યાન ધરાઇ
( અમ્બુસાગર )

મુલ વસ્તુતાની પ્રાપ્તિ અર્થે જે અગમ પુરૂષ છે તેની સેવા સત્ય અજપા જાપથી ધ્યાનમાં કરૂં છું, તે સીવાય મારે બીજી કંઇપણ ઇચ્છા નથી. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કેઃ—

ચોપાઇ

તપતે રાજ નર્ક હે ભાઇ, ફીર ફીર જન્મ ધરે ભવ આઇ
બહુતક તપી ભયે સંસારા, અન્ત કાલ યમ કીન્હ અહારા
મુલ ભેદ તુમ નાહીન જાની, કષ્ટ કરત દેહી ભવ હાની
વહ સાહેબ નહી કષ્ટ બતાવા, સુખદાઇ હો અગ્નિ બુઝાવા
હોઇ નિષ્કર્મ નામ આરાધો, સત્ય ભક્તિ સત્યગુરૂથી સાધો
અમરલોક મહ પહુંચો જાઇ, આદ્યપુરૂષકે દર્શન પાઇ
( અંમ્બુ સાગર )

તમે સત્ય પ્રેમથી જેની ભક્તિ અંતર્ગત કરી ધ્યાન ધરો છો, ને કષ્ટ વેઠો છો પણ અંતે કાળ તમોને છોડશે નહીં; ને ફરી ફરી ભવસાગરમાં ગોથાં ખાવાં પડશે. ઘણાં તપસ્વી તમારા જેવા સંસારમાં થયા પણ મુળભેદ કોઇએ પણ જાણ્યો નથી, તેથી મુળ વસ્તુ પ્રાપ્ત ન થતાં અનેક યુગથી મનની અગ્નિ કષ્ટ વેઠે છે છતાં શાંત પડી નથી. મનની અગ્નિ શાંત પાડવાને મુળ ભેદથી મુળ વસ્તુ સદગુરૂ દ્વારેથી પ્રાપ્ત કરવા જે નિષ્કામ સત્યશબ્દ છે તે સુખદાઇ છે. એ સત્ય શબ્દ ગ્રાહ્ય કરો કે જેથી કષ્ટ સહન ન કરતાં સત્ય ભક્તિના પ્રભાવે આદ્યપુરૂષના અમર લોકને પ્રાપ્ત થવાશે, ને ફરી ભવસાગરમાં આવવું નહીં થતાં અચલ ઘરને પ્રાપ્ત થશો. વિગેરે ઘણા ઉપદેશી વાક્યો કર્યાં ત્યારે ધનુષ્ય મુનીએ ઉત્તર આપ્યો કેઃ—

ચોપાઇ

તુમતો ઓર લોક રચી લીના, તપ ઓ યોગ જુઠ સબ કીના
ઓર પુરૂષ તુમ તહાં બતાવા, હમરે ચિત્ત એકો નહિ આવા
લોક તુમ્હારા મોહી દીખાવો, તબ વચન પ્રતિત સત્ય મન લાઓ
તબમે ગહુ તુમ્હારો શરના, છુટે મોર જરા ઓ મરના.
( અંમ્બુ સાગર )

આપ તપ તથા યોગ સર્વ મીથ્યા ગણીને લોક તથા પુરૂષ ન્યારા છે એવું બતાવો છો, પણ મારા ચિત્તમાં તે સમાતું નથી. આપ દર્શાવો છો તે મુજબ લોક તથા પુરૂષ પેખ્યા સિવાય આપના વચનો સત્ય શી રીતે માની શકું માટે લોક તથા પુરૂષ બતાવવા કૃપા કરોકે જેથી હું આપના ચરણ સેવી કૃતાર્થ થાઉં. એ મુજબ જણાવ્યું ત્યારે:—

ચોપાઈ

યહસુની સાહેબ ચલે રિંગાઇ, લેકર મુનીકો લોક સિધાઇ
દેખ દ્રષ્ટી હંસનકી પાંતિ, યુથ યુથ હંસ બૈઠે બહુ ભાંતિ.

( અંબુસાગર )

સદ્‌ગુરૂ ધનુષ્ય મુનીને લઇને સત્યલોક સીધાવ્યા, ને સત્યપુરૂષનો લોક બતાવી તેમના દર્શન કરાવી હંસોના લોક પણ બતાવ્યા; ત્યારે તેમના મનને પતિત આવવાથી તેમના ચરણમાં પડ્યા ને જણાવ્યું કે:—

ચોપાઇ

સુફલ જન્મ મમ ભયો કૃતાર્થ, પાવન કીન્હ ભયો શુભ સ્વાર્થ
ચલહુ ગોસાંઇ અબ હમ ચીના, દેહો પાન આપને કર લીના

ત્યારે—

મુની કહ લાયે ભવસાગર, તતક્ષણ શબ્દ ગહે ચિત નાગર
ભુલ ચુક અબ મેટૂ હમારા, તુમ જીવન કે તારણહારા
વહતો લોક અક્ષય તુમરાખા, અગમ નિગમ તહીં ગમ નહી ભાંખા
સુરીનર મુની કોઇ નહી પાવે, તીન લોક જીવ કાલ ફંદાવે
પુરૂષ ભક્તિ કોઇ નહી જાને, આપ આપકો બ્રહ્મ બખાને
લોક લોક ભાંખે નર લોઇ, લોક મર્મ જાને નહીં કોઇ
નિર્ગુણ નામ ભાંખ તુમદીના, તાહી નામ કોઇ બીરલે ચીના
ધનુષ્ય મુની પરવાના લીના, ચાખત પારસ દીન્હ પયાના
કાયા ત્યાગ જુ દીન્હ રિંગાઇ, પુરૂષ લોક મહ બૈઠે જાઇ
અંશ હંસ મીલે સબ સંગા, શબ્દ પાય નિર્મલ ભયે અંગા

( અંબુસાગર )

હો સ્વામી આપે મારો જન્મ સુફલ કર્યો જેથી મારા મનને શાં-તિ વળી હવે આપ મને આપનો સત્યોપદેશ આપો જેથી કૃતાર્થ થાઉ. એવું ધનુષ્ય મુનીએ વિનંતી પુર્વક જણાવ્યું. ત્યારે મુની સહ સત્યલોકથી પૃથ્વીપર પધાર્યા ને સત્ય ભકિતનો ઉપદેશ કરી પરવાંના આપીને સત્ય શબ્દ દ્રીઢાવ્યો; જેથી કાયા ત્યાગીને સત્યલોક વાસી થયા. તે સિવાય જે કોઇએ તેમનો સત્યોપદેશ ગ્રહણ કર્યો, તેમનો પણ વાસો સત્યલોકમાં થયો એ મુજબ ઘણા દિવસ વીત્યા બાદ અખિલ યુગનો અંત આવ્યો. વિગેરે હકીકત એ યુગની છે.

## —વિસ્વા યુગનું વિવરણ—

જ્યારે અખિલ યુગનો અંત આવ્યો ત્યારે વિસ્વા યુગનો આરંભ થયો એ યુગમાં જ્યારે સત્યલોકમાં કોઇ હંસ આવ્યા નહિ ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇ કે,

### ચોપાઇ

પ્રથમ અવાજ પુરૂષ અનુસારા, માયા પાસ જાવ સહિહારા
તીન લોક માયા કર વાસા, જીવન ફાંસી ડારિકે ત્રાસા
તાહી ખબર લેહુ તુમ જાઇ, તીન લોક મહ અદલ ચલાઇ
( અંબુસાગર )

હો જ્ઞાનીજી ( સહિહાર ) તમે આદ્ય કુંવરી ( અષ્ટંગી—માયા ) પાસે જાવ કેમકે અમારી સુર્તિ વિસરી જઇને પોતાનું નામ જગતમાં મશહુર ક-રેલું છે તેમને પુર્વની સુર્તિ આપો, ને જગત્‌માં જઇ સત્ય માર્ગ દ્રીઢાવી હંસોને બોધ આપી સત્ય લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સત્યલો-કથી જ્ઞાનીજી માયા ( અષ્ટંગી ) પાસે ગુપ્ત દ્વારે પાંજી ઘાટપર આવી પહોંચ્યા. ત્યારે દેવીએ સદ્‌ગુરૂ પ્રત્યે પુછ્યું કે.—

### ચોપાઇ

બુઝે દેવી મન ચિત્ત લાયસ, કોન દેશ સહિહાર રહાયસ
કોન પુરૂષ તુમ કહ પઠવાવા, સો તુમ હમ કહ બચન સુનાવા
( અંબુસાગર )

હે સદિહાર તમે કોણ અંશ છો, ને કયા પુરૂષે તમોને શું કાર્ય નિમિત્તે મોકલ્યા છે, તેની સત્ય હકીકત હોય તે જણાવો. ત્યારે સદગુરૂએ જણાવ્યું કે:—

## ચોપાઇ

કહે સદિહાર સુનો તુમ માયા, સત્યલોકતે મેં ચલિ આયા
પુરૂષ મોહી ઢીગતોર પઠાયે, તુમતો ચપલ સકલ જગ ખાયે
જીવ જોર કર ધર ધર મારા, ફંન્દ લગાય પકર યમ દ્વારા
ફંન્દ અનેકન સકલ ફંદાના, મુરખ જીવ શબ્દ નહી માના

( અંમ્બુ સાગર )

હે દેવી હું સત્યપુરૂષના સત્યલોકથી અત્રે તમોને શિખામણ દેવા આવ્યો છું. તમે સત્યપુરૂષના લોકનો ( પુર્વની સુતિ વિસરી જઇ નિરંજનના આધીન થવાથી ) મુક્તિ માર્ગનો દ્વાર બંધ કરી બેઠાછો, ને સત્યપુરૂપની સત્યભક્તિ જગતમાં નહી દ્રીઢાવતાં પોતાનો મત ( સ્વતાહાનો ) ચલાવી અનેક ફંદા લગાવ્યા છે; તેથી મુર્ખ જીવના હૃદયમાં સત્યશબ્દ તુરત સમાતો નથી, માટે અહીંથી જગતમાં જઇ અનેક ફંદા કાપી સત્યશબ્દનો પ્રચાર કરી લોકમાં લઇ જવા સારૂ અમેનો દ્વાર ખુલ્લો કરવા સારૂ આવેલોછું. માટે દ્વાર ખુલ્લો કરો ને હંસોને જવાદ્યો વિગેરે જણાવ્યું. આખરે દેવી અને સદ્ગુરૂનો વાર્તાલાપ ઘણો થયો છે છેવટે દેવીએ જણાવ્યું કે —

## ચોપાઇ

યહ સુની માયા બહુત લજાઇ. સદિહારનસેં વિનતી લાઇ
તાત બચન લાયે સદિહારા, કો મેટે યહ બચન અપારા
હઠ કર બચન મેટીમેં ડારા, તો હમ ભઇ લોકતે ન્યારા
હમ પુત્રી પુરૂપકે આહુ, શબ્દ ડોર હંસન લે જાહુ
જો કોઉ નામ તુમ્હારો સુનાયે, શીશ હમાર પાંવદે જાયે
સાર નામ જીવ પાવે તુમારા, સો પહુંચેગે પુરૂષ દરબારા
તાહિ હંસ હમ રોકબ સોઇ. દ્રાહી પુરૂષ કેર હમ હોઇ

( અંમ્બુ સાગર )

હે જ્ઞાનીજી પુર્વની સ્મુતિ ભુલી જઇને નિરંજનના આધિન રહેવાથી હાલ હું તેમના લોકથી બીજો થઇછું, મારી કરણીનું ફળ મને મળ્યું છે; માટે હવે સત્યપુરૂષની આજ્ઞાનું ઉલંધન નહી કરૂં જે આપનો સત્ય હંસ હશે તેને નહી રોકતાં પાંજી દ્વાર ખુલ્લો કરી અહીંથી સત્યલોકમાં જવા દઇશ. જો સત્ય હંસને હું રોકું તો બીજીવાર ગુન્હેગાર થાઉં માટે આપનો હુકમ મસ્તકે ચઢાવું છું. આપ સુખેથી પધારો ને સત્યશબ્દનો પ્રચાર કરી સત્યભક્તિ જગત્માં દ્રીઢાવો મારૂં શું ગજું કે તેમના તથા આપના વચનનો લોપ કરૂં. એ પ્રમાણેનું જ્યારે આજ્ઞાનું કથન સાંભળ્યું. ત્યારે હંસોને જવાનો પાંજીઘાટ ખુલ્લો કરીને પૃથ્વીપર પધાર્યા. એ પાંજીઘાટને લોક પાંજીઘાટ કહે છે. સદ્દગુરૂ પૃથ્વીપર પધારીને સત્યોપદેશ જગત્માં આપવા માંડયો. ત્યાં પ્રમાણ —

૭૬

વિસ્વાયુગ મેં જાયકે, હમ હંસ ક્ષીન ઉબારહો
સહસ્ત્ર સાત જીવ પાય બીરા, આય લોક મંઝારહો
યહચરિત્ર ક્ષીન સહિહાર તતક્ષણ, પુરૂષકે દર્શન લહે
ક્ષીન માયા વાદ બહુ વિધિ, ચરણહમાર નિશ્ચય ગહે

સોરઠા.

પુરૂષ દીન્હ અવાજ, ભલ તુમ ક્ષીનેઉ અંશ મમ;
હંસનકે શીર તાજ. માયા ગર્વ નસાયેઉ.

( અંબ્બુ સાગર )

જે કોઇએ તેઓશ્રીનો સત્યશબ્દ ગ્રાહ્ય કર્યો તેમની તારણગતિ કરી એ યુગમાં સાત હજાર જીવ મુક્ત કરીને માયાનો ગર્વ ઉતારી લોક પાંજીદ્વાર ખુલ્લો કરી સત્યલોકમાં પધાર્યા. વિગેરે હકીકત એ યુગની છે. બાદ વિસ્વા યુગનો અંત આવ્યો.

—ચતુર્દશમ્—રત્નઃ—સંપુર્ણ—

# પંચોદશમ્—રત્નઃ

## અક્ષયતરૂણ, નન્દી, હિંડોળ એ ત્રણે યુગોમાં હંસોને બોધ આપ્યાનું તથા કુર્મજી અને ગુપ્ત મુનીને પણ ઉપદેશ આપ્યો તેનું, તેમજ કીલ. કવલયુગનું સંક્ષેપ્તમાં વિવરણ.

### —અક્ષયતરૂણ યુગનું વિવરણ—

જ્યારે વિસ્વાયુગ સંપુર્ણ થયો ત્યારે અક્ષયતરૂણ યુગનો પ્રારંભ થયો. તે યુગમાં જ્યારે સત્યલોકમાં કોઇ પણ હંસ આવ્યા નહીં ત્યારે સત્યપુરૂષની અંતર વાણી થઇકે, હે જ્ઞાનીજી અત્રે કોઇપણ હંસ આવી શકતા નથી, ને યમ ઘણા જીવોને સતાવી રહ્યા છે, માટે પૃથ્વીપર જઇ સત્યોપદેશ કરી હમારા લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સત્યલોકથી પતાલપાંજીના ઘાટ જલરંગજી પાસે આવી પહોંચ્યા. ત્યાં પ્રમાણઃ—

**ચોપાઇ**

અક્ષયતરૂણ યુગ દીન રીંગાયે, ચલીજલરંગ લગિ હમ આયે<br>
બાદ—તીનસે એક અસંખ્ય ઊંચાઇ, અક્ષયદ્વીપ જહાં કુર્મ્હ રહાઇ<br>
વાહી કુર્મ્હ ધ્યાન તહાં ધરઇ, આદિપુરૂષકા સુમરન કરઇ<br>
દ્વાદશ પાલંગ તાહી શરીરા, કુર્મ્હ રૂપ બીરાજે નીરા<br>
સોલહ માથા ચોસઠ હસ્ત પાઇ, તહાંવા પહુંચે આપ ગુસાંઇ

( અંબુસાગર )

એ પતાલપાંજીના ઘાટપર જલરંગજી અંશ બેઠા હતા તેમની ભેટ લીધી બાદ જલરંગજીના સ્થાનથી એક અસંખ્ય યોજન ઉપર અક્ષય દ્વીપમાં જ્યાં કુર્મ્હજી અંશ ( જે સત્યપુરૂષના ભંડારી કહેવામાં આવેલા છે

ને ) બીરાજેલા હતા ત્યાં આવી પહોંચ્યા. જ્યારે જ્ઞાનીજીને કુર્મ્હજીએ દેખ્યા ત્યારે કુર્મ્હજીએ પુછ્યું કે.—

### ચોપાઇ

બુઝે કુર્મ્હ કૌન તુમ આહુ, સત્ય બચન સો મોહી સુનાઉ
કે તુમ આપ પુરૂપ રૂપ ચલિઆયે, અંશરૂપ ધરી વર્ણ છીપાયે

( અંબુસાગર )

આપ કોણછો, કયાંથી આગમન થયું છે, ને કયાં જવા ઇરાદો ધાર્યો છે. તે કૃપાકરી જણાવો. ત્યારે સદ્ગુરૂએ જણાવ્યું કેઃ—

### ચોપાઇ

કહે જ્ઞાની કુર્મ્હ સુનો બાતા, તુમ સો સત્ય કહોં વિખ્યાતા
હંસન હેત કાજ ઉપરાજા, પુરૂપ મોહી પઠયે જીવ કાજા
તબ હમ આય યહાં પગ દીના, દ્વીપ તુમ્હાર દેખન લીના

( અંબુસાગર )

હો કુર્મ્હજી તમોને સત્ય હકીકત કહું છું કે, સત્યલોકથી આવું છું, ને ત્યાંથી સત્યપુરૂષે મને જીવની તારણગતિ નિમિત્તે મોકલ્યો છે. તેથી જગત્માં જાઉં છું. આપનો દ્વીપ જોવાની સ્વેચ્છા થવાથી અત્રે આવેલો છું. એમુજબ પ્રશ્નનો જવાબ આપ્યા બાદ સદ્ગુરૂએ કુર્મ્હજી પ્રત્યે પુછ્યું કેઃ—

### ચોપાઇ

કહો પતાલ કેર અબબાતા, તુમ સબ જાનતહો ઉત્પાતા
કૌને દ્વીપ કમલકા ફુલા, કૌન દ્વીપ કાલકો મુલા
કૌને દ્વીપ જલખંડી વાસા, કૌન દ્વીપ માયા પરકાશા
યહ દ્વીપમેં તુમકો બૈઠારા, કૌન અંશ તહાં કરત વિહારા

( અમ્બુસાગર )

આપનાથી સર્વે સૃષ્ટી ઉત્પત્તિનું કારણ થયું છે તો જણાવો કે, કમળનું ફુલ કયા દ્વીપપર છે, કાળનું મુળ કયાંથી ઉત્પન્ન થયું, જલખંડીનો વાસો કયા દ્વીપમાં છે ને માયાનો કયા દ્વીપપર પ્રકાશ થઇ રહેલો છે; તેમજ આપને આ દ્વીપપર બીરાજમાન કરેલા છે તેના ઓર શાહે કયા અંશ છે, તેમજ આપના ઉપર કઇ કઇ રચના કેવા પ્રકારથી મુકી છે. તે જેટલી જાણતા હોય તેટલી જણાવો. ત્યારે કુર્મ્હજીએ નીચે મુજબ જણાવ્યું:—

### ચોપાઇ

પુરૂપ દ્વીપ કમલકા ફુલા, તહાંવાતે ભયો કાલ અસ્થુલા
જલખંડી રહે સંદલ દ્વીપા, ભવ માયા હો રહી સમિપા
અક્ષય દ્વીપ મહહમ ભલ રહીયા, એકીસ બ્રહ્મંડ પીંડપર ધરીયા
હમરે નીચે ગહર ગંભીરા, તહાંવા ડોરી સત અસ્થીરા
તેહી ચૌકી બૈઠ જલરંગુ, જલ શોભા તહાં ઉઠે તરંગુ

( અંબુ સાગર )

પુષ્પ ( પહોપ ) દ્વીપપર કમળ ફુલ છે, ત્યાંથી ઉત્પત્તિ થયાબાદ કાળનુ મૂળ અસ્થુલ રૂપે થયું છે; ને જલખંડી (ગુપ્તમુની) નો સંદલ દ્વીપમાં ગુપ્ત રીતે વાસો નિરંજન નિરાકારનો છે. ભવસાગરમાં માયાનો પ્રગટ પ્રકાશ હોવાથી તેમાં અરૂઝાઇ કોઇ જીવ સત્યલોક વાસી થતાં નથી. મને અક્ષયદ્વીપમાં વાસ આપ્યો છે, મારા નીચે જળાશય ગહીર ગંભીર છે; ત્યાં જલરંગજીને પાતાલપાંજીના ધાટે બેસાડેલા છે, ત્યાંથી સ્થીર સત્—ડોરી સત્યલોકની લાગેલી છે. હવે મારા ઉપર જે જે રચના જલખંડી (નિરંજને) કરી છે. તે જણાવું છુ:—

### ચોપાઇ

ચાર અંશ જલખંડી કીના, રચના તાહી અપન કર લીના
હમ પર મીનરૂપ નીરમાવા, તા પર કચ્છ રૂપ બૈઠારા
કચ્છ પીઠપર કીન્હ વરાહુ, આગે સહસ્ર ફણી તહાં આહુ
તાપર મહીકી રચના કીના, ગીરી સુમેર ભાર તેહી દીના

દશો દીશા દીક્પાલ લગાઇ, સુંડ લાય તીન મહી ઉઠાઇ
એતેક કાલ રચ્યો પ્રચંડા, મહિમા સપ્ત દ્વીપ નવ ખંડા
લેત કરોંટા જેહી પલ હમહી, નીચે ગગન ઉંચી ભુમિ તબહી
ઉલટ પલટ મહાપ્રલય હો જાઇ, તીન લોક જલમાંહી સમાઇ

(અંમ્બુ સાગર)

ચાર અંશ જલખંડીએ કર્યાં ને મારી પીઠપર મુકયા છે, તેનાનામ પ્રથમ મીન, મીનપર કચ્છપ, કચ્છપપર વરાહ, વરાહપર સહસ્ત્ર ફણી નાગ એ મુજબ ચારઅંશ મુકયાં છે. સહસ્ત્ર ફણી નાગપર પૃથ્વી ને પૃથ્વીપર દશ દિક્પાળ તથા સુમેરનો ભાર મુકીને સપ્ત દ્વીપ તથા નવ ખંડની રચના કરી છે. હું જે વખતે કરવટ બદલું છું. ત્યારે મહાપ્રલય થાય છે. એ સિવાય બીજી બાબતની મને ખબર નથી. એ સિવાય જો કંઇ છુપો ભેદ હોયતો તે મને બક્ષો, કેમકે આપ સત્યપુરૂષના સંદેશી છો. ત્યારે સદ્ગુરૂએ છુપો ભેદ જાહેરમાં લાવવા સારૂ જણાવ્યું કેઃ

ચોપાઇ

કતના સુન જ્ઞાની વિહસાઇ, અબતુમસો કછુ નાહી છીપાઇ

( અંમ્બુસાગર )

હો કુર્મ્હજી તમે સર્વ બાબતના જ્ઞાતા છો, પણ ફકત સધિ છાપ તથા પાન પરવાનાના ભેદથી અજાણુછો. તેથી તે સ્વીકારો. ત્યારે કુર્મ્હજીએ વિનંતી કરીકે --

ચોપાઇ

હમતો ચીન્હ પુરૂષ તુમ આપુ, દેહુ પાન મીટે સંતાપુ
તુમતો પુરૂષ આહુ અવિનાસી, સદ્ગુરૂ સત્યલોક નિવાસી
અક્ષય પાન બીરા લીખ દીના, શીશ નાય કુર્મ્હ તબ લીના
અસ્તુતિ કીન્હે બહુ ચિત લાઇ, ધન્ય ભાગ્ય મોહી દરસ દિખાઇ

( અંબુસાગર )

હું તો આપને સત્યપુરૂષ સમ છો એમ માનું છું. તેથી આપ ગુપ્ત સંધિછાપનો પુર્ણ ભેદ કૃપા કરી બક્ષો કે જેથી કૃતાર્થ થાઉં વિગેરે ઘણી વિનંતી કરી તે સદ્‌ગુરૂએ સ્વીકારીને કુર્મજીને સર્વે છુપો ભેદ શબ્દ સનંદ છાપનો પ્રગટ દર્શાવી અક્ષય પાન પરવાનો આપ્યો તે કુર્મજીએ સ્વીકાર્યો જેથી તેમને શાતા વળી બાદ સદ્‌ગુરૂએ આશિકા દીધી કેઃ—

## ચોપાઇ

જ્ઞાની વચન દીન્હ તેહી વારા, કુર્મ ચાલ જેહી જીવ મંઝારા
તાહી જીવ હમ લોક પઠાવું, આઇ હંસ કાલ નહી પાવું
( અબુ સાગર )

હો કુર્મજી જે કોઇ જીવ તમારા જેવી રહેણી, કરણી, ગહની, પ્રમાણે ચાલશે તે જીવને હું તુરત સત્યલોક વાસી કરીશ, ને તેને યમ કોઇ પણ રોકી શકશે નહી. એ મુજબ ઘણો વાર્તાલાપ થયો છે. બાદ ત્યાંથી સદ્‌ગુરૂ ઉપરના લોકમાં ચાલ્યા તેનું પ્રમાણ—

## ચોપાઇ

ચલે જ્ઞાની તહાંવાતે આગે, ચૌદહ યમ બૈઠે અનુરાગે
કલિમલ દ્રીપ નામ તેહી રાખા, કચ્છપ લોક વેદ તેહી ભાંખા
તહાં દેખા દુતન કહે જાઇ, ચોરાશી તહાં કુંડ બનાઇ
કુંડ કુંડ બૈઠ યમ દુતા, દેતે જીવ કહુ કષ્ટ બહુતા
તહાં જાય હમ ઠાડ રહાવા. દેખત જીવ વિનય તબ લાવા
મારત જીવ કરે બહુ સોરા, બાંધ બાંધ કુંડન મહ બોરા
હમતો મરત અગ્નિકે ઝારા, અંગ અંગ સબ જરત હમારા
કૌન પુરૂષ અબ રાખે ભાઇ, કરત ગુહાર ચક્ષુ ઢળ જાઈ
( અંબુસાગર )

સદ્‌ગુરૂ કલિમલ દ્રીપ ( જેને વેદ કચ્છપ લોક કહે છે તે ) પર-જ્યાં ચૌદ મુખ્ય યમ ચોરાશી દુતોસહ જીવોને ચોરાશી કુંડોમાં સાંસત દેઇ રહ્યા છે ત્યાં આવી પહોંચ્યા, ને જુવે છે તો જીવોને ઘણોજ ત્રાસ દઇ રહ્યા

છે; તેથી જીવો ખુમરાણ કરી રહ્યા છે કે હવે હમોને કોણ છોડાવે. જ્યારે સદ્દગુરૂને જીવોએ પેખ્યા ત્યારે વિનંતી કરી કે, હો પ્રભુ! અમારી વ્હારે ધાવને અમોને છોડાવો. તે વિનંતી સ્વીકારીને યમદુતો જે દુઃખ આપી રહ્યા હતા તેમના પ્રત્યે વાર્તાલાપ કરવા માંડી કેઃ—

ચોપાઇ

કરૂણા દેખી દયા દિલ આવા, અરે દુત કસ ત્રાસ દીખાવા
જીવ અચેત ભયે અજ્ઞાના, ગહેન શબ્દ અતિ કીન ગુમાના.
ચોરાશી દુતન કહ બાંધા, શબ્દ ડોર ચૌદહ યમ સાંધા
તબ જ્ઞાની સબહીન કહ મારા, તુમતો જીવનકે બટપારા
હમરે સાધન તુમ ભરમાવા, પલ પલ સુર્તિ જીવ બિગડાવા
ગહી ચોટી દુતન ધીસીયાયે, યમ આ દુત વિનય તબ લાયે.

( અંબુસાગર )

હે યમદુતો નાના પ્રકારના ફાંસા નાંખી જીવોને દુઃખમય સ્થિતિમાં અજ્ઞાનતાના અભાવે અમારી સત્ય ભકિત આશ્રા ન કરવા દેતા આણેલા છે. ને ત્રાસ દો છો જેથી જીવો મુરઝાઇ રહ્યા છે માટે તેમના પર દયા લાવવી જોઇયે પરંતુ યમનું કાર્યજ તે હતું તેથી તેમના વચનો ન સ્વીકાર્યાં. ત્યારે જીવોની દયા ખાતર શબ્દ પ્રતાપના પ્રભાવે યમ સાથે શબ્દ રૂપી બાણથી યુધ્ધ કરી, ને મુખ્ય યમ તથા દુતોને બાંધી કેશ ઝાલી ધસેડવા માંડયા. ત્યારે સર્વે વશ થયા. બાદ સર્વેએ વિનય પુર્વક જણાવ્યું કે—

ચોપાઇ

વિનતી કીન્હ કરે બડ સોરા, હમતો નાહી કરત કછુ જોરા
જસ ચાહો તસ કીજે જ્ઞાની, હમતો હાથ તુમ્હારે બીકાની
ચુક હમારી બખસ કર લીજે, મન માને તસ આજ્ઞા કીજે
અબ નહી હંસ તુમાર બિગારવ, નામ ગેહેસો લોક સિધારવ

( અંબુસાગર )

હો સ્વામી! હવે હમે આપની સત્યભક્તિ જે કોઇ જીવ કરતા હશે, તેને ફાંદો નહીં નાંખતા સાંસત નહી દઇયે. હમારો ગુન્હો બક્ષીને જે પ્રમાણે આજ્ઞા થાય તે મુજબ અમો કરવા તૈયાર છીએ. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે, પતાલપાંજી જવાનો ઘાટ તમે રોકેલો છે, તે ખુલ્લો કરો, ને જે કોઇ જીવ અમારી સત્યભક્તિ કરે તેમના પાસે જવું નહિ. એ મુજબ દર્શાવ્યું. તે યમ દુતોએ કબુલ કર્યું કે હવે પછી આપના હુકમનું અમાન્ય નહીં કરીયે. ત્યારે તેમની વિનંતી સ્વીકારીનેઃ—

## ચોપાઇ

તબ જ્ઞાની બહુતે હરખાઇ, દુતન બંધ છોર્યો જાઇ
પલએક જીવન સુખકર દીના, તબ સંસાર ગમન હમ કીના

(અંબુસાગર)

જ્યારે દુતોએ પોતાનું વચન ગ્રાહ્ય કર્યું ત્યારે દુતોના બંધ છોડ્યા દુતોને બંધન કર્યા હતા તેટલી પલનું સુખ જીવોને આપ્યું ને જણાવ્યું કે, હવે પછી સત્યભક્તિ ગ્રાહ્ય કરવાનું ભુલશો નહી. વિગેરે જણાવી પતાલપાંજીનોદ્વાર ખુલ્લો કરીને સંસાર (ભવસાગર) માં સદગુરૂ પધાર્યા ને સત્યભક્તિનો પ્રચાર કર્યો.

જે કોઇ જીવે તેઓશ્રીનો સત્યશબ્દ તથા સત્યભક્તિ ગ્રાહ્ય કરી તે જીવોની તારણગતિ યમનો બંધ છોડાવી કરાવી, ને સત્યલોક વાસી જીવો થયા. એ યુગમાં એક લાખને પાંચસે જીવ મુકત પામ્યાને અક્ષય તરૂણ યુગનો અંત આવ્યો.

## —નન્દી યુગનું વિવરણ—

જ્યારે અક્ષય તરૂણ યુગની સમાપ્તિ થઇ, ત્યારે નન્દી યુગનો પ્રારંભ થયો. તે સમયે કોઇપણ જીવો સત્યલોકમાં આવ્યા નહિ ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇ કે, હો જ્ઞાનીજી પૃથ્વીપર જાવ ને સત્યમાર્ગની સત્યભક્તિનો ઉપદેશ કરી હંસોને લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સદ્‌ગુરૂ પ્રથમ ક્રૌંચદ્વીપ પર જ્યાં ગુપ્તમુની (ઋષી) ધ્યાન ધરી બેઠા હતા

ત્યાં પધાર્યા ને સત્યશબ્દના પ્રતાપથી ગુપ્તમુનીની સમાધી ખોલી જગાડ્યા. તેથી સદ્‌ગુરૂના સામે નજર ગઇ. ત્યારે સદ્‌ગુરૂ પ્રત્યે ગુપ્તમુનીએ પુછ્યું કે:--

## ચોપાઈ

મુઝે મુની તુમકો હો ભાઇ, આપન નામ કહો સમુઝાઇ
સુંદર રૂપ અધિક અતિ શોભા, દેખત રૂપ ઉઠત અતિ લોભા
અંગ અંગ દેખા ચમકારા; શોભીત ભાનુ જિમી અગમ અપારા
કોટી વર્ષ ઇહવાં તપકીના, ઐસા રૂપ ન કબહુ ચીના
અબ તુમ કહો અપના નામા, કોનહી દેશ વસો કેહી ગ્રામા
( અંબુ સાગર )

આપના જેવું સ્વરૂપ હું અહિંયા એક ક્રોડ વર્ષથી તપ કરૂં છું છતાં પણ જોયું નથી, તેથી આપ કૃપા કરી જણાવો કે આપ કોણ છો, કયા દેશ વસો છો. ને આપનું શું નામ છે. એ મુજબનો પ્રશ્ન કર્યો. ત્યારે સદ્‌ગુરૂએ જવાબ આપ્યો કે, હું સત્યપુરૂષના સત્યલોકથી આવ્યો છું, મારૂં નામ જ્ઞાનીજી છે. ને સત્યપુરૂષની આજ્ઞાથી સત્યભક્તિનો ઉપદેશ કરવા અનેકો યુગથી પૃથ્વીપર આવું છું. ત્યારે ફરી ગુપ્તમુનીએ પુછ્યું કે, હો સ્વામી સત્યપુરૂષ એ કોણ છે, તેમનો દેશ કેવો છે, તેનું વિવરણ દર્શાવો. ત્યારે:—

## ચોપાઈ

તબ હમ મુનીકો ભેદ બતાવા, સત્યલોકકો સંદેશ સુનાવા
સુનત સંદેશા અતિ મન લોભા, દેખન સત્યલોકકી શોભા
( અમ્બુસાગર )

સદ્‌ગુરૂએ સર્વ ભેદ કહી જણાવ્યો, તે સાંભળી ગુપ્તમુનીને તે લોક પ્રત્યક્ષ જોવાની ઇચ્છા થઇ. તેથી સદ્‌ગુરૂ પ્રત્યે જણાવ્યું કે, જ્યાં સુધી મેં પ્રત્યક્ષ પેખ્યું નથી ત્યાં સુધી મને પ્રતિત શી રીતે થાય, માટે કૃપા કરી તે દેશ બતાવો કે જેથી મારા મનની શાંતિ થાય. બાદ આપનો ઉપદેશ ગ્રાહ્ય કરૂં. ત્યારે ગુપ્તમુનીના અંશને દેહના અંદરથી લેઇ સત્યપુરૂષના લો-

કમાં લઇ જઇ પ્રત્યક્ષ દર્શન કરાવ્યા, જેથી આનંદમાં નિમગ્ન થયા ને બેઉ સત્યલોકથી પરત ક્રૌંચદ્વીપપર આવ્યા. સદ્ગુરૂએ અગાધ જ્ઞાન સમજાવી ગુપ્તમુનીને બોધ આપી ચૌકા આરતી કરી પાન પરવાનો આપી શબ્દ અંગ દ્રીઢાવ્યો, જેથી ગુપ્તમુની સત્યલોકે ગયા. તે સિવાય જીવોએ તેઓશ્રીનો સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો તે પણ લોકમાં ગયા ને નંદી યુગની સમાપ્તિ થઇ.

---

## —હિંડોળ યુગનું વિવરણ—

જ્યારે નન્દી યુગની સમાપ્તિ થઇ ત્યારે હિંડોળ યુગની શરૂવાત થઇ તે યુગમાં જ્યારે કોઇપણ હંસ સત્યલોકમાં નહીં આવ્યા ત્યારે સત્ય પુરૂષની અધરવાણી થઇ કે, હો જ્ઞાનીજી પૃથ્વીપર જાવને સત્યભકિત કરવા જીવને દ્રીઢાવી હંસોને બોધી લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સત્યલોકથી સદ્ગુરૂ પૃથ્વીપર પધાર્યા ને સત્યશબ્દનું જ્ઞાન દ્રીઢાવા માંડયું.

### ચોપાઇ

હમતો ઘર ઘર કરી પુકારી, વિરલા હંસ કોઇ ક્રીન્હ સંવારી
યુગ હિંડોળ લીયે પ્રવાના, સપ્ત લક્ષ જીવ શબ્દ સમાના

( અનુરાગસાગર )

જે કોઇએ તેઓશ્રીનો સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો તેમને સત્યપુરૂષના સત્યલોકમાં પહોંચાડયા. એ યુગમાં સપ્ત લક્ષ જીવની તારણગતિ કરી છે. ને હિંડોળ યુગનો અંત આવ્યો.

ક્રીલ તથા કવલ યુગમાં પણ હંસોને બોધ આપ્યો છે. પણ જાણવા યોગ્ય બીના નહિ હોવાથી દર્શાવવામાં આવી નથી. જે જીવોએ બોધ ગ્રાહ્ય કર્યો તે સત્યલોક વાસી થયા છે. વિગેરે હકીકત છે.

—પંચોદશમ્—રત્નઃ—સંપુર્ણ—

---

# ષોડૂસમૂ—રત્નઃ

## કમોદ—યુગમાં રાજા અમરસિંહ વિગેરેને બોધ આપ્યાનું તથા કંકવત્—યુગમાં કપટ ગુપ્તમુનીનો વિધ્વંશ કર્યાનું અને નારીએલ, પાનની ઉત્પત્તિ વિગેરેનું વિવરણ.

### —કમોદ યુગનું વિવરણ—

જ્યારે કવલ યુગની સમાપ્તિ થઇ ને કમોદ યુગનો પ્રારંભ થયો તે સમયે કોઇ પણ હંસ સત્યલોકમાં નહી અવવાથી સત્યપુરૂષની અધર વાણી થઇ કે, હો જ્ઞાનીજી પૃથ્વીપર જાવ ને સત્યભકિત કરવાનો પ્રચાર ચલાવી હંસોને બોધ આપી લોકમાં લાવો. એ મુજબ આજ્ઞા થતાં સદ્દગુરૂ સત્યલોકથી પૃથ્વીપર પધાર્યા, ને સીંહલદ્વીપના અમરપૂર શહેરમાં આવી પહોંચીને રાજાને દર્શન દીધા.

જયારે ત્યાંના રાજાએ દર્શન કર્યા, ત્યારે સોળ સુર્યના જેટલું રૂપ પ્રકાસ્યું, તેથી રાજા આનંદમય થયો. બાદ દર્શન આપી અંતર્ધ્યાન થયા, ત્યારે રાજા ઢુંઢવા લાગ્યો ઢુંઢતા:ઢુંઢતા પત્તો ન મળ્યો ત્યારે નીરાસ થયો. તે સમયે સદ્દગુરૂ ફરી પ્રગટ થઇ કચેરીમાં જ્યાં અમરસિંહ બીરાજ્યા હતા ત્યાં આવી પહોંચ્યા, ત્યારે રાજાએ ઉઠીને આવકાર આપ્યો ને બેસવા આસન આપ્યું. બાદ હસ્ત જોડી વિનંતી કરીકે આપ કોણ છો, કયાંથી પધારવું થયું છે, આપનું નામ શું છે ને કયા કારણ નીમીત્તે આવવું પડયું છે વિગેરે કૃપા કરી જણાવો. ત્યારે સદ્દગુરૂએ પ્રત્યુત્તર આપ્યો કે, અમો સત્યપુરૂષની સત્ય ભકિત કરાવનાર સંદેશી છીયે, સત્યલોકથી (તેમના લોકથી) આવીયે છીયે, અમારૂ નામ જ્ઞાનીજી છે; અને જગત્માં તેમની સત્યભકિતનો પ્રચાર કરવા સારૂં યથેચ્છ વિચરીયે છીયે. જે કોઇ અમારૂ કહેવું સત્યમાનેછે, તેમને જ્ઞાનારૂઢ કરી તેમનો ઉપદેશ આપી સત્ય લોકમાં વાસો કરાવીએ છીયે. વિગેરે સદ્દગુરૂએ જવાબ દીધો.

એ મુજબનું સાંભળી રાજા ઘણો આનંદમાં નિમગ્ન બન્યો ને હસ્ત જોડી ફરી વિનંતી કરી કે, આપ આપનો સત્યોપદેશ આપો, ને મુક્તિ માર્ગ બતાવો. હું તે ગ્રાહ્ય કરવા ઘણો ખુશી છું. આપના વચનો પર વિશ્વાસ છે. એ મુજબ ઘણો વાર્તાલાપ થતાં રાજાએ રણવાસમાં કહેવડાવ્યું કે અમોને યોગ્ય ગુરૂ મળેલા છે તેથી તેમનો શરણો પકડયો છે; માટે રાજ્ય ગુમાન છોડી તમે પણ સદ્‌ગુરૂનો ઉપદેશ ગ્રાહ્ય કરો. એ ખબર રણવાસમાં જતાંજ રાણી રાજ્ય ગર્વ છોડી દાસીઓ સહિત કચેરીમાં આવી સદ્‌ગુરૂના ચરણ સ્પર્શ કર્યા. બાદ રાજાએ પોતાના મહેલમાં લેઇ પધરાવ્યા.

રાણીએ સદ્‌ગુરૂના ચર્ણપખાળી પોતાના ચીરથી ચરણ લુછ્યા, ને સર્વેએ મળી ચરણોદક તેઓશ્રીનું લીધું; ને સદ્‌ગુરૂનો સત્યોપદેશ ગ્રાહ્ય કરી તેમના કહેવા મુજબ ચૌકા આરતી કરાવી પાન પરવાનો લીધો. તે વાત નગ્રમાં ફેલાઇ જેથી તેમના નગ્રના કેટલાક જે અંકુરી જીવો હતા તેમણે પણ ઉપદેશ ગ્રાહ્ય કર્યો. તે યુગમાં એકવીશલાખ જીવની તારણગતિ સદ્‌ગુરૂએ કરી. એ અમરસિંહ રાજાનું વિવરણ અમરસિંહ બોધ નામના ગ્રંથમાં ઘણું આપેલુ છે. અત્રે ફકત ભાવાર્થ દર્શાવવામાં આવેલો છે. એ મુજબ કમોદ યુગની હકીકત છે. કેટલોક સમય વિત્યાબાદ કમોદ યુગનો અંત આવ્યો.

---

## —કંકવત્ યુગનું વિવરણ—

## —ગુપ્ત મુનીનો વિધ્વંશ—

જ્યારે કમોદ્ યુગનો અંત આવ્યો ને કકવત્ યુગનો પ્રારંભ થયો તે સમયે કોઇ પણ હંસ સત્યલોકમાં આવ્યા નહીં ત્યારે સત્યપુરૂષની અધરવાણી થઇ કે, હો જ્ઞાનીજી પૃથ્વીપર જાવને બોધ આપી સત્યલોકમાં લાવોએ મુજબ આજ્ઞા થતાં પતાલપાંજીના રસ્તેથી પાતાલમાં ( સંદલદ્વીપમાં ) જ્યાં ગુપ્ત રીતે મુની સ્વરૂપે ( નિરંજન ) ધ્યાનધરી બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા. ત્યારે ગુપ્તમુનીએ પુછ્યું કે:—

## ચોપાઇ

અંશ ગુપ્તમુની પુછત બાતા, કોન દેશ તુમ કહાં રહાતા
કાકર અંશ કહાં ચલીઆયે, સો તુમ મોહી કહો સત ભાયે
ઇંહિ ગમ્ય કોઇ નહી લંબા, તુમ દેખી મોહે ભયે અચંબા
શબ્દ સરોતર સતહી ભાંખો, હમ સો ગોય કછુ નહીં રાખો

## સાખી

તબે ગુપ્ત મુની પુછહી, કહો સમર્થ અથોય
અંશ યહાંકે નાહી તુમ, કોન દેશતે આય

( અંબુસાગર )

તમે કયા દેશના વાસીછો, કોના અંશછો, કયાંથી પધારવું થયું છે, ને શા કાર્ય સારૂ આવ્યા છો, તે સત્ય જણાવો. કારણકે તમે આ દેશના અંશ દેખાતા નથી, મારી ગમ્ય કોઇને નથી તેથી મને અચંબો ઉત્પન્ન થયો છે કે અત્રે શી રીતે આવી શકયા માટે સત્ય હકીકત જણાવો. ત્યારે જ્ઞાનીજી એ પ્રત્યુતર આપ્યો કેઃ—

## ચોપાઇ

જ્ઞાની કહે સુનો ગુપ્ત મુની બચના, આય પતાલ દેખન તુમ રચના
સુનત શ્રવણ બહુત દીન બિતાઇ, તુમ ઋષીશ્વર પુરૂષ પઠવાઇ
સત્યલોકતે હમ ચલી આયે, દ્વીપ તુમાર દેખન મન લાયે
હમ તુમ એક નાલકે આહી, કાહે ભુલ ગયે મન માંહી
પીછલી ખબર વિસર તુમ ગયેઉ, ભેદ છુપાય ગુપ્ત મુની ભયેઉ
અબ તુમ મોહી મીલો હિતકારી, હમહે તુમરે સરજનહારી
લેહુ પાન તુમ તજો ગુમાના, પુરૂષ બચન સત્ય કરીમાનો

( અંમ્બુસાગર )

હે ગુપ્તમુની અમે સત્યપુરૂષના સત્યલોકથી ઉપદેશના કાર્ય સારૂ જગતમાં જવા આવેલા છીયે. તમે ઘણા દિવસોથી અત્રે ગુપ્ત રીતે રહેલાની ખબર ઘણા દિવસોથી મારા સાંભળવામાં હતી, તેથી તમારો દ્વીપ જોવાની

તથા તમોને પાછલી સુર્તિ યાદ દેવાડવા સારૂ ઇચ્છા થવાથી અત્રે આવ્યો છું. તમે જગત્ વ્યવહારના કાર્યમાં પડવાથી દ્વાર રોકી પોતે માલીક બની બેઠા છો, પણ સત્યપુરૂષનો સત્ય સંદેશો ગ્રાહ્ય કરો ને હંસોનો મુક્તિ માર્ગ ખુલ્લો કરી પાન પરવાનો લ્યો, જ્યારે એ મુજબ વચનો સાંભળ્યા ત્યારે ગુપ્ત મુનીએ જવાબ આપ્યો કે:—

અમો સાઠ યુગની હકીકત જાણીએ છીએ ને ત્રિલોકયમાં રાજ્યાધિકાર મારો છે. અમારાથી પાન પરવાનો તમારો આધક નથી, કે જેથી તમારા વચનો માન્ય રાખું. જ્યારે એ મુજબના અભિમાન યુક્ત વચનો ગુપ્તમુનીના સાંભળ્યા. ત્યારે સદ્ગુરૂએ જણાવ્યું કે:—

## ચોપાઇ

જ્ઞાની કહે ગુપ્તમુની ભ્રાતા, જીવ અનેકન કીન્હ તુમ ધાતા
તુમતો મોહી નાહી પહિચાના, તુમરે બોલ બહુત અભિમાના
(અંબુ સાગર)

હે ગુપ્તમુની (અભિમાની અંશ) તમે મને ઓળખો છો છતાં રાજ્યમદના આવરણને લીધે અહિં ગુપ્ત થઇ બેઠા છો ને હવે પીછાનતા નથી, ને તમોએ અનેક જીવોને દુઃખ આપ્યું છે; છતાં પણ સત્યપુરૂષના વચનોનો અનાદર કરો છો તે સારૂ નહિ. વિગેરે જણાવ્યુ તેથી ગુપ્તમુનીને ક્રોધ ચઢયો ને સન્મુખ થયા. ત્યારે સદ્ગુરૂએ.

## ચોપાઇ

સુર મુની તેજ પુરૂષ પરતાપુ, કાલ પછાર પ્રાંત તરે ચાંપુ
કાલહી માર ખંડ દો કરીયા, ગહિ ફેંકા યમ દ્વારે પરિયા
યમ ઓ દુત દેખ સબધાવા, ધની હમાર મારનકો આવા
માર કાલ જબ કીન વિધ્વંશન, મુકિતદ્વાર ખુલે કીયે હંસન
(અંબુસાગર)

શબ્દ–તીરથી ગુપ્તમુનીને પછાડી, પગતળે ચાંપી, શીશ–ધડ ઉપરથી જુદુ કરી, ફેંકયુ તે યમદ્વારે પડયું. તે શીશ યમ તથા દુતોએ જોયું.

ત્યારે અફસોસ કર્યો કે અમારા ધણીને કોણે માર્યા ને આ કર્તવ્ય અમારી નજરે પડયું.

સદ્દગુરૂએ તેની દેહ પોતાની પાસે રાખી. એ દેહમાં અમી-અંક તથા પંચ અમી હતી તે લેઇને યત્ન કરી તેનું મૂળ વૃક્ષ ઉત્પન્ન કરી નારિએલ-ફળ પ્રથમ પાંચ ઉત્પન્ન કર્યા. તે જીવોના નિમિત્તે એક સગુદરૂએ પોતાની પાસે રાખ્યું; તથા ચારે યુગમાં ચારે સુર્તિ અંશ ચેલાઓ ( સહતેજી-બંકેજજી-ચત્રુભુજ--તથા ધર્મદાસજી ) ને ચાર બક્ષ્યા. ને ધર્મની મર્યાદા બઢાવી. તેનું પ્રમાણ નીચે દર્શાવેલું છેઃ—

## —નારીએલ ઉત્પત્તિનું વિવરણ—

### ચોપાઇ

નિગમ દ્વીપતે નરિયલ આવા, દ્વીપ સંદલી ગુપ્ત છિપાવા
જલખંડી તહાં વાસા લીના, તહાંના જાય ગમ્ય હમકીના
જલખંડી (ગુપ્તમુની) કહમારા જબહી. તાહિ દેહમથિ કાઢેઉતબહી
તબ નરિયલ હમ આન જુગાવા, યત્ન યત્ન સો વૃક્ષ બનાવા
પ્રથમ વૃક્ષ ફલ લાગે પાંચા, સત્ય સત્ય માનો તુમ સાંચા
પહીલે ફલ બાંધો કહ આવા, ધર્મદાસકે હાથ ધરાવા
દુસરે ફલ બંકેજી પાવા, કરનાટકે મહ પંથ ચલાવા
તીજે ફલ મણિ ( માનીક ) પુર જાઇ, સહતેજીકે હાથ ધરાઇ
ચોથે ફલ દરભંગા જાઇ, દાસ ચત્રુભુજ હાથ ધરાઇ
પાંચયે ફલહે હમરે પાસા, લોક બૈઠી ચૌકા પરકાશા

( અંબુસાગર )

ઉપર દર્શાવ્યા મુજબ વૃશ ઉત્પન્ન કરી તેને પ્રથમ પંચફળ આદિ નરિયેલ લાગ્યા. તે પંચ ફળ પૈકી એક સદ્દગુરૂએ પોતાની પાસે રાખ્યું, તેથી લોકમાં ચોકા આરતી કરીને અંશો-હંસો આનંદ યુકત રહે છે. બીજું ફલ સત્ય યુગમાં—સહતેજીના હસ્તમાં આપ્યું, ત્રીજું ફલ ત્રેતાયુગમાં બંકેજીના

હસ્તમાં આપ્યું, ચોથું ફલ દ્વાપુરયુગમાં ચત્રુભુજદાસજીના હસ્તમાં આપ્યું, ને પાંચમું ફલ કલિયુગમાં ધર્મદાસના હસ્તમાં આપ્યું. એ મુજબના ચારે ફલ ચારે પોતાના ચેલાને સદ્‌ગુરૂએ બક્ષ્યા. તેમજ પાનપરવાનાનો પુરતો ભેદ તથા ચોકા આરતીની જુક્તિ બતાવી, જીવોના નીમીત્તે જ્ઞાન દ્રીઢાવી ગુરૂવાઇ પ્રદાન કરી છે. એ નરીયેલમાં ત્રણ અંશ છે. તેનો ભેદ પુર્ણ જ્ઞાની સદ્‌ગુરૂના અંશ-હંસ હોય છે તે જાણે છે. એ ગુપ્ત ભેદ હોવાથી અત્રે દર્શાવવામાં આવેલો નથી.

હવે નાગરવેલ્ (પાન) ની ઉત્પત્તિ શી રીતે જગતમાં ઉત્પન્ન કરી તેનું પ્રમાણ નીચે મુજબ.

## —નાગરવેલ્ (પાન) ઉત્પત્તિનું વિવરણ—

### ચોપાઇ

નાગરવેલી કહાંવાતે કીના, જાય અંક પુરૂપ કહ દીના
નાગરવેલીકા ભેદ બતાઉ, અંક દેય હંસન મુકતાઉ
કુર્મ્હપીઠપર વેલી રહીયા, તહાં તે નાગર વેલી હમલાયા
તાકર મુળ દીન્હ સંસારા, તુમસો ધર્મની કહું વિચારા

### સાખી

એક પાન બરાઇકા, હાટહી હાટ બિકાય,
એક પાન સદ્‌ગુરૂકા, અમર લોક લે જાય,

(અનુરાગસાગર)

ધર્મદાસે સદ્‌ગુરૂ કબીરસાહેબને પુછ્યું કે, હો સાહેબ મને પાન ઉત્પત્તિની બાબત જણાવો. ત્યારે તેમણે દર્શાવ્યું કે, હે ધર્મદાસ કુર્મ્હઅંશની પીઠપર અમીઅંકના પ્રતાપથી એની વેલી ઉત્પત્તિ થયેલી છે. તે વેલીનું મૂળ અત્રે સંસારમાં લાવ્યા ને તેથી નાગરવેલ ઉત્પન્ન થઇ છે. તે પાન હાટોહાટ (દુકાને દુકાન) તંબોળી (બરાઇ) વિગેરેને ત્યાં વેચાય છે, પણ તેમાં મૂળ અમીઅંક પડેલો હોતો નથી તેથી તે પાનની અગ્નતા થતી નથી; જે પાનમાં મૂળ અમીઅંક પડે છે, તે પાન જો જીવ સદ્‌ગુરૂ-

દ્વારે થાય છે, તેથી તે અમરલોક વાસી થાય છે, તેને પાન પરવાનો કહેવામાં આવે છે. એ પાન પરવાનો લખવાનો આપવાનો તથા પરિક્ષા કરવાનો ભેદ સદ્‌ગુરૂએ ચારે મુખ્ય શિષ્યોને બક્ષીને ગુરૂવાઇ ચલાવીછે. વિગેરે હકીકત શાસ્ત્રદ્વારેથી તથા ગુરૂગમ જ્ઞાનમાર્ગથી જગત્‌માં પ્રસિદ્ધ થયેલી છે.

ઉપર દર્શાવ્યા મુજબ નરિયેલ તથા પાનની ઉત્પત્તિ સ્થુલ રીતે છે ને તે ચારે સુતિઅંશ શિષ્યોને તેનો ભેદ બક્ષી ગુરૂવાઇ પ્રદાન સદ્‌ગુરૂએ કરી છે. તે સિવાયના ગુરૂગમ માર્ગના ભેદો, સત્યપુરૂષના પણ ગુપ્ત ભેદો, તથા સત્યભકિત કરવાના પણ ભેદો, ઇત્યાદિ સદ્‌ગુરૂદ્વારાએ બક્ષેલા છે તેથી કબીરપંથ ધર્મની સ્થાપના થઇ હાલ ધર્મ ઘણોજ પ્રચલિત થયો છે.

આગળ દર્શાવી ગયા મુજબ ગુપ્ત કપટમુનીનો વિધ્વંશ કર્યા બાદ જગત્‌માં પધાર્યા ને જીવોને બોધ આપ્યો. જે કોઇ જીવે તેમનો સત્યોપદેશ ગ્રહણ કર્યો તેમને સત્યલોકવાસી કર્યા બાદ સદ્‌ગુરૂ સત્યલોકમાં ગયા ને સર્વે હકીકત વિદીત કરી તેથી સત્યપુરૂષ તેમનાપર ઘણા પ્રસન્ન થયા ને પતાલ પાંજીઘાટનો મુક્તિદ્વાર હંસોને માટે પુરો ખુલ્લો થયો.

આ યુગોની હકીકતમાં બે પાંજી ( પતાલપાંજી તથા લોક પાંજી ) ઘાટના મુક્તિદ્વાર ખુલ્લા કર્યા છે. હવે ત્રીજો આકાશ પાંજીઘાટ શી રીતે ખુલ્લો કર્યો, તેનું વિવરણ તૃતિય વિભાગમાં આપવામાં આવેલું છે.

—ષોડશમ્—રત્નઃ—સંપુર્ણ—






સત્યસુકૃત, આદિઅદલી, અજ, અચિન્ત પુરૂષ-
મુનીન્દ્ર, કરૂણામય, કબીરસાહેબ, સુર્તિ યોગ
સંતાયન, ધની ધર્મદાસ, ચારગુરૂ વંશ
બ્યાલીસ (બેંહેતાળીસ) સિદ્ધિ શ્રી ૧૦૮
શ્રી. વંશપ્રતાપ. પં. શ્રી. ઉગ્રનામ
સાહેબની દયા, પં. શ્રી. દયાનામ
સાહેબની દયા, સર્વ સંત
મહંતશ્રીની દયાથીઃ—

# ગુર્જર-ગ્રંથ.

## સર્વોત્પત્તિ જ્ઞાનરત્ન.

તૃતિય—વિભાગ

પ્રારંભ

# પ્રથમો-રત્નઃ

## તપ્તશીલાની હકીકત-જીવોને પડતો ત્રાસ, જીવોનો પોકાર, જ્ઞાનીજીને મોકલવા, તપ્તશીલાપર જ્ઞાનીજીનું આવવું, જીવોને બોધ આપી જ્ઞાનીજીનું અંતર્ધ્યાન થવું વિગેરેનું વિવરણ.

### ચોપાઇ

પ્રથમ સત્યયુગકો વ્યવહારા, જીવ કાલલૈકરહી અહારા
તપ્તશીલા ત્યાં નીશ દીન જરઇ, તાપરલે જીવનકો ધરહી
જીવહી જારે કષ્ટ દીખાવે, તબપુનીલે ચોરાશી નાવે
તાપીછે જોયન ભરમાવે, યહ વિધ નાના કષ્ટ દીખાવે
બહુ વિધ જીવન કીન પુકારા, કાલ દેતહે કષ્ટ અપારા
યમકા કષ્ટ સહા નહીં જાઇ, હો સાહેબ દુખ ટારહો આઇ

( અનુરાગ સાગર )

આ ભવસાગર એક વિશાળ સમુદ્ર છે તેનો વાર-પાર નથી, એ ભવરૂપી સમુદ્રમાંથી પાર ઉતરવું ઘણું દુસ્તર છે. જ્યારે સચ્ચા સત્યગુરૂ મળે છે, ત્યારે ભવસાગરથી પાર થવાય છે. જ્યાં સુધી સત્યોપદેશ પ્રાપ્ત થતો નથી, ત્યાં સુધી ભવ-રૂપી સમુદ્રમાં જીવાત્મા ગોથાં ખાયાજ કરે છે. એ ભવસાગરના બે કિનારા છે, એક લોકને બીજો વેદ. એક કિનારાપર આદ્યશક્તિ, ચોસઠસહસ્ત્ર યોગિણીયો સહીત લોજી-પાંજીઘાટપર મુક્તિ માર્ગ રોકી બેઠા છે. (જે માર્ગ સદ્દગુરૂદ્વારાએ દ્વીતિયવિભાગના ચતુર્દશમ્ રત્નમાં દર્શાવ્યા મુજબ ખુલ્લો થયો છે.) બીજા કીનારા ઉપર નિરંજન (પ્રેમઅંશ ધર્મરાય) ચૌદયમ સહિત આકાશપાંજી ઘાટપર મુક્તિ માર્ગ રોકી બેઠા છે. એ ભવસાગર રૂપી સમુદ્રમાં સમસ્ત જીવો માછલી તાદ્રશ્ય છે, ને ત્રિદેવ મછવા રૂપ છે. તે મછવામાં બેસી સમસ્ત જીવોની નિરંજન-નિરાકાર

સુધી જવાની હદ વેદના આધારે બંધાયલી છે, તેથી ત્યાં સુધીજ જાય છે. આગળના લોકમાં જવાની ગમ સચ્ચા સત્યગુરૂથી જ્ઞાનોપદેશ ગ્રાહ્ય કરેતોજ પડે છે. માટે સચ્ચા સત્યગુરૂની સંગતિથી ઉચ્ચ શ્રેણીના ફળ પ્રાપ્ત કરવા એ મુખ્ય કર્તવ્ય છે.

નિરંજન–નિરાકાર આકાશ પાંજીના ધાટપર એક તપ્તશીલા સ્થાન બનાવેલું છે. તે શીલાપર સર્વ જીવો ભવસાગરમાંથી આવે તેમને અગ્નિ સાદ્રશ્યરૂપે શીલાપર પોતાનામાં મેળવીલેઇ, ફરીથી તે જીવોને ભવસાગરનું અસહ્ય દુઃખ આપે છે. એ તપ્તશીલા સ્થાનપર કેટલાક જીવો હાજર થયા, તે સમયે "સત્યયુગ" નો શરૂ થયો હતો. જ્યારે તે જીવો અગ્નિ સ્વરૂપથી બળવા લાગ્યા ત્યારે સમસ્ત જીવોનો પોકાર થયો કે, અમે વેદ–શાસ્ત્રના આધારે ચાલ્યા ને મુક્તિ પ્રાપ્ત થશે એવું જાણીને તેમનું ભજન સુમરણ ધ્યાન ઇત્યાદિ વેદાદિકના કહેવા મુજબ કર્તવ્ય બજાવ્યું. તોપણ યમનો પાસ અમારો છુટયો નહિ ને અમોને બળતરા થાય છે, તેથી અમારાથી તે અસહ્ય સંકષ્ટ વેઠી શકાતું નથી: માટે હે પરમાત્મા! અમારી સાહ્ય કરો ને અમારૂ જન્મ મરણનું દુઃખ ટાળી શાંતિ બક્ષો ને આ અમારી નમ્ર વિનંતી સ્વીકારો. ઇત્યાદિ જીવોનો પોકાર થવાથી તે જીવોના પોકારની વાણીની ગર્જના ઠેઠ સત્યપુરૂષના સત્યલોક સુધી પહોંચી. ત્યારેઃ—

### છંદ હરિગીત

દુઃખદેખી જીવનકે બિકલ, અતિ દયા પુર્ષ જનાઇયા
દયા નિધિ સત્યપુરૂષ સાગ્રથ, તબે મોહે બુલાઇયા
કહેઉ મોય સમુઝાય બહુ વિધિ, જીવ જાય ચેતાવહુ
તુમ દર્શતે જીવ હોય શિતલ, જાય તપ્ત બુઝાવહુ

### સોરઠા

અગ્યા લીયેઉ માન, પુરૂષ શિખાપન શીશધરી;
તતક્ષણ કીન પયાન, શીશ નાય સત્યપુરૂષકે.

( અનુરાગ સાગર )

જીવોને ઘણુંજ દુઃખ પડયું તેને છોડાવવા કોઇ સમર્થ નહોવાથી સત્યપુરૂષને દયા ઉત્પન્ન થઇ કારણ સત્યપુરૂષ શાંત–શિતળ સ્વરૂપી, દયાવંતને કૃપાળુ છે. તેથી જીવોનું દુઃખ કમી કરવા સારૂ તથા શાંતિ આપવા સારૂ દયાળુ થઇ ને જ્ઞાનીજી ( યોગજીતજી–કબીર સાહેબ ) ને જણાવ્યું કે, હે જ્ઞાનીજી ભવસાગરમાં તપ્તશીલા સ્થાનપર નિરંજન તથા ચૌદયમ આકાશ પાંજીના ઘાટપર ઘણા જીવોને દુઃખ દેઇ રહ્યા છે, ને તેમના ઉપર કંઇ પણ દયા નહી લાવતાં ક્રોધાગ્નિથી ભસ્મ કરે છે. તે બાબતનો સર્વ જીવોનો પોકાર વાણીથી અત્રે આવેલો છે, માટે તમે તપ્તશીલા સ્થાનપર જાવને જીવોને યોગ્ય જ્ઞાનોપદેશ આપી શાન્ત કરો ને અમારી ભક્તિ કરવા જ્ઞાન દ્રીઢાવો. ઇત્યાદિ હુકમ થયો.

ઉપર મુજબની આજ્ઞા જ્ઞાનીજીને થતાં સત્યલોકથી જ્ઞાનીજી સત્યપુરૂષની આજ્ઞા મસ્તકે ચઢાવી નમન કરી ભવસાગરના પંથે ચાલ્યા, ને ભવસાગરમાં આકાશ પાંજીના ઘાટપર તપ્તશીલા સ્થાનપર જ્યાં સમસ્ત જીવો પોકાર કરી રહ્યા હતા ત્યાં આવી પહોંચ્યા. તેમના દર્શન જીવોને થતાં શાંતિ મળી એથી સમસ્ત જીવોએ તેમની ઘણી સ્તુતિ કરી કે, હે પરમાત્મા ! સ્વરૂપ આ અમારૂં અસહ્ય સંકષ્ટ ટાળોને જન્મ મરણરૂપી અજ્ઞાનતા મટાડો. કેમકે વેદ–શાસ્ત્રના આધારે ચાલવાથી આ અસહ્ય દુઃખની વેદના થઇ છે, તેથી હો સ્વામીન્ અમોને તે દુઃખથી અમારાપર દયા લાવી છોડાવોતો સારૂ ઇત્યાદિ ઘણી સ્તુતિ–વંદના–પ્રાર્થના જ્ઞાનીજીની જીવોએ કરી ત્યારઃ–

## ચોપાઇ

તબહમ સત્ય શબ્દ ગોહરાવા, પુરૂષ શબ્દસેં જીવ છુડાવા
સકલ જીવ મીલ અસ્તુતિ લાઇ ધન્ય પુરૂષ એ તપ્ત બુઝાઇ
જમતે છોરી લેહુ તુમ સ્વામી, દયા કરો પ્રભુ અંતર્યામી
તબ હમ કહા જીવ સમુઝાઇ, જોર કરોં તો બચન નસાઇ
જબ તુમ જાય ધરોં નરદેહા, તબ તુમ કરીહોં શબ્દ સનેહા
પુરૂષનામ સુમીરન સહેદાના, બીરા સાર કહો પરવાના

દેહ ધરે સત્યશબ્દ સમાઇ, તબહંસા સત્યલોકહી જાઇ
જબ તુમ દેહ ધરો જગજાઇ, બીસરો પુરૂષતો યમ ધરખાઇ
( અનુરાગસાગર )

જ્ઞાનીજીએ દયાળુ થઇને આજ્ઞા કરીકે, હે જીવો તમો જ્યારે ફ્રીથી મનુષ્યા દેહ ધરશો, તે સમયે સત્યગુરૂ દ્વારાએ સત્યપુરૂષનો સત્યશબ્દ ગ્રહણ કરીને તેમની સત્યભક્તિ કરશો, ત્યારેજ નિરંજન–આદ્યશક્તિ–તથા ત્રિદેવની માયાવી જાળથી બચશો. જ્યાંસુધી એ મુજબ નહીં બનશે ત્યાંસુધી માયાવી જાળના પસારાથી આવાગવનનું તમારૂં દુઃખ મટશે નહિ, માટે નરદેહી ધરીને સત્યપુરૂષની ભક્તિ કરવી ભુલી જશો નહીં; જો ભુલી જશો તો ફ્રીથી આવુંજ સંકષ્ટ ભોગવવું પડશે. આ અમારો સત્યોપદેશ ગ્રાહ્ય કરી યોગ્ય સત્યગુરૂનો શરણો લઇને સત્યપુરૂષની ભક્તિ કરજો, કે જેથી આવા અસહ્ય સંકષ્ટો દૂર થઇને આવાગવનનો જન્મ મરણનો ફેરો ટળી જઇ સુખસાગર ( સત્યલોક ) માં અચળ વાસો થશે. એમુજબ ઘણો સત્યોપદેશ જીવોને આપ્યો. ત્યારે સમસ્ત જીવોએ જણાવ્યું કે, હવે પછી અમો મનુષ્યા દેહ ધારણ કરીને સત્યપુરૂષની ભક્તિ કરવાની કદાપિ વિસ્મૃત નહીં થઇએ. કારણ અમે સર્વે લોકવેદ-શાસ્ત્રના આધારે તેમની ભક્તિ કરી તેથી આ સંકષ્ટ વેઠવું પડયું છે, માટે આપનો સત્યોપદેશ નહી ભુલી જઇશું ઇત્યાદિ જીવોએ જણાવ્યું. ત્યારે પુનઃ સદ્ગુરૂ જ્ઞાનીજી માહારાજે પ્રશ્ન કર્યો કે, હે જીવો તમે મનુષ્યા દેહ ધરશો, ત્યારે હાલની સુરતા ભુલી જશો ને હાલમાં જે મુજબ આલ્યાછો તે મુજબજ વર્તશો. કેમકે ભવસાગરમ તમને ફ્રીથી લોક–વેદ–શાસ્ત્ર તમારી બુધ્ધિને ભરમાવી નાંખશે, પણ ભવસાગરમાં સચ્ચા સત્યગુરૂને ઓળખીને જ્યારે તેમનાથી યોગ્ય જ્ઞાન સદ્બોધ મેળવશો, ને સત્યપુરૂષની યથાર્થ ભક્તિ ગ્રાહ્ય કરશો; ત્યારે તમોને સારશબ્દ–મુળશબ્દ–મુળમંત્ર પ્રાપ્ત થશે, તેના પરિબળથી સત્યલોક ( સુખસાગર–પ્હોપદ્વીપ ) ના અચલ સ્થાનપર સીધાવશો. જે જીવ સચ્ચા સત્યગુરૂનો સારશબ્દ ગ્રહણ કરશે તે કાળના પંજામાં નહી સપડાશે. ઇત્યાદિ બોધ આપીને જીવોને શાંતિ પમાડ્યા બાદ આકાશપાંજીના ધાટપરથી જ્ઞાનીજી માહારાજ અંતર્ધ્યાન થયા, ને સત્યલોકમાં પધાર્યા. ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

છીનએક જીવનકો સુખ દિયેઉ,<br>
જીવન બોધ પુરૂષ પદ ગયેઉ,

( અનુરાગસાગર )

—પ્રથમો રત્નઃ સંપુર્ણ—

## દ્વિતિય—રત્નઃ

**જ્ઞાનીજીનું—સત્યલોકથી ઝાંઝરી દ્વીપપર નિરંજન પાસે આવવું, વાર્તાલાપ થતાં યુધ્ધ થવું, નિરંજનનું નાશવું, ને કુર્મજી પાસેજઇ બન્નેની સલાહ થવી. તથા નિરંજને વચન માંગવાવિગેરે બાબતનું વિવરણ**

ચોપાઇ

પુરૂષ મોહે જેસી ફુરમાઇ, સોસબ તુમસો સંધલખાઇ,<br>
કહે જાઓ તુમ ભવકે માઇ, જીવડીઆનો સબહી ચેતાઇ,<br>
ગુપ્ત વસ્તુ પ્રભુ મોકહ દીના, નામ વિદેહ મુકતકો ચીના<br>
દીના પાન પ્રવાના હાથા, સંધ છાપ મોહે સોયેઉ સાથા<br>
યેહી વિધ નામ ગ્રહે જોહંસા, તારો તાસ એકોત્તર વંશા<br>
નામ ડોર ગ્રહી હંસા જાઇ, ધર્મરાય તેહી દેખી ડરાઇ

( અનુરાગસાગર )

નિરંજન તથા આધશકિતએ સત્યપુરૂષનું નામ નિશાન વિલોપીત કરી પોતાનું રહેવાનું સ્થાન ઝાંઝરીદ્વીપમાં ગુપ્ત રીતે સ્થીર કર્યું, ને ત્રિલોકય ભવસાગરનું રાજ્ય ત્રિપુત્ર ( બ્રહ્માજી—વિષ્નુજી—શંકરજી ) સહ કરવા માંડયું; તેમજ જીવોપર અંકુશ ચલાવી જીવોને દુઃખ દેવા માંડયું; જેથી સત્યલોકમાં કોઇ પણ હંસ ગયા નહી, તે સમયે સત્યપુરૂષે જીવોપર

દયાવંત થઇ જ્ઞાનીજીને ફરમાવ્યું કે, હે જ્ઞાનીજી અત્રે કોઇપણ હંસ સુખ-સાગરમાં આવતા નથી ને નિરંજન ભવસાગરમાં સમત જીવોપર અંકુશ ચલાવી દુઃખી કરેછે. તેથી તેમનાં બંધન મુક્ત કરવા સારૂ તમે ભવસાગર (જગત્) માં જઇ ગુપ્ત વસ્તુ (સત્યસારશબ્દ) સંચિછાપ (સનંદ—ભેદ) તથા ચોકા આરતી કરી પાન પ્રવાનાનો રસ્તો તથા ભકિત માર્ગનો ગુપ્ત ભેદ પ્રગટ કરી, અંકુરી જીવોને જ્ઞાન સુબોધ આપી, ભવસાગરના જીવોના બંધન મુક્ત કરો કે જેથી તે જીવોનું સંકષ્ટ દુર થઇ સુખસાગર સત્યલો-કમાં આવે, માટે જગતૂમાં હંસ ઉબારણના કાર્ય નિમીતે જઇને નિરંજનના બંધનમાંથી મુક્ત કરો. જે કોઇ તમારાપર પ્રતિત લાવશે ને નામ—પાન-પાંજી—ભેદ ગ્રહણ કરશે તે અમારા લોકને પ્રાપ્ત થશે નિરંજન (પ્રેમઅંશ) હાલમાં આકાશ પાંજી ઘાટપર માર્ગ રોકી બેડાછે તે નામ-પાન-પાંજી ભેદના પ્રતાપથી હંસને અત્રે આવવા દેશે ઇત્યાદિ અાજ્ઞા કરી. તે આજ્ઞા જ્ઞાનીજીએ મસ્તકે ચઢાવી દંડવત્ પ્રણામ કરી સત્યલોકથી ઝાંઝરીદ્વીપમાં પ્રથમવાર નિરંજન નિરાકાર (પ્રેમઅંશ-ધર્મરાય) પાસે પધાર્યા ને સત્યનામ (સારશબ્દ) ની હાંક મારી ઇત્યાદિ હકીકત છે.

## ચોપાઇ

સત્યયુગ સત્ય સુક્રીત મોરનાઉ, અગ્યા જીવ ઉબારન આઉ  
કર પ્રનામ તબહી પગુધારા, પહુંચે આય ધર્મ દરબારા  
મોકહ દેખી ધર્મ ઢીગ આઇ, માહા ક્રોધ બોલે અતુરાઇ  
યોગજીત ઇહાં કસઆવા, સો તુમ હમકો બચન સુનાવા  
કે તુમ મોકુ મારન આઇ, પુરૂષ બચનસો મોહે સુનાઇ

## જ્ઞાનીજી વચન.

તુમતો કષ્ટ જીવનકો દીના, તબહી પુરૂષ મોહે અગ્યાકીના  
જીવ ચેતાય લોક લે આવો, કાલ કષ્ટ તેં જીવ બચાવો  
તાતેમેં સંસારહી જાઉં, દે પરવાના લોક પઠાઉં

(અનુરાગસાગર)

જ્યારે સત્ય નામની હાંક નિરંજને સાંભળી ત્યારે સમાધિસ્થ થયેલા એકદમ ચમકયા ને નેત્ર ઉઘાડી જોવાથી સામે જ્ઞાનીજીને જોયા. તે સમયે નિરંજન ( ધર્મરાય ) ઘુમંડીના આવરણને લીધે ક્રોધાતુર થઇને પુછવા લાગ્યા કે, હો યોગજીતજી ફરી તમે શા કારણને માટે અત્રે આવ્યા છો, મને મારવા આવ્યાછો કે કંઇ બીજા કારણ માટે આવ્યા છો, ને હવે સત્યપુરૂષનો શો હુકમ થયો છે તે જણાવો. ત્યારે જ્ઞાનીજીએ દર્શાવ્યુંકે, હું સત્યપુરૂષની આજ્ઞાથી અત્રે આવેલો છું ને અહીંથી જગત્ ચેતવણીના કાર્યસારૂ સંસારમાં જવાનો છું. ત્યાં જઇ મનુષ્યને મુક્તિ પ્રદાન કરવાનો સુબોધ આપી સત્યલોકમાં પહોંચાડવાનું છે. કેમકે તમે સમસ્ત જીવોને કષ્ટ પહોંચાડયું છે, ને સત્યપુરૂષનું નામ વિલોપીત કરી પોતે ઇષ્ટ બનીને મુક્તિ માર્ગ બંધ કર્યો છે. તેથી સત્યલોકમાં કોઇપણ હંસ આવી શકતા નથી, માટે તે કાર્ય બજાવવા સત્યપુરૂષની મને આજ્ઞા થઇછે, તેથી અત્રે આવેલો છું ઇત્યાદિ જણાવ્યું.

જ્યારે એ મુજબની હકીકત નિરંજને સાંભળી ત્યારે નિરંજન ક્રોધાતુર થયા અને કહ્યું કે, હો જ્ઞાનીજી મેં સત્યપુરૂષની ઘણી સેવા બજાવેલી છે. તેથી મને ત્રિલોકય ( ભવસાગર )નું રાજ્ય સ્વતંત્ર ચલાવવા સત્તા બક્ષી છે, તો તે સત્તામાં તમારે હસ્તાક્ષેપ લેવાનું શું પ્રયોજન ? અને તે રાજ્યની પ્રજા સુખી છે યા દુઃખી છે તેની તમોને શું ચીંતા પડી છે; ને એ બાબતમાં વાંધો ઉપરાંત શું કરવા કરો છો વિગેરે જણાવ્યું. ત્યારે જ્ઞાનીજીએ ટુંકામાં જણાવ્યું કે, સત્યપુરૂષનું નામ વિલોપીત કરીને જીવોપર અનેક કર્મ માયા ઇત્યાદિના ફાંદા નાંખી પ્રપંચ રૂપી રાજ્ય સત્તા ચલાવો છો એ તમારી અયોગ્યતા, અસત્યતા ન વાપરતા હોતતો કાંઇ કારણ નહોતું, પણ સર્વેને અજ્ઞાન રૂપી અંધકાર કુવામાં નાંખી ન્યાયથી ઉલટા ચાલોછો ને મુક્તિ માર્ગ બંધ કર્યોછે. એ ગેરવ્યાજબીને અન્યાય ચાલવાથીજ મને સત્યપુરૂષની આજ્ઞા થઇ છે અને તે કારણથી સર્વેની અજ્ઞાનતા દુર કરી સત્ય માર્ગે દોરવા ( ચઢાવવા ) હું જાઉં છું ઇત્યાદિ સંક્ષેપ્તમાં કહ્યું. ત્યારે પુનઃ નિરંજને જણાવ્યું કે, હું મારા રાજ્યમાં તમોને નહી જવા દઉં ને જો જવુંજ હોયતો

સન્મુખ થઇ જાવ, એવું જાણાવી ગજ સ્વરૂપ ધારણ કરી સન્મુખ થયા. ત્યારે જ્ઞાનીજીએ સત્યપુરૂષનું સ્મરણ કરીને શબ્દાંગ સુતિરૂપી બાણ માર્યું તેથી તેમનું મસ્તક લીલ થઇ ગયું; ને પ્રાણના ભયથી સ્થાન છોડી નાસવા માંડયું તે સ્થાન છોડી જ્યાં કુર્મ્હજી પાતાલની ઓરરાહે અક્ષય દ્વીપમાં બીરાજેલા હતા ત્યાં આવી શરણ રહ્યા, ને સર્વ હકીકત કુર્મ્હજીને વિદિત કરી ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

વિનતી કરી કુર્મ્હસો જાઇ, રાખો કુર્મ્હ મેં તુમ શરનાઇ

( કબીરબાની )

જ્યારે નિરંજન સ્થાન છોડી નાઠા ત્યારે તેમની પાછળ જ્ઞાનીજી પણ ગયા, ને કુર્મ્હજીની પાસે આવી પહોંચ્યા. તે સમયે કુર્મ્હજીએ ઉઠી જ્ઞાનીજીનું યોગ્ય સન્માન કર્યું ને હસ્ત જોડીને નમ્રતાપૂર્વક વિનંતી કરી કે, ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

તબે કુર્મ્હ ઉઠ બીનતી લાઇ, કો તુમ આહુ કહાંતે આઇ

( કબીરબાની )

આપનું કયાંથી પધારવું થયું છે? આપનું શું નામ છે? આપ નિરંજનને શા કારણ નીમીત્તે સતાવો છે? ઇત્યાદિ પ્રશ્ન કર્યા. ત્યારે જ્ઞાનીજીએ સંક્ષેપ્તમાં જણાવ્યું કે, મારૂનામ જ્ઞાનીજીછે, ને નિરંજને સત્યપુરૂષનું નામ વિલોપીત કરીને જીવોને ઘણુ દુઃખ દેવા માંડયું, ત્યારે તે જીવોના ઉબારણ ( ઉદ્ધાર ) નીમીત્તે તેમની આજ્ઞાથી પૃથ્વીપર તેમના સ્થળે થઇ જવા ચાહુ છું; તે આજ્ઞાનું ઉલંઘન કરી મને પૃથ્વીપર જવા ના પાડે છે. ત્યારે નિરંજને જણાવ્યું કે, હો જ્ઞાનીજી માહારાજ સત્યપુરૂષના સર્વ સુત—અંશ—વંશ આપ આપના રાજ્યમાં પ્રભુત્વતા ભોગવે છે, ને તે રાજ્ય ચલાવે છે. તેમને પણ સ્વતંત્રતા રાજ્યની બક્ષી છે, ને તે મુજબ મને પણ બક્ષેલી છે; છતાં તેમના પર રૂષ્ટ નહી થતાં ફક્ત મારાપરજ રૂષ્ટ થવાનું

શું કારણ ? ત્યારે જ્ઞાનીજી એ પ્રત્યુત્તર આપ્યો કે, સર્વે અંશ-વંશ પોતાને સોંપેલા રાજ્યાધિકારપર પ્રભુત્વતા ભોગવે છે પણ તે અંશોએ સત્યપુરૂષનું નામ વિલોપીત કર્યું નથી, તેમ મુક્તિમાર્ગ બંધ કર્યો નથી; તેમ તે અંશો સત્યપુરૂષની ભક્તિ કરે છે ને સર્વેને કરાવે છે. પણ આપતો સર્વે અંશના રાજ્યકારભારથી વિરૂદ્ધ વર્તોછો ને નામ વિલોપીત કરી મુક્તિમાર્ગ બંધ કર્યો છે. તેથી આપના ઉપર રૂષ્ટ થયા છે. માટે પૃથ્વીપર જઇ સત્યોપદેશ આપી નામ—પાન--પાંજીનો ગુપ્તભેદ પ્રગટ કરવા મને સંપૂર્ણ સત્તા આપી છે ઇત્યાદિ જ્ઞાનીજીએ ઉત્તર દીધો. ત્યારે નિરંજને એ સર્વે હકીકત સત્ય માની જણાવ્યું કે, હવે આપની જે આજ્ઞા હોય તે જણાવો તે પ્રમાણે હું કરવા ખુશી છું. એ મુજબ બન્નેની વાર્તાલાપ થઇ ત્યારે કુર્મ્હજીએ વિનંતી કરી જણાવ્યું કે, જે કોઇ જ્ઞાનીજીનું કહેવું સત્યમાની તેમનો સત્યોપદેશ ગ્રહણ કરી તે મુજબ વર્તી તેમના આજ્ઞાકારી જે થશે તેમને નિરંજને વાંધો ન પાડતાં સત્યપુરૂષના લોકમાં આકાશ પાંજીઘાટનો દ્વાર ખુલ્લો કરી તાત્કાળીક જવા દેવા, અને ચૌકા આરતી, પાન પરવાનો, શબ્દ ગ્રાહી જે હંશ હશે તે સત્યપુરૂષનો લોક, તથા લોક—વેદ ગ્રાહી જે જીવ હશે તે કૈલ (નિરંજન) નો લોક પ્રાપ્ત કરશે; એ મુજબ થાય તો કાંઇ હરકત રહેશે નહીં. તેથી તે પ્રમાણે નિરંજને શરત કબુલ કરવાથી જ્ઞાનીજી તથા નિરંજન ફરીથી પાતાલની ઓર રાહેથી ઝાંઝરી દ્વીપપર આવી પહોંચ્યા.

ઝાંઝરી દ્વીપપર આવ્યા બાદ નિરંજને—જ્ઞાનીજી પ્રત્યે જણાવ્યું કે, આપ પૃથ્વીપર જાઓછો પરંતુ મારી પ્રજા આપનાથી વાદવિવાદ કરી આપનું કહેવું નહીં માને. કારણકે વેદ—શાસ્ત્ર—પુરાણ—તીર્થ—વૃત—મૂર્તિ પુજન, યંત્ર, મંત્ર, હવન, યજ્ઞ, આચાર્ય, બલિદાન ઇત્યાદિ મારા નિયમો પૃથ્વીપર પરિપક્વતા પામી પ્રચલીત થયા છે, ને સૃષ્ટીપર ત્રિપુત્ર સરદાર છે. તે રાજ્ય કરી અધિકાર ચલાવી રહ્યા છે તેમ પ્રત્યેકના હૃદયમાં મારૂં સ્થાન છે ને કોઇનું સામર્થ્ય નથી કે મારી સેવા છોડી અન્યની સેવામાં ઉપસ્થિત રહે વિગેરે કારણોને લીધે આપનું કહેવું કોઇ પણ સ્વીકારનાર નથી. તે છતાં આપને સત્યપુરૂષની આજ્ઞા થઇ છે તો ભલે ખુશીથી પધારો

વિગેરે નિરંજને કહ્યું. તે સાંભળી જ્ઞાનીજીએ પ્રત્યુત્તર આપ્યો કે, હે નિરંજન સત્યપુરૂષનો સત્યશબ્દ જીવોને દ્રઢાવીશ ને તમારાથી સર્વેને વાકેફ કરીને વેદાદિના બંધનથી સ્વતંત્ર કરીશ. તે સ્થળે તમારૂં સામર્થ્ય મંત્ર સુમરણ શાસ્ત્ર ઇત્યાદિથી કંઇ પણ ચાલનાર નથી. ત્યારે નિરંજને ફરીથી કહ્યું કે, આપ જો એક સત્યધર્મ પૃથ્વીપર ચલાવશો તો હું અનેક ધર્મ આપના ધર્મના તાદૃશ્ય ચલાવીશ, ને મારાથી બનશે ત્યાં સુધીતો મારા સ્વતંત્ર રાજ્યમાંથી બહુધા જવા દઇશ નહીં. તેના જવાબમાં જ્ઞાનીજીએ જણાવ્યું કે, જે કોઇ મારૂં નામ લેશે ને મારા સત્યશબ્દપર સ્થીરપણે રહેશે ને તમારા માર્ગથી તે વ્યતિરક્ત રહેશે તો તેવા હંસને તો જરૂરથી હું સત્યલોક પહોંચાડીશ તે કાર્યમાં તમારી અનેક તદબીર સત્યશબ્દના પ્રતાપે કંઇ પણ ચાલશે નહીં ઇત્યાદિ જણાવ્યું. ( જુઓ નિરંજન ગોષ્ટી વિગેરે. ) તે નિરંજને સ્વીકાર્યું ને વિનંતી કરી કે, મને હું માંગું તે વચનો કૃપા કરી આપો કે જેથી મારા કાર્યમાં વાંધો પડે નહીં. ત્યારે સદ્‌ગુરૂ જ્ઞાનીજીએ જણાવ્યું કે, જે ઇચ્છા હોય તે માંગો. તે સમયે વચનો માંગ્યા છે તેનું પ્રમાણ તથા વિવરણ નીચે મુજબ છેઃ—

## ચોપાઇ

સત્યયુગ ત્રેતા દ્વાપુરમાંહી, તીનો યુગ જીવ થોરે જાઇ
ચોથા યુગ જબ કલિયુગ આઇ, તબતુમ શરનજીવ બહુ ધાઇ
એસે બચન હાર મોહે દીજે, તબ સંસાર ગવન તુમ કીજે
કલિયુગ પ્રથમ ચરન જબ આઇ, તબ હમ બૌદ્ધ શરીર બનાઇ
રાજા ઇંદ્રિદોન પહ જાઉ, જગન્નાથ હમ નામ ધરાઉ
રાજા મંડપ મોર બનૈહે, સાહેર નીર અસાવત જૈહે
સુત હમાર વિષ્નુજો આહી, સાહેર નીર સતાવે તાહી
તાતે મંડપ બચન ન પાઇ, ઉમંગ સાહેર લહેર ઉઠાઇ
પ્રથમ સાહેર નોંધો જાઇ, પીછે અપના અંશ પઠવાઇ

( અનુરાગસાગર )

સત્યયુગ, ત્રેતા, દ્વાપુર એ ત્રણ યુગમાં આપના હંસ થોડા મુક્તિ પામે ને કલિયુગમાં વિશેષ ધર્મનો પ્રચાર થતા ઘણા હંસ આપના શરણમાં આવે એ પ્રથમ વચન આપો. એ માંગવાનું કારણ એટલુંજ જણાય છે કે, ત્રણ યુગમાં સત્યતાનો આચાર, વિચાર ઇત્યાદિનો ઘણો ભાગ રહેવાથી તેમાં જે હંસોને વધુ બોધ થાયતો સત્યલોકે વધુ મનુષ્ય જાય ને કલિયુગમાં અસત્યતા, અવિવેક, અવિચાર ઇત્યાદિ પાપનો પ્રચાર ઘણો રહેવાથી તેમ કર્મ-ફાંસના અનેક બંધનથી ઘણા હંસોને બોધ થાય છતાં ત્રણે યુગના પ્રમાણમાં ફેર પડે તે કારણથી માંગેલું હોવું જોઇએ. બીજું વચન એવું માંગ્યું કે, જ્યારે કલિયુગનું પ્રથમ ચરણ આવશે ને અમારા અંશ વિષ્ણુજીનો બોધાવતાર ( જગન્નાથજી ) થશે, તેમનો મંડપ વિષ્ણુજીને સાહેર ( સાગર ) ને ત્રેતાયુગનું રામાવતાર વખતે પાજ બાંધી લંકામાં જશે તે સમયનું વેર હોવાને લીધે મંડપની સ્થાપના નહીં કરવા દેતાં મંડપ બંધાયલો સમુદ્ર આવી તોડી નાંખશે; તે સમયે તેમની સ્થાપના બીજા કોઇ અન્ય પુરૂષથી થઇ શકે તેમ નથી તેથી તે વખતે આપ સમુદ્ર તીરે જઇ સમુદ્રની હદ બાંધી મારા અંશ તથા મંડપની સ્થાપના કરી બાદ આપના અંશની સ્થાપના થવી જોઇએ. એ મુજબ બે વરદાનની ઇચ્છા છે. તે બાબતમાં ઘણો વાર્તાલાપ થતાં છેવટે જ્ઞાનીજીએ જણાવ્યું કેઃ—

### ચોપાઇ

કહે જ્ઞાની સુનો ધર્મરાઇ, પુરૂષ વચન મેટા નહી જાઈ
સત્ય યુગ ત્રેતા દ્વાપુર માંહી, તીનો યુગ અંશ મોર જહાં જાહી
કોઇ કુલ હંસ જો શબ્દ પાવઇ, તીનો યુગ જીવ થોરા આવઈ
કલિયુગ મોર મનુષ્ય શરીરા, જાકહ સુનીયો નામ કબીરા
જોજીવ નામ શરણ ગતિ આવે, હોય નિઃશંક લોક કહ જાવે
જાતે પુરૂષ બચન અબ હારાં, કરોં બચન સો પ્રતિપાલા

### સાખી

જગન્નાથમેં થાપવ, જાયબ સાયર તીર;
હંસા લોક લે આયબ, દેહ જબ ધરબ કબીર.

( જ્ઞાન સાગર )

હે નિરંજન સત્યપુરૂષનું વચન નહી ટાળવા ખાતર જે તમોએ માગ્યું તે તમોને બક્ષ્યું. પરંતુ ત્રણે યુગમાં મારા અંશતો જશે છતાં કેટલાક વિરલા પુરૂષો તેમનો શબ્દ ગ્રાહ્ય કરશે તેથી વધુ જીવો મુક્ત પામશે નહીં. જ્યારે કલિયુગ આવશે ત્યારે હુ મનુષ્ય રૂપી દેહ ધરીશને જગન્નાથજીની સ્થાપના કર્યા બાદ મારા અંશને સ્થાનાપન્ન કરીશ. એ પ્રમાણે જણાવી બે વચનો માંગ્યા મુજબના બક્ષ્યા ત્યારે નિરંજને વિનંતી કરી કેઃ--

## ચોપાઇ

સંધિ છાપ મોહે દીજે જ્ઞાની જસ દેહો હંસહી સહિદાની,
નામ નિશાન મોકહ દીજે, હો સાહેબ યહ દાયા કીજે,

( અનુરાગ સાગર )

હો સાહેબ આપ સંધિ છાપનો ગુપ્ત ભેદ કૃપા કરી બતાવો કે જેથી જે કોઇ હંસ અહીં આવે તે તેજ સાંધછાપ બતાવેતો હું જવા દઉં. ત્યારે સદ્ગુરૂએ જણાવ્યું કેઃ—

## ચોપાઇ

જો તોહી દેહુ સંધિ લખાઇ, જીવન કાજ હોય દુખદાઇ,
તુમ પ્રપંચ જાન હમ પાવા, કેલ ચલે નાહી તુમરો દાવા

( અનુરાગસાગર )

હે નિરંજન તમોને સાંધ છાપનો ભેદ અમો આપનાર નથી. કેમકે હંસોના સુક્રીત કાર્યોમાં અડચણ આવે ને ફરી દુઃખદાઇ થાવ તેથી સાંધ છાપનો ભેદ બતાવ્યો નહિ. જ્યારે સંધિ છાપનો ભેદ મળ્યો નહિ ત્યારે વિનય પૂર્વક બીજુ માંગ્યું કેઃ—

## ચોપાઇ

સત્યસુક્રીતસેં વિનય ઉચારી, સુનીયે જ્ઞાની અરજ હમારી
અપની દેહ નાથ મોહી દીજે, એસી મોપર દાયા કીજે
તાકી બચન માન હમ લીના, અપની દેહ કેલકા દીના

શીશ સહિત ઓર બીન માથા, દોનો દેહ નિરંજન સાથા
જબ ચાહે તબ શીશ દેખાઇ, નીજ ઇચ્છા પુની તાહી લેપાઇ
જો સાધુ વૈરાટ નિરેખે, સો યહ કૌતુક નયને દેખે

(અનુરાગસાગર)

હો જ્ઞાનીજી આપ આપનું શરીર આપો. તે સ્વરૂપથી હંસોને જવા દેવાને મારામાં આપના ગુણો દયા વિગેરેના આવે કેમકે મારામાં રાજ્ય મદ લોભનો ગુણ છે, ઇત્યાદિ કારણોને લીધે હંસોને વાંધો ઉપસ્થીત ન થાય તે સારૂ બક્ષો. એ મુજબ ખુલાસા સહ જણાવવાથી તેમનું કહેવું યોગ્ય લાગ્યું, તેથી તેમના માંગવા મુજબ બક્ષ્યું. તેથી નિરંજન બે દેહ ધારણ કરી શકે છે. તે પ્રત્યક્ષ રીતે સાધુ, મહાન્ પુરૂષ જે વૈરાટ જુવે છે, તેને સર્વ હકીકત તેમની માલમ પડે છે.

જ્યારે ઉપર દર્શાવેલા ત્રણે વચનો મળ્યા, ત્યારે નિરંજન હર્ષીત થયા ને ઉઠીને જ્ઞાનીજીને દંડવત્ પ્રણામ કર્યો. બાદ વિનય પૂર્વક દર્શાવ્યું કે, જે મનુષ્ય આપનો આજ્ઞાકારી હશે, ને આપની પ્રસંશા ગુણાનુવાદ ગાશે, ને આપનો પાન પરવાનો પાશે (લેશે) તેમના સામિપ્ય હું નહી થતાં સુખેથી આપના લોકમાં આવવા દઇશ. આપ સુખેથી પધારો.

એ ઉપરથી સ્હેજમાં સમજાશેકે આકાશપાંજીનો ઘાટ રોકી નિરંજન બેઠા હતા તે શબ્દપાંજી દરબારમાં જવાનો માર્ગ સદ્ગુરૂએ ખુલ્લો કર્યો છે. બાદ નિરંજન પાસેથી નીકળી ભવસાગરના પંથે પધાર્યા. ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

જબ હમ દેખા ધર્મ શંકાના, તબ હમ વહાંતે કીન પયાના
કહે કબીર સુનો ધર્મની નાગર, તબ મૈં આયેઉ ભવસાગર

(અંબુસાગર)

—દ્વિતિય રત્નઃ સંપુર્ણ—

# તૃતિય–રત્નઃ

## સત્યયુગમાં સત્યસુકૃતજીના નામથી સદ્‌ગુરૂ પ્રગટ થઇ હંસોને બોધ આપવાનું તથા સહતેજી ગોસ્વામીને ગુરવાઇ પ્રદાન કરી અંતર્ધ્યાન થયાનું વિવરણ.

સત્યયુગમાં સદ્‌ગુરૂ સત્યસુકૃતજી નામ ધારણ કરી ભવસાગરમાં પધાર્યા છે, જ્યારે નિરંજનની સાથે વાર્તાલાપ થઇ રહી ત્યારે ત્યાંથી નીકળી પ્રથમ બ્રહ્માજી, વિષ્ણુજી તથા શીવજી પાસે પધાર્યા. તેમને મુક્તિમાર્ગ નો યથાર્થ જ્ઞાનોપદેશ દ્રીઢાવ્યો ને ઘણો વાર્તાલાપ થયો, પણ ત્રિલોક્યના સરદાર અધિપતિ તથા રાજ્યના પ્રભુત્વ પણાને લીધે તેઓએ તેમનો ઉપદેશ માન્ય (ગ્રાહ્ય) કર્યો નહી તેથી નાગલોકમાં પધાર્યા. ત્યાં પણ શેષનાગને સત્યોપદેશ લેવા સમજાવ્યું. પણ તેમણે તે સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો નહી. ત્યારે પૃથ્વીપર પધાર્યા ને સત્યોપદેશ આપવો શરૂ કર્યો. (જુઓ કબીરબાની તથા અનુરાગ સાગર વિગેરે.)

જે કોઇએ તેમનો સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો તેને ત્યાં ચોકા આરતી કરી, તરણ તોડી, પાન પરવાનો આપી સત્યભક્તિ કરવા જ્ઞાન દ્રીઢાવ્યું તેથી કેટલાક જીવો મુક્તિ પામ્યા. જેમાં મુખ્ય હંસો ચિત્રસેન, ચિત્રરેખા રાણી, રાજા ધોંધળ, ક્ષેમસરી ગ્વાલીન, રાજા યોગધીર, કનકસિંહ તથા રાજા ભોપાલે ગ્રાહ્ય કર્યો, તેમજ તેમના રૈયત વર્ગે પણ કેટલાકે ઉપદેશ ગ્રાહ્ય કર્યો છે. તેનું સંક્ષિપ્તમાં વિવરણ નીચે દર્શાવવામાં આવેલું છે.

પ્રથમ ચિત્રસેન રાજા પાસે પધાર્યા ત્યાં ચિત્રરેખા રાણી સહિત કેટલાક જીવોને સત્યોપદેશ કરી સત્યપુરૂષની સત્ય ભક્તિ કરવા દ્રીઢાવી, રાજાને ત્યાં ચોકા આરતી કરી, પાન પરવાનો આપી, શબ્દ દ્રીઢાવ્યો જેથી ઘણા જીવો સત્યલોક વાસી થયા.

ચિત્રસેનને ત્યાં ચોકા આરતી કરી ઉપદેશ આપ્યા બાદ વટક્ષેત્રમાં ધોંધળ રાજા પાસે પધાર્યા, ત્યાં રાજાને તેમજ રાણી સહિત કેટલાક જીવોને જ્ઞાનોપદેશ કરી સત્યપુરૂષની સત્ય ભકિત કરવા દ્રીઢાવી; રાજાને ત્યાં ચોકા આરતી કરી પાન પરવાનો આપી સત્યશબ્દનો જ્ઞાનોપદેશ કર્યો જેથી ઘણા જીવો સત્યલોક વાશી થયા.

ધોંધળ રાજાને ત્યાં ચોકા આરતી કરી ઉપદેશ આપ્યા બાદ મથુરા નગ્રમાં ક્ષેમસરી ગોવાલણ પાસે પધાર્યા ને સત્ય ભકિત કરવા જ્ઞાનોપદેશ આપી સમજાવ્યું. ત્યારે ક્ષેમસરીએ જણાવ્યું કે, જ્યાં સુધી મેં તે લોક પ્રત્યક્ષ પેખ્યો નથી ત્યાં સુધી આપનું વચન શી રીતે સત્ય માની શકાય. માટે આપ કૃપા કરી તે દેશ બતાવોતો મારી ખાત્રી થાય. એ મુજબ તેણે વિનંતી કરી. તે સદ્ગુરૂએ સ્વીકારી, ને તેના અંશને લેઇને સત્યલોકમાં ગયા. ત્યાં સર્વ હકીકત જણાવ્યા મુજબની પ્રત્યક્ષ બતાવવાથી દ્રઢપતિત આવી, બાદ મથુરા નગ્રમાં બેઉ આવી પહોંચ્યા, ને ક્ષેમસરીની વિનંતીથી તેને તથા કેટલાક જીવોને મથુરા નગ્રમાં સત્યોપદેશ આપી સત્ય ભકિત કરવા જ્ઞાન દ્રીઢાવ્યું, અને ક્ષેમસરીને ત્યાં ચોકા આરતી કરી, પાન પરવાનો સર્વેને આપી સત્ય શબ્દ દ્રિઢાવ્યો જેથી સર્વે સત્યલોક વાસી થયા.

ક્ષેમસરીને ત્યાં ચોકાઆરતી કરી સત્યોપદેશ આપ્યા બાદ રાજા યોગધીર પાસે બાળક સ્વરૂપે પધાર્યા ( મતલબકે બાળકનું સ્વરૂપ ધારણ કરી મળ્યા ) ને રાજા તથા રાણીને સત્યોપદેશ ગ્રાહ્ય કરવા ઘણું જ્ઞાન વખતો વખત સમયોચિત પ્રસંગે કર્યું. પણ રાજ્ય મદના લીધે તે ગ્રાહ્ય ન કર્યું ને કેટલોક સમય વિત્યાબાદ એ યોગધીરરાજાનું મૃત્યુ થયું ને હસ્તિ ( હાથી ) ની દેહ ધારણ કરી.

રાજા યોગધીરને એક પુત્ર કનકસિંહ નામનો હતો, તેને રાજા યોગધીર મૃત્યુ પામવાથી રાજ્યાભિષેક થયો; ને રાજ્ય કાર્યભારના અનેક સુખમાં તે પણ ગુંથાયો. તેને પણ ઉપદેશ આપવો શરૂ કર્યો, પણ રાજ્ય સુખના લીધે તેણે પણ માન્યો નહીં; ને ઘણા દિવસો એ મુજબ વ્યતિત થયા.

હવે રાજા યોગધીર જે હસ્તિની યોનીમાં જન્મ પામ્યો હતો તેણે કનકસિંહ રાજાને એક રાત્રીએ સ્વપ્ન આપ્યું કે, હે વત્સ આપણે ઘેર જે બાળક સ્વરૂપે છે તે જગત્‌ના સચ્ચા સદ્‌ગુરૂ છે, ને આપણે ગૃહે બોધ આપવા પધાર્યા છે. તેમણે ઘણા સત્યોપદેશના વચનો મને સમજાવ્યા પણ મેં ગ્રાહ્ય ન કર્યા, તેથી મારૂં મૃત્યુ થયા બાદ મારે કુંજર ( હાથી ) ની દેહ ધારણ કરવી પડી છે. હું અત્યંત દુઃખથી પીડિતછું તારે એમને ભ્રાતા રૂપે માનવા નહિ ને તું તેમનો સત્યોપદેશ ગ્રાહ્ય કરતો નથી તેથી તારે પણ મારી પેઠે—પશુયોની ભોગવવી પડશે, માટે તું તેમનો સત્યોપદેશ ગ્રાહ્ય કરી સત્યભક્તિ કર કે જેથી તારૂં તથા મારૂં આવાગવનનું દુઃખ દુર થાય. વિગેરે રાજા યોગધીરે સ્વપ્નમાં દર્શાવ્યું. તેથી કનકસિંહ રાજાએ બીજે દિવસે સવારે સદ્‌ગુરૂના ચર્ણમાં પડયો ને ભુલચુકની માફી માંગી. પુર્વ અંકુરી જીવ હોવાથી તેમનો સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો ને તેમના ઘરની રાણીઓ, પુત્રો, પુત્રીઓ તેમજ સરદાર ઉમરાવ વિગેરે એ પણ સત્યોપદેશ ગ્રાહ્ય કરી તેમની પાસે ચોકા આરતી કરાવી, પાન પરવાનો લેઇ શબ્દ ઉપદેશ ગ્રહણ કર્યો. ત્યારબાદ કુંજલ દેહ રાજાને પરવાનો આપ્યો, જેથી તેની દેહ છુટી યોગધીર રાજા પ્રથમ સત્યલોક વાસી થયા ને રાજા કનકસિંહ, રાણીયો, પુત્રો પુત્રીયો, તથા સરદાર, ઉમરાવ વિગેરે પણ દેહાંતે સત્યલોક વાશી થયા. એવા સદ્‌ગુરૂનો મહિમા અગમ અપાર છે. ( જુઓ કનકસિંહ બોધ )

રાજા કનકસિંહને ત્યાં ચોકા આરતી કરી સત્યોપદેશ આપ્યા બાદ સત્યસુક્રીતજી જાલંધર દેશમાં પધાર્યા, ને સમયે તેઓશ્રીનો ભેખ કોઇ અલૌકિક હતો. તે શહેરમાં રાજા ભોપાળ નામે રાજ્ય કરતો હતો. જે સમયે ત્યાં સદ્‌ગુરૂ પધાર્યા તે વખતે રાત્રી પડી ગયેલી હોવાથી શહેરનો દરવાજો બંધ થઇ ગયો હતો. તેથી દ્વારપાળને હાંક પાડી કે ખોલો, પણ દ્વારપાલોએ ઉઘાડયો નહિ ને અંદર અંદર વાર્તાઓ કરવા માંડી કે આ કોઇ ઠગ જણાય છે. માટે ઉઘાડવો નહિ. તે પછી સદ્‌ગુરૂએ અગમ લીલા દ્વારપાલોને એવી બતાવી કે, દરવાજો ઉઘાડતાં પહેલાં તે દરવાજાના તાળાં

ટપોટપ તુટી જઇ તેના બારણાં આપોઆપ ખુલી ગયા ને દરવાજાના કાંગરાઓ તુટી પડયા; જેથી દ્વારપાલો આશ્ચર્ય ચકિત થયા, જેથી શોર બકોર પાડી ઉઠતાં ત્યાં લોકોની ઠઠ ભરાઇ. ત્યારે સદ્‌ગુરૂએ શહેરમાં પ્રવેશ કર્યો, તેથી સર્વે હકીકતની ખબર આપવા દ્વારપાલો રાજા પાસે ગયાને સર્વે હકીકત રાજાને કહી સંભળાવી. જ્યારે રાજાએ આશ્ચર્ય ચકિતની વાત સાંભળી ત્યારે વિચાર કર્યો કે, મારા શહેરમાં કોઇ માહાન્ પુરૂષ પધારેલા હોવાજોઇએ, નહીં તો આવી બીના તે શિવાય બનેજ નહિ. એવો વિચાર મનમાં કરે છે તે સમયે સદ્‌ગુરૂ, રાજાના મહેલ આગળ આવી પહોંચ્યા ને ત્યાં પણ એવી લીલા બતાવી કે, રાજાનો મહેલ હતો તે સુવર્ણનો બની ગયો, તેમાં સર્વ–સ્થળે હીરા–લાલ–માણેક–વિગેરેનો પ્રકાશ થઇ ગયો; તેથી રાજા વધુ આશ્ચર્ય પામ્યાને દીગ્મુઢ બન્યા, ને તેના મનને ખાત્રી થઇ કે નક્કીજ કોઇ મહાન પુરૂષ મારા હિતના સારૂજ અત્રે પધારેલા છે. અહો મારૂ કેવું સદ્‌ભાગ્ય કે અનાયાસે મને તેમણે દર્શન આપ્યા તેથી દોડીને તેમના ચરણમાં પડયો, બાદ ગદ ગદ કંઠે થઇ વિનંતી કરી કે, મારા કેવા ધનભાગ્ય કે આપ જેવા મહાત્માશ્રીના મને અનાયાસે દર્શન થયા. આજે આપના દર્શનથી હું કૃતાર્થ થયો છે. આપ કૃપાકરી મારો મહેલ પાવન કરો. વિગેરે નમ્રતા પુર્વક વિનંતી કરી. તે સદ્‌ગુરૂએ સ્વીકારી સત્યસુકીતજી મહેલમાં પધાર્યા. ત્યાં રાજાએ યોગ્ય આસન આપી આદર સત્કાર કર્યો બાદ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી દ્વીહસ્ત જોડી વિનય પુર્વક વિનંતી કરી કે, આપ કોણ પુરૂષછો, ક્યાંથી પધારવું થયું છે તે કૃપા કરી જણાવશો. આપના દર્શનથીજ હું તો કૃતાર્થ થયો છું વિગેરે નમ્રવાણીથી પ્રશ્ન કર્યા. ત્યારે સદ્‌ગુરૂએ પ્રત્યુત્તર આપ્યો કે, હે રાજા હું સત્યપુરૂષની સત્યભક્તિનો પ્રચાર કરાવનાર છું, મારૂં નામ સત્યસુકીતજી છે; ને સત્યલોકથી જીવોને સત્ય બોધ દેવા સારૂ જગત્‌માં અનેક યુગોથી આવું છું. હે રાજા તમે અમારો સત્યોપદેશ ગ્રહણ કરો કે જેથી આજગત્‌ના તમામ દુઃખો નાશ થઇ અચળ ઘરને પ્રાપ્ત થશો. આ સ્થાને સદ્‌ગુરૂએ સત્ય ભક્તિ માર્ગનો તમામ ઉપદેશ આપેલોછે તે રાજાએ ગ્રહણ કર્યો. તેથી રણવાસમાં ખબર આપીકે આપણા મહેલમાં

યોગ્ય સદ્‌ગુરૂ પધાર્યાછે માટે તેઓશ્રીના દર્શન કરી કૃતાર્થ થાઓ. ફરી ફરી આવો અમુલ્ય વખત નહીં મળે-વિગરે કહેવડાવ્યું. જ્યારે રણવાસમાં તે ખબર ગઇ, ત્યારે નવસેં રાણીયો, પચાસ પુત્ર તથા એક પુત્રી સર્વે તે મહેલમાં આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાનેચરણ પખાળી ચરણામૃતનું પાન કર્યું. બાદ આરતી ઉતારીને સર્વેએ સ્તુતિ કરીકે હો સદ્‌ગુરૂ આપના શરણમાં અમોને રાખોને ભવનું દુઃખ કાપો. તે સ્તુતિ સ્વીકારી ને રાજાના મહેલમાં ચોકા આરતી કરી રાજા રાણી પુત્ર પુત્રી વિગેરેને પાન પરવાનો આપી, સત્ય શબ્દ દ્રીઢાવી, સત્યોપદેશ આપ્યો. જયારે સર્વેએ તેમનો બોધ ગ્રાહ્ય કર્યો ત્યારે રાજાએ વિનંતી કરી જણાવ્યું કે, આ દેશ કાળનો છે તેથી અમોને સત્યલોક પહોંચાડવા કૃપા કરો, તે વિનંતી સ્વીકારી સર્વેને સત્ય લોકવાશી કર્યા. તે હંસો આકાશ પાંજીના ઘાટેથી ગયા તે વખતે યમોએ ઘણા ફાંફાં માર્યા. પણ કંઇ વળ્યું નહીં જેથી નિરાશ થયા વિગેરે હકીકત છે. ( જુઓ ભોપાલબોધ. )

સદ્‌ગુરૂ જાલંધર દેશમાં રાજા ભોપાળને બોધ આપીને તે દેશ છોડી પશ્ચિમ દીશાના વિભાગમાં શીલમીલા દ્રીપના માણિકપુર શહેરમાં જયાં સહતેજી ગોસ્વામી જગત્‌માં પ્રગટ થયા હતા ત્યાં આવી પહોંચ્યા, ને તેમને શીષ્યકરી ગુરવાઇ પ્રદાન કરી.

એ સહતેજી ગોસ્વામી કોણ પુરૂષ હતા, કયાંથી, ને શા કારણે જગત્‌માં પ્રગટ થયા હતા; અને તેમને ગુરૂવાઇ કયા વેદના અનુસારે કેટલા વંશની બક્ષી વિગેરે જણાવવું આ સ્થાને અયોગ્ય નહી ગણાય તેથી દર્શાવવામાં આવે છે કેઃ—

એ સહતેજી ગોસ્વામી સત્યપુરૂષના સહજ સુતિના હિરણમય અંશ હતા. તે સત્યલોકના સહજ દ્રીપપરથી પધારી જગતમાં પ્રગટ થયા હતા ને માણિકપુર શહેરમાં ક્ષત્રિ કુલોત્પન્ન થયેલા હતા. તેમને ગુરૂવાઇ આપવાનું કારણ એ હતું કે, તે સાક્ષાત્ સત્યપુરૂષના સુતિ અંશ હતા ને તે

સત્ય ભક્તિનો વિશેષ પ્રચાર વધારવાના કાર્ય નીમીત્તેજ પ્રગટયા હતા. સુતિ અંશ–વંશ સિવાય સત્યભક્તિનો વિશેષ પ્રચાર બીજાથી ન થાય તે સારૂ તેમને શીષ્ય બનાવી બીજક જ્ઞાનવાણી અથર્વન વેદની બક્ષી છે, ને સપ્તવંશની પરનાલીકાની આશીશ આપી ગુરવાઇ બક્ષી છે. સત્યયુગમાં સત્યસુક્રિતજીએ સહતેજી ગોસ્વામીને ગુરૂવાઇ પ્રદાન કર્યા બાદ અંતર્ધ્યાન થયા છે. ગુરવાઇ આપ્યા બાદ તે યુગમાં સદ્દગુરૂ પધાર્યા નથી.

સહતેજી ગોરવામી તથા તેમના સપ્તવંશે જગતમાં સત્યપુરૂષની સત્ય ભક્તિનો પ્રચાર વિશેષ કર્યો, ને જે જીવોએ તેમનો સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો તે સર્વને લોકપાંજી–દ્વારે થઇ સત્યલોક પહોંચાડ્યા છે. એમના સપ્ત વં-શના નામ પ્રથમ વિભાગના અષ્ટમ્ રત્નઃમાં દર્શાવેલા છે તેથી અત્રે દર્શાવેલા નથી. એ યુગમાં નવલક્ષ જીવો મુક્ત પામ્યા એવું શાસ્ત્ર દ્વારેથી પ્રસિધ્ધ કરવામાં આવે છે. ઇત્યાદિ હકીકત સત્યયુગની છે.

—તૃતિય—રત્નઃ સંપુર્ણ—

## ચતુર્થ-–રત્નઃ

### ત્રેતા–યુગમાં મુનીંદ્રજીના નામથી સદ્દગુરૂ પ્રગટ થઇ હંસોને બોધ આપવાનું તથા બંકેજી ગોસ્વામીને ગુરવાઇ પ્રદાન કરી અંતરધ્યાન થયાનું વિવરણ.

ચોપાઇ

સત્યયુગ ગયા ત્રેતા જબ આવા, નામ મુનીંદ્રજી જીસમુઝાવા
જબ આયેઉ જીવન ઉપદેશા, ધર્મરાય ચિત્ત ભયો અંદેશા
ઇન ભવસાગર મોર ઉજારા, જીવ લૈ જાહી પુરૂષ દરબારા

(અનુરાગસાગર)

જ્યારે સત્યયુગનો સમય વીત્યો અને ત્રેતાયુગ બેઠો, ને જ્યારે કોઇપણ હંસ સત્યલોકમાં આવ્યા નાહિ ત્યારે સત્યપુરૂષની અધરવાણી થઇ કે, હે જ્ઞાનીજી (યોગજીતજી) તમે પૃથ્વીપર જાઓને મનુષ્યોને જ્ઞાનોપદેશ આપી સત્યભક્તિ દ્રીઢાવી પ્રપંચની જાળમાંથી છોડાવી સત્યલોકમાં લાવો એ મુજબની આજ્ઞા થતાં સત્યપુરૂષની આજ્ઞા મસ્તકે ચઢાવી દંડવત્ પ્રણામ કરી પૃથ્વીપર પધાર્યા ને મુનીંદ્રજી નામ ધારણ કર્યું.

જે સમયે ભવસાગરમાં મુનીંદ્રજી ત્રેતાયુગમાં પધાર્યા તે સમયે નિરંજન (પ્રેમઅંશ--ધર્મરાય) ના મનમાં મોટો સંદેહ ઉત્પન્ન થયો કે, મારૂં ભવસાગરનું રાજ્ય જ્ઞાનીજીએ ઉજાડ કરવા માંડયું છે. તેમનાપર અનેક પ્રકારની યુક્તિઓથી દાવપેચ કરૂં છું. પરંતુ મારા વશમાં આવતા નથી તેમ ભયભિત થતા નથી. અને સત્યપુરૂષના સત્યશબ્દના પ્રતાપથી સર્વ જીવોને બોધ આપી સત્યલોકે લઇ જાય છે. અર્થાત્ મુક્તિ આપે છે. એવું ધારી ચિંતાતુર થઇ રહ્યા.

ત્રેતાયુગમાં જ્ઞાનીજી મુનીંદ્રજી નામ ધારણ કરી પૃથ્વીપર પધાર્યા ત્યારે કેટલાક મનુષ્યોને પુછયું કે, તમોને મુક્તિ આપવાવાળું કોણ છે. ત્યારે જવાબ દેતા હતા કે, વિષ્ણુજી, બ્રહ્માજી, શંકરજી, ચંડિકાદેવી—શક્તિ, નિરંજન (નિરાકાર) બ્રહ્મ ઇત્યાદિ મુક્તિ આપવાવાળા છે ઇત્યાદિ જાહેર કરતા. ત્યારે તેમને જણાવતા હતા કે હે મુર્ખ અજ્ઞાની મનુષ્યો તેમના લોકમાં અચળ સુખ નસ્તાં જ્યારે પુન્ય, દાન, યોગ—ઇત્યાદિનો સંચય ખુટેથી તથા પ્રલય થયેથી અંતેભવસાગરમાં પાછું ફરવું પડશે. કેમકે તેમના આગળ ઘણા પુરૂષોના સ્થાન છે. તે કોઇ પણ ગ્રંથ. શાસ્ત્ર, વેદ ઇત્યાદિમાં જણાવેલા નથી. તેથી તમોને શું ખબર, પણ આગળ માહાસુન્ય—પરેનાપાર અપાર સત્યલોકમાં સત્યપુરૂષનો અચળ દેશ છે. તેમની નિર્પક્ષ, નિષ્કામ, સત્ય ભક્તિ કરો કે જેથી આવાગવનનો ફેરો ટળી જાય, ને રહિત ઘર પ્રાપ્ત થાય. પણ વેદ શાસ્ત્રમાં ગુંથાયેલામનુષ્યો તેમનું કહેવું નિરંજને જણાવ્યા મુજબ ગણકારતા નહોતા, કેમકે ભ્રમણા રૂપી કુપમાં પડેલા હતા, સત્ય પુરૂષની

આશા નથી તેથી વિચારવા જેવું છે, જો આશા હોતતો એકદમ સર્વ મનુષ્યોને સત્યલોકમાં લઇ જાત; પણ તે મુજબ થવાથી સત્યપુરૂષનુ વચન તુટે ને ઉત્પન્ન થયેલી રચનાનો લોપ થાય, કેમકે "એકનાલ સુત ષોડ્સા" ષોડ્સ સુત (બ્રહ્મ-અંશ) એક નાલથી ઉત્પન્ન થયા છે, ને જો નિરંજનને મટાડી દેવામાં આવેતો સોલ સુત પણ મટી જવા જોઇએ; અને જો તે મટી જાયતો દુનીયાપણ નાશમાન થાય. માટે સત્ય પુરૂષનું સત્ય-વચન રહેમે હંસ પુરૂષોને સત્યલોક પ્રાપ્ત થાય તે મુજબજ કરવું યોગ્ય ને ન્યાયનું છે. ઇત્યાદિનો વિચાર લેઇ ફરતા ફરતા લંકાદ્વીપમાં સદ્‌ગુરૂ (મુનીંદ્રજી) આવી પહોંચ્યામે વિચિત્ર ભાટને ઉપદેશ આપ્યો. ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

ચહુદીશ ફીર આયેઉ ગઢ લંકા, ભાટ વિચિત્ર મિલેઉ નિઃશંકા
તીન મુની પુછેઉ મુક્ત સંદેશા, તીનકો દીનેઉ સત્ય ઉપદેશા
વિચિત્ર ભાટતબહી ભર્મભાગા, અતિઅધિન હોય ચરનન લાગા
કીજે મોહે કૃતારથ આજુ, મોરે જીવકે કીજે કાજુ
કહે તાહીસો આરતી લેખા, ક્ષેમસરીસુ ભાંખેઉ રેખા
આનેઉ ભાવ સહિત સબ સાજા, આરતી કીન્હેઉ શબ્દ ધુન ગાજા
તીન્ન તોડ બીરા તબ દીના, તાહે અહે મોહે કોઇ ન ચીન્હા
સુમીરન ધ્યાન તાહી સો ભાંખ્યા પુરૂષડોર ગોત્ય નહીં રાખ્યા

(અનુરાગસાગર)

જ્યારે ફરતા ફરતા લંકાદ્વીપમાં મુનીંદ્રજી આવી પહોંચ્યા, ત્યારે પ્રથમ વિચિત્ર નામનો ભાટ મળ્યો તેને જ્ઞાનોપદેશ કર્યો. તેણે સદ્‌ગુરૂનો સત્ય શબ્દ ગ્રહણ કર્યોને વિનંતિ કરીકે હે સ્વામિન્! આપના ચર્ણમાં સદાય રાખોને આવાગવનનું (જન્મ મરણનું) અસહ્ય દુઃખ ટાળોને કૃપાકરી મારાઘેર પધારો જ્યારે ઘણી અધિનતા જોઇ ત્યારે તેની વિનંતી સ્વીકારી સદ્‌ગુરૂ તેના ઘેર પધાર્યાને જેમ ક્ષેમસરીને ત્યાં ચૌકાઆરતી કરી હતી તે મુજબ ચૌકાઆરતી તેને ત્યાં કરીને પાન પ્રસાદ આપ્યો, મંત્ર સુમરણ ધ્યાન બતાવી સત્યપુરૂષનો તથા યમનો દેશ ચિન્હાવ્યો

વિચિત્ર ભાટની સ્ત્રી હતી તેણે જઇ લંકાદ્વીપના રાજા રાવણની પટ્રાણી મન્દોદરીને હકીકત જાહેર કરી કે, એક સિદ્ધ એવા આવ્યા છે કે તેમની કૃપાથી મારા પતિ ભાગ્યશાળી થઇ ને મુક્તિમાર્ગ તેમને મળ્યો છે, વિગેરે જણાવ્યું. એ વચનો જ્યારે મન્દોદરીના શ્રવણે પડ્યા, ત્યારે રાણી સદ્ગુરૂના દર્શન નિમિત્તે ઉત્સુક બન્યા. તેથી રાણી સદ્ગુરૂના દર્શન કરવા નિમિત્તે વિચિત્ર ભાટની સ્ત્રી સાથે તેને ઘેર આવ્યાં, ને સદ્ગુરૂને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો ને તેમની દીક્ષા લીધી. ત્યાં પ્રમાણઃ—

## ચોપાઇ

વિચિત્ર નાર ગહી રાની સીખાપન, લીન શીખામણ તજી ભર્મ આપન
દીન્હેઉ તાહી પાન પરવાના, પુરૂષ ડોર સોંપેઉ સહિદાના

( અનુરાગસાગર )

રાણી મંદોદરીને જ્ઞાનસુબોધ આપ્યા બાદ મુનીંદ્રજી લંકાપતિ રાવણ રાજાના દરબારમાં પધાર્યા ને દ્વારપાળને જણાવ્યું કે, રાજા રાવણને મારા સામિપ્ય બોલાવી લાવ. ત્યારે દ્વારપાલે જણાવ્યું કે, રાજા રાવણ બહુ ભયાનક ને ઘણા ક્રોધી છે તેથી હું તેમની પાસે જવાનો નથી. કદાપિ હું તેમની પાસે જઇને જણાવીશકે એક સંત—મહાત્મા તમોને બોલાવે છે, તો તે સાંભળી મારો પ્રાણઘાત કરશે. તેથી તે બાબત ઘણો મોટા ભય રહેલો છે. ત્યારે મુનીંદ્રજીએ તેને કહ્યું કે, ભયભીત ન થા, ને તને કંઇપણ ઇજા થનાર નથી, વિગેરે શાંતિ આપી જણાવ્યું. ત્યારે તેમના વચનોપર પુર્ણ વિશ્વાસ રાખી દ્વારપાળ રાજા રાવણ પાસે ગયો ને નમન કરી જણાવ્યું કે, હે મહારાજાધિરાજ આપના દ્વારપર બહાર એક સિદ્ધ આવેલા છે તે આપને બોલાવવા ચાહના કરે છે. તે સાંભળી રાજા રાવણ ઘણા ક્રોધે ભરાઇ કહેવા લાગ્યા કે, હે મુર્ખ દ્વારપાળ તું એક નિર્ધન—દરિદ્ર—સાધુના કહેવા ઉપરથી મને બોલાવવા આવ્યો. મારા દર્શન શીવજીના પુત્રને પણ દુર્લભ છે, તો સાધુ કોણ માત્ર કે તેના કહેવા ઉપરથી તું અત્રે આવ્યો. એ પ્રમાણે ઘણાં વચનો ગર્વિષ્ટપણાના કહ્યા. રાજા રાવણ ગર્વિષ્ટ હતા તે સર્વ

જગ જાહેર છે. બાદ રાજા રાવણે પ્રતિહાર પ્રત્યે પુછ્યું કે, હે દ્વારપાળ તેમના સ્વરૂપનું તું વર્ણન કર કે તે કેવા સિદ્ધ છે તે જણાવ. ત્યારે દ્વારપાળે જણાવ્યું કે, હો મહારાજાધેરાજ એ સિદ્ધ મહાત્માનું સ્વરૂપ ઘણું અલૌકિક છે, એવું સ્વરૂપ હજી સુધી મેં પણ પેખ્યું નથી; તેમની કાંતિનો કાંઇ પારજ નથી ને સ્વેતસ્વરૂપ, સ્વેતમાલા, સ્વેતવસ્ત્ર, સ્વેતતિલક ઇત્યાદિ સર્વ સ્વેત ભાવે છે. ઇત્યાદિ દ્વારપાલે સર્વ હકીકત જણાવી. તે સમયે ત્યાં મ દો દરી રાણી પણ હાજર હતા, તેમણે પણ દ્વારપાલના કહેવામાં ટેકો આપી જણાવ્યું કે--આપ સીઘ્ર ચાલો ને રાજ્યાભિમાન છોડી તેમના ચર્ણ સ્પર્શ કરી દર્શન કરીએ કે, જેથી આપનુ રાજ્ય અક્ષય રહે ને દેહાદિકનો આવાગવનનો ફેરો ટળી જાય. આ બેઉ જણના પ્રત્યક્ષ પુરાવાથી રાવણ રાજા ક્રોધાગ્નિના ભભુકાથી ભભકી ઉઠયા ને હાથમાં નગ્ન તલવાર લઇને ચાલ્યા ને બડબડવા માંડ્યા કે એકજ ક્ષણમાં એ ભીખારીનું મસ્તક ઉતારી લઉં. એ દરિદ્રી તુચ્છ અને ભીખારી સાધુ મને શુ કરનારછે. એ મુજબ ગર્વ ધરીને સદ્ગુરૂ મુની દ્રજી મહારાજના સાંનિધ્ય આવી પહોંચ્યા ને તલવારથી તેમના ઉપર સત્તર ઘા કર્યા, પણ તેમનો એક રોમ પણ વાંકો થયો નહિ; તેથી લજ્જાયમાન થઇ પાછા વળવા માંડયું. ત્યારે મ દોદરી પટ્ટરાણીએ ફરીથી જણાવ્યું કે, હો મહારાજ આપ હજી પણ સદ્ગુરૂના ચર્ણમાં પડોકે જેથી આપનું સર્વ દુઃખ દુર થાય ને અચલપદને પ્રાપ્ત થવાય. ત્યારે ઘમંડી રાવણે જણાવ્યુ કે, હે સતિ હું શીવજીના અતિરિક્ત કોઇને પણ મસ્તક નમાવવાનો નથી ને તેમના શિવાય કોઇની પણ સહાય માંગનારજ નથી. કેમકે તેમણેજ મને અચળ રાજ્ય બક્ષ્યું છે તેથી તેમનેજ દંડવત્ પ્રણામ કરૂંછું તેમના સિવાય કોઇને પણ નમસ્કાર કરનાર નથી. એવી વાર્તાલાપ સદ્ગુરૂ સાંભળતા હતા તેમણે રાવણને જણાવ્યું કે, હે ગર્વિષ્ટ રાજા રાવણ કોઇનો ગર્વ રહ્યો નથી ને તમારો પણ રહેશે નહિ, તમે ગર્વિષ્ટછો એટલે તમોને અમારી શું પરખ પડે—નજ પડે. પરમાત્મા ગર્વિષ્ટ પણાથી અસંખ્યો કોશ દુરછે, એટલે તમો અમારા ભેદને શું પીછાનો; પણ તમોને અગાઉથી જણાવું છું કે, રામચંદ્રજી અત્રે આવી તમોને પતન કરશે ને ત-

મારો ગર્વ ઉતારશે. તમારૂં માંસ શ્વાન પણ ખાશે નહીં. વિગેરે જણાવી લંકાથી અંતર્ધ્યાન થયાને અયોધ્યા નગ્રમાં પધાર્યા.

અયોધ્યા નગ્રના અંદર પ્રવેશ કરતાં પ્રથમ મધુકર નામનો એક વિપ્ર મળ્યો તેને સત્યોપદેશ આપ્યો, ને તેણે સ્વીકાર્યો ને તેણે વિનંતી કરવાથી તેના ઘેર પધાર્યા ને ચોકા આરતી કરી સત્યશબ્દ દ્રીઢાવી પારૂસ જીવને પાન પરવાનો આપ્યો. બાદ વશિષ્ઠ ઋષીશ્વર સાથે ઘણી જ્ઞાન ચર્ચા કરીને બ્રહ્મ-નીરૂપણનો યોગ્ય નિર્ણય કર્યો, તેમજ રામચંદ્રજી, શ્રૃંગી, દુર્વાસા, જનક વિદેહી, લક્ષ્મણજી ઇત્યાદિ શ્રેષ્ટ જ્ઞાનીપુરૂષો સાથે પણ ઘણી જ્ઞાન ચર્ચા કરી છે. મુનીંદ્ર નામ ધારણ કરવાનો હેતુ એવો જણાય છે કે તે મુની (ઋષી) ઓમાં શ્રેષ્ટ હતા. ને ઘણે સ્થળે તેમની જ્ઞાન ચર્ચા ફેલાઇ હતી તેથી મુનીંદ્ર મુનીઓમાં શ્રેષ્ઠ ગણાયા છે. તે સમયે ઋષી, સિધ્ધ, ઇત્યાદિ રંકરૂપે હંસોને બોધ આપેલોછે. જ્યારે રામચંદ્રજી સેતુ બાંધીને પેલી પારઉતરવાના ઉપાય કરવા ધાર્યો તે સમયે તેજ વનમાં મુનીંદ્રજી મહારાજ હતા, તેમને પુછીને તેમના વચન અનુગ્રહથી સત્યશબ્દના પ્રતાપે સમુદ્રના જળમાં પાશાણ નળ–નીલના હાથે તરાવ્યા. ઇત્યાદિ હકીકત ઘણા શાસ્ત્રદ્વારે જણાયાથી અત્રે સંક્ષેપ્તમાં દર્શાવેલી છે.

એ યુગમાં મુખ્ય જઇને હનુમાનજીને સત્યભક્તિ કરવાનો બોધ મુનીંદ્રજીએ આપ્યો છે જેથી જ્ઞાન ચર્ચા ઘણી થતાં છેવટે હનુમાનજી સદ્ગુરૂ મુનીંદ્રજીના ચર્ણમાં પડી તેમનો ઉપદેશ ગ્રાહ્ય કર્યો તેમને સહજ પાન પરવાનો આપ્યો છે. તેમના શિષ્ય હનુમાનજી થયા છે, એ જ્ઞાન ચર્ચાનો પુર્ણ ભાગ હનુમાન બોધ ગ્રંથમાં આપેલોછે. અત્રે ફકત સંક્ષેપ્તમાંજ જણાવ્યું છે.

સદ્ગુરૂ મુનીંદ્રજી હનુમાનજીને બોધ આપી બાદ પુર્વ દીશાના વિભાગમાં કુશદ્વીપના કર્નાટક શહેરમાં રાય બંકેજી ગોસ્વામી પાસે પધાર્યા, જે ત્રેતાયુગમાં મુનીંદ્રજીના શિષ્ય થયા છે તેમને ગુરવાઇ પ્રદાન કરી.

એ રાય બંકેજી ગોસ્વામી કોણ પુરૂષ હતા, કયાંથી, ને શા કારણથી જગત્માં પધાર્યા હતા ને તેમને ગુરવાઇ સદ્ગુરૂએ કયા વેદને અનુસારે

કેટલા વંશની બક્ષી છે. વિગેરે જણાવવું આ સ્થાને અયોગ્ય નહીં ગણાય. તેથી દર્શાવવામાં આવે છે કે:—

એ બંકેજી ગોરસ્વામી સત્યપુરૂષના અંકુર સુતિના અકહ (કોહ) અંશ હતા. તે સત્યલોકના અંકુર દ્વીપપરથી આવી જગત્માં પધારેલા હતા ને પુર્વ દીશાના વિભાગમાં કુશદ્વીપના કરનાટક શહેરમાં કાયસ્થ કુલોત્પન્ન થયેલા હતા. તેમને ગુરવાઇ આપવાનું કારણ એ હતું કે, સાક્ષાત્ સત્યપુરૂષના તે સુતિઅંશ હતા, ને તે સત્યપુરૂષની સત્યભક્તિનો વિશેષ પ્રચાર કરવાના કાર્ય નિમિત્તે પધારેલા હતા; તે અંશ તથા—વંશ સિવાય કોઇ બીજું સત્યધર્મનો બોધ આપી શકે તેવું સામર્થ્યવાન નહોવાથી તઓશ્રીને શિષ્ય બનાવીને સદ્ગુરૂ મુનીંદ્રજીએ સત્યભક્તિનો પ્રચાર વધારવા ટકસાર જ્ઞાનની વાણી યજુર્વેદની બક્ષી ને સત્તાવીશ વંશની પ્રનાળકાની આશીશ આપી, તેથી સદ્ગુરૂના વચનથી તેમણે ગુરવાઇ ચલાવી. એમને ગુરવાઇ આપ્યા બાદ મુનીંદ્રજી અંતર્ધ્યાન થયા બાદ એ યુગમાં પધાર્યા નથી. તેનું કારણ ઉપર દર્શાવેલી હકીકતથી સુજ્ઞ વાંચકોના ધ્યાનમાં સ્હેજમાં આવવા જેવું છે.

રાય બંકેજી ગોસ્વામી તથા તેમના સત્તાવીશ વંશે જગત્માં સત્યપુરૂષની સત્યભક્તિના ઉપદેશનો ફેલાવો ઘણો કર્યો છે, જે જીવોએ તેમનો બોધ ગ્રાહ્ય કર્યો તે સર્વે સત્યલોક વાશી થયા. બંકેજી ગોસ્વામીના સત્તાવીશ વંશોના નામો પ્રથમ વિભાગના અષ્ટમ્—રત્નઃમાં દર્શાવી ગયા છે તેથી અત્રે દર્શાવેલા નથી વિગેરે ત્રેતાયુગની હકીકત છે.

—ચતુર્થ—રત્નઃ સંપુર્ણ—

# પંચમ્-રત્નઃ

## દ્વાપુર-યુગમાં કરૂણામય સ્વામી નામ ધારણકરી જીવોને બોધ આપ્યાનું તથા ચતુર્ભુજ ગોસ્વામીને ગુરવાઇ પ્રદાન કર્યાનું વિવરણ

### ચોપાઇ

યહ બિધ ત્રેતાભાવ બતાવા, ત્રેતાગયે દ્વાપુરયુગ આવા
પુરૂષ અવાજ ઉઠયો તેહી બારા, જ્ઞાની જાઓ બેગ સંસારા
હમ઼ ઓ તુમ સો અંતર નાહીં, જ્યૌં તરંગ જલ માંહી સમાહી
હમહી તુમહી દ્વાયકર જાના, તેહી ઘટ યમ રાજા કીનો થાના
ચલે જ્ઞાની તબ શીશ નમાઇ, પુરૂષ આજ્ઞા જગમાંહી સીધાઇ
છોડેઉ લોક લોકકી કાયા, નરકી દેહ ધરે પુની આયા
મૃત્યુલોકમેં હમ પગ ધારા, જીવન સો હમ શબ્દ પુકારા
કોઇ ન બુઝે હેલા મેરી, ડારેઉ કાલ જીવ ભ્રમ બેરી

( અનુરાગ સાગર )

જ્યારે ત્રેતાયુગ વીત્યોને દ્વાપુર યુગ બેઠો ત્યારે ફરીથી સત્યપુરૂષની અધર વાણી થઇ કે, હે જ્ઞાનીજી તમે પૃથ્વી પર જાઓને મનુષ્યોને જ્ઞાન સુબોધ આપી ભક્તિ દ્રીઢાવીને પ્રપંચ જાલથી છોડાવી મુક્તિ પ્રદાન કરો. ત્યારે જ્ઞાનીજી સત્યપુરૂષને દંડવત્ પ્રણામ કરી પૃથ્વીપર પધાર્યા, તે સમયે કરૂણામય સ્વામી નામ ધારણ કર્યું, ને પ્રથમ ગઢ ગીરનારપર સદ્ગુરૂ પધાર્યા. ત્યાં પ્રમાણઃ—

### ચોપાઇ

ગઢ ગીરનાર તબે ચલી આવા ચંદ્રવિજય તહાં નૃપ રહાવા
તેહી નૃપ ઘર એક રાની સયાની, પુજે સાધ મહાતમ જાની

ચઢી અટારી બાટ નીહારે, સંત દરસકો કાયા ગારે
રાની પ્રીત બહુત હમ જાના, તેહી મારગસેં કીન પયાના
મોપે દ્રીષ્ટ કીન્હ તબ રાની, તબ ખ્રિખલીસેં કહી એક બાની
મારગ જાઓ જોગ તુમ પાઇ, જાતહેં સાધ આનો ગહી પાઇ

( અનુરાગસાગર )

તે સમયે ગઢગીરનારમાં રાજા ચંદ્રવિજય રાજ્ય કરતા હતા, તેમને એક સતિ–સાધ્વી પટ્ટરાણી ઇંદ્રમતિ નામના હતા. તે રાણી સત–સાધુ માહાત્માની સેવા પૂર્ણ પ્રેમથી કરતા ને જ્યારે સંત મહાત્માને જોતા ત્યારે તેમનું આદર સત્કાર કરી પોતાના મકાનમાં પધરામણી કરી યોગ્ય સત્કાર કરી પ્રેમ ભાવથી કથા કીર્તન ઇત્યાદિ શ્રવણ કરતા, ને તેમના વચનામૃત પર દ્રઢ વિશ્વાસ રાખી ભક્તિ પદ પર સ્થીર રહેતા. એ પુર્વના પુર્ણ ભક્તિ ભાવ—અંકુરવાન હતા તેથી સદ્દગુરૂ કરૂણામય સ્વામી તેમના રાજ્ય મહેલ આગળથી જવા માંડ્યું તે વખતે રાણી ઇંદ્રમતિ અટારી પર બેઠેલા હતા તેમની દ્રષ્ટી કરૂણામય સ્વામી પર પડતાં પોતાની દાસી ( ખ્રખલી ) ને કહ્યું કે, હે દાસી પેલા કોઇ અલૌકિક મહાત્મા રાજ્ય મહેલના નીચે થઇ જાય છે તેમને યોગ્ય સત્કાર કરી નમંતાઇથી વિનવીને બોલાવી લાવ. એ મુજબ ઇંદ્રમતિની આજ્ઞા દાસીને થવાથી તે દાસી મહેલપરથી નીચે ઉતરીને સદ્દગુરૂના સામીપ્ય આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિનંતી કરી કે, હે મહારાજ ધન્યભાગ્ય અમારા કે આપના દર્શન થયા. આપને અમારા બાઇ સાહેબ બોલાવે છે, તો આપ કૃપા કરી રાજ્ય મહેલમાં પધારો. ત્યારે કરૂણામય સ્વામીએ તેને જણાવ્યું કે, હે દાસી અમો રાજવળામાં આવતા નથી તેનું કારણ એવું છે કે, રાજ્યપદમાં ધન–એશ્વર્યનું ઘણુંજ ઘુમંડ ( અભિમાન ) હોય છે, તેથી અમારા જેવાના વચનોપર પૂર્ણ શ્રધા રહેતી નથી માટે અમારે તેવા સ્થાનપર આવવાનું કાંઇ પ્રયોજન નથી. જયારે દાસીએ એ પ્રમાણેની હકીકત સાંભળી ત્યારે દાસી પરત રાણી પાસે ગઇને જે હકીકત સદ્દગુરૂએ કહેલી તે સર્વે વિદિત કરી તેથી ઇંદ્રમતિ રાણી દોડતી સદ્દગુરૂના સામીપ્ય આવી દંડવત્

પ્રણામ કરી નમ્ર અરજથી વિનંતી કરીકે, આપ મારા ગ્રહે પધારી મારૂં ગ્રહ પાવન કરો. જ્યારે રાણીએ વિનય પુર્વક વિનંતી કરી ત્યારે કરૂણામય સ્વામી રાજ્યમહેલમાં પધાર્યા. ઇંદ્રિમતિ રાણીએ સદગુરૂને યોગ્ય સત્કાર કરી શ્રેષ્ઠ આસનપર પધરાવ્યા, ને ચરણ પખાળી પ્રથમ ચરણામૃતનું પાન કર્યું. બાદ કરીહસ્ત જોડી ઇંદ્રિમંતિએ વિનતી કરી કેઃ—

સોરઠા.

તુમ પ્રભુ અગમ અપાર, બરનો કહા થકીત ભયેઉ;
મૈંટા તૃષા હમાર. આપન પરચે મોહી કહો.

ચોપાઇ

કૌન આહુ કહાંવાંતે આઇ, સો પ્રભુ મોકહ બચન સુનાઇ
કૌન નામ તુમ્હરો ગુરૂ દેવા, યહસબ બરન કહો ગુરૂ ભેવા
હમ કહા જાને ભેદ તુમ્હારા, તાતે બુઝે યહ વ્યવહારા
( અનુરાગસાગર )

હે પ્રભુ! આપ અગમ્ય અપાર છો, આપના જેવા સંત માહા મા સિધ્ધ પુરૂષ આજદીન સુધી પેખ્યા નથી, આપનું સ્વરૂપ તથા ભેખ કોઇ અલૌકિક છે. તેથી આપ કોણ પુરૂષ છો, ને કયાંથી આગમન થયું છે વિગેરેનો જે ભેદ હોય તે આપ કૃપા કરી જણાવો. ત્યારે સદગુરૂએ જણાવ્યું કે.—

ચોપાઇ

દેશ હમારા ન્યારા તીહુ પુરતે, અહીપુર, નરપુર, ઔ સુરપુરતે
તહાં નહીં યમકા પરવેશા, આદિ પુરૂષકો જહાંવા દેશા
સત્યલોક એ દેશ સોહેલા, સત્યનામ ગ્રહી કીજે મેલા
યહ તીનોપુર અસ નહીં કોઇ, જાકર પટંતર દીજે સોઇ
ચંદ્ર સુર્ય યહ દેશ મઝારા, ઇન સમ ઔર નહીં ઉજીયારા
કોટીન શશિ એક રોમ ઉજાલા, સત્યપુરૂષકી એસી ખ્યાલા
ઐસે પુરૂષ કાંતિ ઉજીયારા, હંસન શોભા કહોં વિચારા
એક હંસ જસ ષોડસ ભાના, અગ્ર બાસના હંસ આધના

તેહી દેશ તે હમ ચલી આવા, કરૂનામય હમ નામ ધરાવા
સત્યયુગમે સત્યસુકીત કહાઇ, ત્રેતા નામ મુનીંદ્ર રહાઇ
યુગન યુગન હમ જગમેં આવા, જો ચીન્હે તેહી લોક પઠાવા
(અનુરાગસાગર)

અમારો દેશ ત્રણ લોક અહિપુર (પાતાલલોક), નરપુર (મૃત્યુ લોક), સુરપુર (સ્વર્ગ લોક) થી ન્યારો છે, ત્યાં યમનો પ્રવેશ નથી; તે દેશ સત્ય પુરૂષનો સત્યલોક છે. જે કોઇ સત્યપુરૂષનો સત્યશબ્દ ગ્રહણ કરે છે ને તેઓ શ્રીની સત્યભક્તિ યથાર્થ કરે છે તે હંસ તે દેશમાં જઈ અચળ સુખ ભોગવે છે, ને જન્મ મરણથી રહિત થાય છે. ત્યાં જે હંસ પહોંચેલા છે તેમનામાં ષોડસ (સોળ) સુર્ય સમ પ્રકાશ (ઝબકારો) છે,ને સત્યપુરૂષના એક રોમાંશમાં કોટીન શશિ સમ પ્રકાશછે, ત્યાં સત્ય શબ્દની ગર્જના થઇ રહીછે. ને સદાય વસંત ઋતુ ખીલી રહીછે; લોભ મોહ કામ ક્રોધ ઇત્યાદિનો લેશ માત્ર નથી, તે દેશના અમે વાસી છીયે. ત્યાંથી સત્યપુરૂષની આજ્ઞાનુસાર હંસોને સત્યશબ્દનો સત્યોપદેશ તથા ભકિત દ્રીઢાવા જગત્‌માં મોકલવાથી સત્યયુગમાં સત્યસુકીત, ત્રેતામાં મુનીંદ્ર, ને દ્વાપુરયુગ (આ યુગ) માં કરૂણામય નામ ધારણ કર્યું છે, ને દરેક યુગમાં જુદા જુદા નામોથી પ્રખ્યાત થઇ આવીયે છીયે. જે કોઇ અમારો સત્યોપદેશ ગ્રાહ્ય કરશે તે સત્યલોક વાશી થશે ઇત્યાદિ અમારી હકકીત છે. એવું ઇંદ્રમતિ રાણી પ્રત્યે જણાવ્યું. ત્યારે સદ્‌ગુરૂ કરૂણામય સ્વામીના વચનોપર દ્રઢ વિશ્વાસ દરયો ને તેમનો ઉપદેશ ગ્રાહ્ય કર્યો. બાદ દ્રીહસ્ત જોડી વિનંતી કરી કે હે પરમાત્મા! આપની ગતિ–મતિ અગમ, અપાર છે ને કોઇકજ વિરલાને ભેદ મળે છે. મને આપ શરણમાં રાખી કૃતાર્થ કરો ને મારૂં જન્મ મરણનું અસહ્ય સંકષ્ટ કાપો તેથી સદ્‌ગુરૂએ ચૌકાઆરતીનું સાહિત્ય મંગાવી ચૌકાઆરતી કરાવી તરન તોડી યમદશી મટાડી પાન પરવાનો આપી સત્યશબ્દ તથા સત્યપુરૂષની સત્યભક્તિ માર્ગ દ્રીઢાવી યોગ્ય ઉપદેશ કરી રાણીને દીક્ષા આપી. બાદ રાણી ચંદ્રવિજય રાજાપાસે ગઇને વિનંતી કરી જણાવ્યું કે, હે સ્વામીન્ આપણા રાજ્ય મહેલમાં એક સંત મહાત્મા અલૌકિક સ્વરૂપે કરૂણામય

સ્વામી એવું નામ ધારણ કરી પધાર્યા છે, તેમનો મેં ઉપદેશ ગ્રહણ કર્યો છે. તે મુજબ આપ જો કૃપા કરી ગ્રહણ કરશો તો આવાગવનનો ફેરો આપનો ટળી જાય તેમ છે. માટે મારી વિનંતી સ્વીકારશો એવી આશા છે. જ્યારે ઇંદ્રમતિના એ મુજબના શબ્દો સાંભળ્યા ત્યારે ચંદ્રવિજય નૃપાળે જવાબ આપ્યો કે, ત્યાં પ્રમાણઃ—

ચોપાઇ

તુમ નારી અર્ધંગા સોઇ, હમ તુમ ભક્ત હોત નહીં દોઇ
તોર ભક્તિ કર દેખો બાઉ, કેહી વિધ મોહે લોકલે જાઉ
દેખાં તોર ભક્તિ પ્રતાપા, પહુંચે લોક મીટે સંતાપા
(અનુરાગસાગર)

હે પ્રાણપ્રીયા તમો અમારા અર્ધાંગનાછો તેથી સત્ય ભક્તિ કરશો તો તેથી મારૂં પણ કાર્ય થવુંજ જોઇએ, એવું શાસ્ત્રનું કથન છે. માટે મને એ બાબતથી દ્રઢ નિશ્ચય છે કે, જો તમારી સત્ય ભક્તિ હશેતો તેના પ્રતાપથી મારો પણ આવાગવનનો ફેરો રહેશે નહીં. એ સત્ય ભક્તિ કરવા મારી કોઇપણ પ્રકારે તમોને મનાઇ નથી ઇત્યાદિ જણાવ્યું. તેથી ઇંદ્રિમતિ રાણી પાછા ફરી પોતાના મહેલપર જ્યાં સદ્‌ગુરૂ બીરાજેલા હતા ત્યાં આવી સર્વે હકીકત વિદિત કરવાથી સદ્‌ગુરૂએ જણાવ્યું કે, રાજા તમારી ભક્તિ બળના પ્રતાપથી અચલ ઘરને પ્રાપ્ત થશે એ મારૂં વચન છે તે ખાલી નહીં જાય. વિગેરે સદ્‌ગુરૂએ આશિષ આપી. બાદ ઇંદ્રિમતિ રાણીને ચેતવણી આપી કે, મારા ગયાબાદ અત્રે કાલ તક્ષક (સર્પ) રૂપ ધારણ કરી તમોને ડંસ કરશે, તે સમયે હું આ બિગ્હુલી મંત્ર આપુછું તેનું સ્મરણ કરજો, કે જેથી તમોને કંઇ પણ નુકશાન ન થતાં સ્મરણના પ્રતાપથી તેનું વિષ ઉતરી અમૃતમય બનતાં ઉઠી બેઠા થશો. બાદ મારૂં સ્વરૂપ ધારણ કરી કાળ તમોને છળવા આવશે કે હુંજ તમારો ઉપદેશકછું એમ કહેશે પણ તે વખતે તમોએ તે માન્ય ન કરવું. એ કાળની પરખ (પરિક્ષા) એવી છે કે ઓછું મસ્તક ને આંખ જરદ–સ્વેત ઇત્યાદિ રેખાવાળી હશે, પણ સ્વરૂપ સ્વેત ધારણ કરશે એથી એમ જાણજોકે તે કાળ છળવા આવેલો છે. તે સમયે

સત્ય શબ્દનો જાપ કરજો. તેથી તમારાપર તેનું બળ ફાવી શકશે નહિ વિગેરે જણાવ્યું. ત્યારે ઇંદ્રિમતિએ વિનંતી કરીકે, હો સદ્‌ગુરૂ તેના પંજામાંથી મુક્ત કરવા પોતે દયા લાવી તે સમયે પધારવા મમ ગરીબ—દીનપર કૃપાકરી પધારશો એવી નમ્ર વિનતીછે. તે સ્વીકારી ને ઇંદ્રિમતિને જણાવ્યું-કે, હું તે કાળના પંજામાંથી તરત આવી છોડાવીશ. એમ જણાવી સદ્‌ગુરૂ કરૂમણાય સ્વામી ત્યાંથી અંતર્ધ્યાન થયા.

તે દીવસે રાત્રે રાણીને સર્પ ડંસ થયો તે ખબર રાજા ચંદ્રવિજયને પડતાં ત્યાં આવ્યા ને ગુની, ગારૂડી, મદારી ઇત્યાદિને બોલાવ્યા. તે લોકોએ ઘણા ઉપચારો મંત્રો ઇત્યાદિના કર્યા પણ સર્પનું વિષ ઉતર્યું નહીં. અહીંઆ રાણીપોતે સદ્‌ગુરૂનો આપેલો બિરહુલી મંત્ર જપતી હતી તેણે રાજા પ્રત્યે જણાવ્યું કે, મારા સદ્‌ગુરૂએ આ બાબતમાં પ્રથમથીજ જણાવેલું છે કે કાળ સર્પ રૂપધારણકરી તને ડસશે તેના ઉતાર સારૂ મને બિરહુલી મંત્ર આપ્યો છે તે જપું છું, એ મંત્ર જપેથી એની મેળે સર્પ વિષ અમૃતરૂપ થઇ ઉતરશે. એ શિવાય ગમે તે ઉપચાર કરશો તોપણ ઉતરશે નહીં એવું જણાવેલું છે, માટે સર્વેને વિદાય કરો વિગેરે હકીકત જણાવી. તેથી રાજાને તો તે બાબતથી વિશ્વાસ પ્રથમથીજ હતો માટે તે રાણીના કહેવાપરથી આધિઓને વિદાય કર્યા, ને રાણીને મંત્ર સ્મરણ કરવા દીધો. એ મંત્રના પરિબળથી વિષનો ઉતાર થયોને રાણી ઉઠી બેઠી થઇ. એ મંત્રનો પરિબળ એટલો બધો છે કે ગમે તે વિષ છવાઇ ગયેલુ હોયતો એ મંત્રથી વિષ ઉતરી જાય છે. એ બિરહુલી મંત્ર જુદા જુદા ભાવે જુદા જુદા મત્ર સ્મરણથી ઘણાં સ્થળે ગ્રંથોમાં મોજુદ છે.

વિષ ઉતર્યા બાદ કાળે કરૂણામય સ્વામીનું સ્વરૂપ ધારણ કર્યું, ને પોતે સિદ્ધ બની રાણીના સામીપ્ય આવ્યા. પણ પુર્વે સદ્‌ગુરૂએ જણાવેલું હતું તેથી તેમને આદર સત્કાર કંઇપણ કર્યો નહીં, તો પણ તેમણે આવી રાણીને જણાવ્યું કે, હે ઇંદ્રમતિ રાણી હું તારો ઉપદેશક ગુરૂ છું, તને સર્પડંસ થયો હતો પણ મારા મંત્રના પ્રભાવે વિષ ઉતરી ગયું છે, ને એ કાળના પંજામાંથી છોડાવી લેઇ જવા સારૂ તારી પાસે આવ્યો છું. માટે

મારી સાથે ચાલ, પણ રાણીને કાળના ચિન્હ સદ્ગુરૂએ પ્રથમજ જણાવેલા હતા. તે મુજબ એ કાળ છે તે ચિન્હ સદ્ગુરૂની કૃપા પ્રસાદીથી ઓળખ્યા, તેથી રાણીએ તેને જવાબ આપ્યો કે, તમે મારા સચ્ચા સદ્ગુરૂ નથી તમે મને છળવા આવ્યા છો પણ મારા ગુરૂની પ્રસાદીથી હું બચી છું. માટે આવ હું તમારી સાથે આવનાર નથી વિગેરે જણાવ્યું. જયારે એ મુજબ ઇંદ્રમતિએ જણાવ્યું ત્યારે કાળે ઘણો બોધ આપ્યો પણ તેમણે એક પણ વચન માન્ય કર્યું નહીં. ત્યારે કાળ સ્વરૂપે એક થપ્પડ રાણીને જોરથી મારી જેથી રાણી પડી ગઇ, ત્યારે રાણીએ સત્યશબ્દનો જાપ કર્યો ને સદ્ગુરૂનું સ્મરણ કર્યું કે આ સમયે મને બચાવો. અહી આ થપ્પડમારી એકદમ કાળ અલોપ થઇ ગયા. તેટલામાંજ રાણીના સ્મરણથી સદ્ગુરૂ કરૂણામય સ્વામી ત્યાં આવી પહોંચ્યા. ને રાણીને સચેત કરી શાંતિ આપી. અને કાળના પંજામાંથી મુક્ત કરી પોતાના લોકમાં લઇ જઇ સત્યપુરૂષના પ્રત્યક્ષ દર્શન કરાવ્યા. બાદ હંસ સ્વરૂપે (રાણીએ) જ્ઞાનીજી પ્રત્યે વિનંતી કરી દર્શાવ્યું કે, મારા સ્વામીએ જો મને ભક્તિ કરવા ના કહ્યુ હોત તો હું આ પદને પ્રાપ્ત થાત નહિ તે તેમનોજ પ્રતાપ છે, ને તે મારી ભક્તિથી હું તરીશ એમ તેમનો વિશ્વાસ હતો તેથી મારાપર એટલો ઉપકાર છે, માટે કૃપા કરી તેમને બંધન મુક્ત કરી અત્રે લાવવા જોઇએ, તે વિનંતી સ્વીકારી તેમજ પ્રથમ વચન આપેલું હોવાથી મૃત્યુલોકમાં આવી ચંદ્રવિજય નૃપાળને કાળના પંજામાંથી છોડાવી સત્યલોકમાં વાસો કરાવ્યો. તેની તપાસ માટે ત્રિદેવ નીકળ્યા પણ આગળ ગમ ન હોવાથી પરત ફરેલા છે. (જુઓ જ્ઞાનસાગરમાં તેનું પુરતું વિવેચન છે.) ત્યાં ચંદ્રવિજય નૃપાળ ગયા પણ ઇંદ્રમતિને ષોડ્સ સુર્ય સ્વરૂપે પ્રકાશમય હોવાથી ઓળખી શકયા નહીં, છેવટે સમજ પડતાં ઇંદ્રમતિનો ઉપકાર માન્યો, ને અચલ ઘરને પ્રાપ્ત બન્નેવ હંસ થયા. એ શિવાયના જેમણે ઉપદેશ તેમનો ગ્રાહ્ય કર્યો તેમને પણ સત્યલોક પ્રાપ્ત થયો, એ યુગમાં ગરૂડજીને પણ બોધ આપ્યોછે; એ શિવાયના નીચે જણાવ્યાં મુજબના મહાન્ પુરૂષો સાથે પણ જ્ઞાન ગોષ્ટી થયેલી છે, તેમાંના જેમણે ઉપદેશ ગ્રાહ્ય કર્યો તે પણ સત્યલોક વાસી થયા.

૧ રાય–યુધિષ્ઠિર ૨ દ્રૌપદિ ૩ પરાશર ૪ પારસદાસ ૫ ગરૂડ ૬ સુપચસુદર્શન ૭ શુકદેવ ૮ વિદુર ૯ ભોજ ૧૦ મુચકંદ ૧૧ ચંદ્રહાસ વિગેરે તે પૈકી ગરૂડજી રૂતથા સુપચસુદર્શને ઉપદેશ ગ્રાહ્ય કર્યો છે. તે શિવાયના રાજ્યમદ તથા યોગમદના લીધે ઉપદેશ તેમનો ગ્રાહ્ય કર્યો નથી. સુપચસુદર્શન દ્વાપુરના અંતમાં ને કલિયુગના બેસતાં થયા છે, ને ગરૂડજીને તેમના પહેલાં બોધ આપ્યો છે. એ ગરૂડજીને બોધ આપ્યો છે તેનુ સંક્ષેપ્તમાં વિવરણ દર્શાવવામાં આવે છે કે, ગરૂડજી કૃષ્ણ ભગવાન ( વિષ્ણુજી ) ના વાહન છે. એમને સદ્‌ગુરૂએ ભેટ લેઇ જ્ઞાન સત્સંગ કરી જ્ઞાનોપદેશ સમજાવ્યો, તેથી તેમની ભક્તિ ગ્રાહ્ય કરવા ગરૂડજીએ માન્ય કર્યું. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે, કૃષ્ણજીની રજા સિવાય તમારે એ ઉપદેશ ગ્રાહ્ય કરવો ન જોઇએ, તેથી તેમને પુછી આવો. તેથી ગરૂડજી વૃંદાવનમાં ગયા. ને કૃષ્ણજીને પુછતાં ત્યાં ઘણો વાર્તાલાપ થતાં નિરગુણ ઉપાસના ભક્તિ કરવા હા પાડી; તેથી દ્વારિકા આવ્યા ને સર્વેને આમંત્રણો કરી દેવતા ઇત્યાદિને ત્યાં બોલાવ્યા, ને ચૌકા આરતી કરાવી પાન પરવાનો લીધો ને ઉપદેશ ગ્રાહ્ય કર્યો. બાદ સદ્‌ગુરૂની આજ્ઞા લેઇ ગરૂડજી સ્વર્ગ લોકમાં ગયા ત્યાં ત્રણ દેવ ઇત્યાદિના સાથે ઘણી જ્ઞાન ચર્ચા થઇ ને બાળક એક મૃત્યુ પામેલો ત્યાં આણી ત્રિદેવને સજીવન કરવા કહ્યું; પણ આયુરદા ખુટવાથી મરણ થયેલું તેથી કોઇ પણ જીવતો કરી શકયા નહીં, ત્યારે ગરૂડજીએ ઘણો પ્રયાસ કરી અમી ( અમૃત ) પ્રાપ્ત કરીને બાળકને જીવાડયો. એથી ઘણાં નામાંકિત સદ્‌ગુરૂના ભક્ત ગણાયા છે, તે બાબતની પૂર્ણ હકીકત ગરૂડ બોધમાં છે તે જોવાથી ખાત્રી થશે. પરંતુ અત્રે સ્હેજ સારાંશ લેવામાં આવેલો છે.

ગરૂડજીને બોધ આપ્યા બાદ દક્ષિણ દીશાના વિભાગમાં પ્લક્ષદ્વીપના દર્ભંગા શહેરમાં ચત્રુભુજ–ગોસ્વામી પાસે પધાર્યા, જે દ્વાપુરયુગમાં શિષ્ય થયા છે. તેમને ગુરવાઇ પ્રદાન કરી તેની હકીકત નીચે મુજબ.

એ ચત્રુભુજ ગોસ્વામી કોણ પુરૂષ હતા, કયાંથી ને શા કારણથી જગત્‌માં પધારેલા હતા, ને તેમને ગુરવાઇ સદ્‌ગુરૂએ કયા વેદના અનુસારે

કેટલા વંશની બક્ષી છે, વિગેરે જણાવવું આ સ્થાને અયોગ્ય નહીં ગણાય. તેથી દર્શાવવામાં આવે છે કે:—

એ ચત્રુભુજ ગોસ્વામી સત્યપુરૂષના ઇચ્છા સુર્તિના જોહં-અંશ હતા, તે સત્યલોકના ઇચ્છાદ્વીપપરથી જગત્‌માં પધારેલા હતા; ને દક્ષિણ દીશાના વિભાગમાં પ્લક્ષદ્વીપના દર્જંગા શહેરમાં બ્રાહ્મણ કુલોત્પન્ન થયેલા હતા. તેમને ગુરવાઇ આપવાનું કારણ એ હતું કે તે સાક્ષાત્ સત્યપુરૂષના સુર્તિઅંશ હતા, ને તે સત્યપુરૂષની સત્યભક્તિનો વિશેષ પ્રચાર કરવાના કાર્ય નિમિત્તે પધારેલા હતા; ને તે અંશ તથા વંશ શિવાય કોઇ બીજું સત્યધર્મનો બોધ આપી શકે તેવું સામર્થ્યવાન ન હોવાથી તેઓશ્રીને શિષ્ય બનાવ્યા, ને સદ્‌ગુરૂ કરૂણામય સ્વામીએ સત્યભક્તિનો પ્રચાર વધારવા મુળજ્ઞાનવાણી શામવેદની બક્ષીને ષોડ્‌સ વંશની પ્રનાલિકાની આશિષ આપી. તેથી સદ્‌ગુરૂના વચનથી તેમણે ગુરવાઇ ચલાવી છે, એમને ગુરવાઈ આપ્યા બાદ કરૂણામય સ્વામી અંતર્ધ્યાન થયા. ત્યારપછી એ યુગમાં સોળવંશની સમાપ્તિ થતાં સુધી પ્રગટ રીતે પધાર્યા નથી. તેનું કારણ સુજ્ઞ વાંચકોના જાણ બહાર ઉપર દર્શાવેલી હકીકતથી નહીજ હોય.

ચત્રુભુજ ગોસ્વામી તથા તેમના સોળવંશે જગત્‌માં સત્યપુરૂષની સત્યભક્તિના ઉપદેશનો ફેલાવો ઘણો કર્યો છે, જે જીવોએ તેમનો બોધ ગ્રહણ કર્યો તે સર્વે સત્યલોકવાશી થયા. ચત્રુભુજ ગોસ્વામીના સોળવંશોના નામ પ્રથમ વિભાગના અષ્ટમ્-રત્નઃમાં દર્શાવી ગયા છે. તેથી અત્રે દર્શાવેલા નથી. વિગેરે દ્વાપુરયુગની હકીકત છે.

—પંચમ્—રત્નઃ સંપુર્ણ—

# ષષ્ઠમ્--રત્નઃ

## દ્વાપુર યુગના અંતમાંને કલિયુગના પ્રથમારંભમાં કરૂણામય સ્વામી સદ્‌ગુરૂ કબીર નામ ધારણકરી પ્રગટ થઇ હંસોને બોધ આપ્યાની હકીકતનું વિવરણ.

દ્વાપુર યુગ જયારે સમાપ્તિ થવાનો સમય આવતાં કલિયુગનો આરંભ થવાનો પ્રસંગ આવ્યો. તે સમયે નિરંજને ગુપ્ત દ્વારે કૃષ્ણજીને જણાવ્યું કે. કલિયુગના સમયમાં સત્યકબીર સત્યલોકથી હવે પધારવાના છે, માટે હવે તમે યજ્ઞનું કાર્ય કરાવી બાદ દેહ છોડોને બોધ્ધ શરીર ધારણકરો એ મુજબ જણાવ્યું. તેથી યુધિષ્ઠીર પાસે યજ્ઞનો આરંભ કરાવ્યાનો પ્રસંગ આરત્નમાં દર્શાવવામાં આવેલો છે. તેની હકીકત જ્ઞાનસાગરગ્રંથમાં પરિપુર્ણ દર્શાવવામાં આવેલી છે, પણ તેની હકીકત અત્રે સારાંશરૂપે લીધેલી છે.

આ સમયે જ્ઞાનીજીએ સત્ય કબીર, કબીર સાહેબ, શેખઅહમદ કબીર, શેખ કબીર ઇત્યાદિ નામો કલિયુગમાં પ્રગટ થઇ ધારણ કર્યા છે, ને સમસ્ત હિંદુ—મુસલમાન—બૈદ્ધોમાને બોધ આપેલા છે, તેથી સર્વમાં પુજનીક કહેવાય છે. ને પ્રત્યેક સમયે પ્રત્યેકયુગમાં પ્રત્યેક સ્થાન પરજઇ અંકુરી જીવોને યોગ્ય જ્ઞાનોપદેશ કરેલો છે ને સત્ય ધર્મનો ફેલાવો કરેલો છે. સદ્‌ગુરૂ કલિયુગના પ્રથમારંભમાં કયાં પ્રગટ થયા તેનું વિવરણ નીચે મુજબ પ્રમાણ સહ આપવામાં આવે છે—

### ચોપાઇ

દ્વાપુર યુગકો અંત જબ આવા પુરૂષ બચન તબ ટેર સુનાવા
જ્ઞાની બેગ જાવ મૃત્યુ લોકા, નાશ કરો જીવનકો શોકા
સત્યપુરૂષકો કરી પ્રણામા, તબ જ્ઞાની પહુંચે નર ધામા

પાંચ તત્વ તીન ગુન સાના, ત્રિગુણ રૂપ કીન્હ બંધાના
છાંડી લોક લોકકી કાયા, ભવસાગરમેં કીન્હ પયાના
પ્રથમહી મૃત્યુલોક જબ આયે, કલિયુગ નામ કબીર કહાયે
હિંદુ મુસલમાન ગુરૂ પીરા, મિશ્રિત નામ કહાયે કબીરા
પ્રથમહી પ્રગટ ભયે ચલી કાશી, તહાં અપનો જ્ઞાન પ્રકાશી
નામ સુદરસન સુપચ રહાઇ, તાકહ હમ સત્યશબ્દ દીઢાઇ
શબ્દ વિવેકી સંત સુહેલા ચીન્હા મોહે શબ્દ કે મેલા
નિશ્ચય બચન માના તીન્હ મોરા, કરી પ્રતિત બંદી તીહ છોરા
નામ પાન ઓ મુક્તિ સંદેશા, દીયોસુ મીટયો કાલ કલેશા
સત્યગુરૂ ભક્તિ કરે ચિતલાઇ, છોડી સકલ કપટ ચતુરાઇ
માત પીતુ તેહી હર્ષ અપારા, માંહી પ્રેમ અતિ હીત ચીત ધારા
ભક્તિ દેખ હર્ષિત હો જાઇ, નામ પાન હમરો નહીં પાઇ

( અનુરાગ સાગર )

દ્વાપુરયુગનો અંત આવતાં ને કલિયુગનો સમય બેસવા આવ્યો ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇ કે, હો જ્ઞાનીજી સંસારમાં તમે જાઓ ને અંકુરી જીવોને બોધ આપી સત્યલોકમાં લાવો. ત્યારે જ્ઞાનીજી આજ્ઞા મસ્તક પર ચઢાવી-શીશ નમાવી આજ્ઞા લેઇ સત્યલોકમાંથી સંસારમાં જીવોને બોધ આપવા સારૂ જગતમાં પધાર્યા. જ્યારે પ્રથમવાર પ્રગટ થયા તે સમયે સત્ય—કબીર નામથી કાશી નગરમાં પધાર્યા, ને ત્યાં આવી સત્યનામનો ઉપદેશ કરવા માંડ્યો; પણ લોકોએ અજ્ઞાનતાના તથા સીરગુન ભક્તિના લીધે કોઇએ પણ શબ્દ ગ્રહણ કર્યો નહી, પણ એક સુદરશન સુપચે એમનો ઉપદેશ ગ્રહણ કર્યો. તેથી તેમને સદ્ગુરૂએ સત્યોપદેશ આપી નામ—પાન—આપ્યું ને ચોકા આરતી કરી સત્યભક્તિ કરવા જ્ઞાન દ્રીઢાવ્યું. તે તેમણે ગ્રાહ્ય કરી સત્યભકિત કરવા માંડી. તેમના માતા પિતા જીવિત હતા તેમણે શબ્દોપદેશ ગ્રાહ્ય કર્યો નહિ પણ ચંદ્રવિજયની પેઠે સુદર્શનને ભક્તિ કરતા અટકાવ્યા નહિ. સુદર્શનને ભક્તિ માર્ગ દર્શાવ્યા બાદ કાશી-

નગ્રમાંથી સદ્‌ગુરૂ અંતર્ધ્યાનથયા તે સમય પાંડવે યજ્ઞ આરંભ કર્યાનો હતો તેનું પ્રમાણઃ—

ચોપાઇ

તાહી સમય યુધિષ્ઠીર રાયા, તીન્હે કીન્હ યજ્ઞકો સાજા
બંધવ માર અપકીર્તિ કીના, તાતે યજ્ઞ રચન ચિત્ત દીના
કૃષ્ણ કેરી જબ આજ્ઞા પાઇ. તબ પાંડો સબ સાજ મંગાઇ
યજ્ઞકી સામગ્રી ગહિ સારી, જહાં તહાંસે સબ સાધુ હંકારી
પાંડો પ્રતિ બોલે યદુપાલા, પુરન યજ્ઞ જાન તેહી કાલા
ઘંટ અકાશ બચન સુની પાવો, યજ્ઞકો તબ પુરન ફલ પાવો
જુરે તહાં કોટીન ઋષી રાજા, સાધુ બ્રાહ્મણ સહિત સમાજા
ભોજન વિવિધ પ્રકાર બનાઇ, પ્રેમ પ્રીતસેં સબહી જેંવાઇ
ભોજન કીન્હ સકલ ઋષી રાઇ, બજાન ઘંટ ભુપ ભ્રમ આઇ

( અનુરાગસાગર )

તે સમયે યુધિષ્ઠીર (ધર્મ)રાજા હિંદુસ્થાનમાં રાજ્યકરતાહતા તેમણે શ્રીકૃષ્ણજી મહારાજના કહેવાથી બંધુ ઘાતના દોષ નિવારણના માટે યજ્ઞારંભ કર્યો હતો. તેયજ્ઞમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણજી મહારાજ (વિષ્ણુઅંશ)તથા અઠયાસી સહસ્ર ઋષીમુની, દેવ તથા સંતમહાત્મા તેમજ રાજા રજવાડા ઇત્યાદિ મળ્યા હતા. કૃષ્ણજીના કહેવાથી પોતાના સ્વજન બંધુ મોક્ષ પામ્યા કે કેમ, ને દોષ નિવારણ થયો કે કેમ, તે જાણવા સારૂ એક ઘંટ મોટો અધ્ધર બાંધ્યો હતો; જ્યારે તે ઘંટ વાગે ત્યારે યજ્ઞનું કાર્ય પરીપુર્ણ થયું, નહિ તો ન થયું ગણાય, તે સારૂ બાંધવામાં આવ્યો હતો. અહીંઆ યજ્ઞનું કાર્ય—કર્મ પુરૂં થવા આવ્યું તો પણ ઘંટનો અધ્ધર અવાજ થયો નહિ. ત્યારે યુધિષ્ઠીર રાજાએ શ્રી કૃષ્ણ મહારાજ પ્રત્યે પુછ્યું કેઃ—

ચોપાઇ

અહો કૃષ્ણજી કયા કરોં ઉપાઇ, સો મોહે સ્વામી કહો સમઝાઇ
જબહી કૃષ્ણ અસ ભાવ બતાવા, સુનહુ મંત્ર યુધિષ્ઠીર રાયા

ખોજહુ ભક્ત એનીર ગુણ ગાવહી, સત્યગુરૂ મહિમા સદા બતાવહી
આનવ તાહી યજ્ઞ નીવતાઇ, દીન ભાવ કર તાહી લીવાઇ
કૃષ્ણ બચન સુની યુધિષ્ઠીર રાયા, ભક્ત બુલાવન દુત પઠાયા
સુનીકે દુત ચલે ચહુ દીશા, નહીં કોઇ ભક્ત ભેટે વેશા
ચતે ભીમ તબ લાગી ન વારા. ચહુ દીશ ફીર કાશી પગ ધારા
બૈઠે સુપચ તાહીએ। કહહી, નિર્ગુણ ભક્ત યહાં કોઇ રહહી
કહે સુપચ નિર્ગુણકા જાનો, સત્યગુરૂ મહિમા સદા બખાનો

## સાખી

કહે ભીમ સુનો હરી જન, કૃપાકરો મમસંગ:
ચલો જહાં હરી બૈઠે. સ્વામી બાલ ગોવિંદ.

( જ્ઞાનસાગર ઇત્યાદિ )

હે શ્રીકૃષ્ણજી મહારાજ ! આ યજ્ઞમાં આપ, સહસ્ત્ર અઠયાસી ઋષીમુની, દેવ, સંત માહાત્મા વિગેરે સર્વે પધાર્યાછો પણ ઘંટ નહીં વાગવાનું શું પ્રયોજન છે, તે મારાથી સમજાતું નથી: તેથી આપ તેનો ખુલાસો કૃપા કરી જણાવો. ત્યારે શ્રીકૃષ્ણજીએ પ્રત્યુત્તર આપ્યો કે, હે યુધિષ્ઠિર રાજા નિર્ગુણ ભક્તિ કરનાર કોઇ સત- ભક્ત રહી ગયેલા છે એમ ભાસ પડે છે. માટે તેમને શોધી લાવીને યજ્ઞમાં આદર સત્કાર કરોતો ઘટ વાગશે: તેથી યુધિષ્ઠીર રાજાએ ચોતરફ દુતો ( દાસ ) મોકલ્યા પણ કાંઇ પત્તો મળ્યો નહીં. ત્યારે યુધિષ્ઠીરે ભીમસેનને આજ્ઞા કરી કે, તમારા શિવાય કોઇ પણ શોધી લાવવા આ પ્રસંગે સમર્થવાન નથી તેથી જઇ શોધી અત્રે લાવો. એ મુજબ ભીમસેનને આજ્ઞા થતા આજ્ઞા મસ્તકે ચઢાવી શોધ કરવા નીકળ્યા, તે ફરતા ફરતા કાશી ક્ષેત્ર ( બનારસપુરી ) માં આવી પહોંચ્યા; ત્યાં તપાસ કરતાં જણાયું કે સુદર્શન સુપચ ભક્ત નિર્ગુણ ભક્તિના ઉપાસક છે તે સિવાય બીજું કોઇ નથી. જ્યારે એ મુજબની હકીકત ત્યાંના લોકોના મુખેથી સાંભળી ત્યારે તેમની પાસે આવ્યાને જણાવ્યું કે, હે ભક્તરાજ ચક્રવર્તી રાજા યુધિષ્ઠિરે યજ્ઞારંભ કર્યો છે તેમાં કૃષ્ણજી મહારાજ,

અઠયાસી હજાર ઋષિમુની, સંતમહાત્મા, ઇત્યાદિ પધાર્યા છે ત્યાં પધારવા આપને આમંત્રણ કરવા આવ્યોછું. કેમકે આપ નિર્ગુણ ભક્તિના ઉપાસિક છો ને આપને આમંત્રણ થયું નહોતું, તે કારણથી અમારૂં ધારેલું યજ્ઞનું કાર્ય પરિપુર્ણ થયું નથી; તે આપના પધારવાથી એ ધારેલું કાર્ય થશે એમ કૃષ્ણજી માહારાજનું કથન છે. માટે મારી સાથે પધારો ત્યારે સુપચ સુદર્શને જવાબ આપ્યો કે —

એવા યજ્ઞમાં મારે આવવાનું કાંઇ પ્રયોજન નથી એ કર્મ માર્ગ છે, ને સીરગુન કર્મ માર્ગમાં તમે ફસેલા છો; એ સર્વ દુનીયાને ભુલ ભુલામણીની બાજી છે, તેથી તે કાર્યમાં હું તેવા સ્થળે આવનાર નથી. તેથી ભીમસેન ક્રોધાયમાન થયા પણ શું કરે યુધિષ્ઠીરની આજ્ઞાથી તે બોલાવવા આવ્યા હતા તેથી ગુસ્સે થયેલા પરત વળ્યા ને યુધિષ્ઠીર પાસે આવી સર્વ હકીકત કહી સંભળાવીને જણાવ્યું કે આપ ગુસ્સે થાવ તેથી નહીંતર તેવા અહંકારીને જરૂર મારત વિગેરે જણાવ્યું તે સાંભળી કૃષ્ણજી માહારાજ હસ્યા તેનું પ્રયોજન એ છે કે ભક્તોને કોઇની પરવાહ નથી ને સંતદશાને પ્રાપ્ત થયેલા કર્મોથી રહિત છે, એમ કૃષ્ણજી જાણતા હતા, નીરગુણ ઉપાસક કર્મ માર્ગમાં લીન નથી એમ સર્વ પ્રસીધ્ધ છે. તેથી તે સાન ભુમિકાનું તાત્પર્ય કૃષ્ણજી સિવાય અન્ય જાણતું ન હોવાથી યુધિષ્ઠીરને કૃષ્ણજી માહારાજે જણાવ્યું કે:—

## સાખી

જાવ યુધિષ્ઠીર બેગહે, તુમ આનો ગહિ પાંવ;
આજ્ઞા માંગી ચલે તબ, આયે યુધિષ્ઠીર રાય.

( જ્ઞાન સાગર )

હે યુધિષ્ઠીર તમે સત્યવાદી ને સંત સ્વરૂપ છો ને ભક્તનો મહીમા જાણવા વાળા છો તેથી તેમનું યોગ્ય સન્માન કરી આમંત્રણ કરી લાવો એ મુજબ આજ્ઞા થતાં યુધિષ્ઠીર રાજા કાશી ક્ષેત્રમાં આવ્યા ને સુદર્શનજીને વિનવીને કહ્યું કે:—

## ચોપાઇ

અહો સંત તજીયે અપરાધા, અધમ ઓધારન સુનહો સાધા
ચલો સ્વામી મેરે ગ્રહ આજુ, કૃપા કરો હોવે મમ કાજુ
કહે સુપચ સુન પાંડવ રાઉ, તાર કાજ કા હોય વહી ઠાંઉ
તુમરે આયે હોય મમ કાજા, પરમારથ તુમકો બડસાજા
ચલે પરમારથ કારણ સતા, સભા માંહે બૈઠે હરખંતા
આવત સુપચ કૃષ્ણ જબ જાના, હોય કાજ પુરણ સન્માના
રાય યુધિષ્ઠીર પખારે પાંઉ, ભોજન સાદર આન જીવાઉ
ભોજન કરકે સુપચ ભયે ઠાઢા, બાજ્યો ઘંટ શબ્દ ભયો ગાઢા
બજ્યો ઘંટ યજ્ઞ ભયો પુરા, કૌતુક દેખ્યા ઋષી ગણ સુરા
પુરણ યજ્ઞ કૃષ્ણ જબ જાના, તબહી દ્વારિકાં કિન્હ પયાના

( જ્ઞાનગસાગર ઇત્યાદિ )

હે સંતપુરૂપ—ભક્તરાજ અમારો અપરાધ ક્ષમા કરો, ને અમારૂં ગ્રહપાવન કરવા આપ કૃપા કરી પધારો; જેથી અમારૂ યજ્ઞનુ કાર્ય પરિપુર્ણ થાય. ત્યારે સુદર્સનજીએ જણાવ્યું કે હે સંત સત્યવક્તા ધર્મી યુધિષ્ઠિરજી આપને ત્યાં કૃષ્ણજી જેવા સાક્ષાત્ વિષ્નુ અંશ તેમજ ઋષી, બ્રહ્મદેવ દેવતા ઇત્યાદિ મહાન્ પુરૂષ પધાર્યા છે ને છતાં આપનુ કાર્ય સંપુર્ણ થયું નહીં તો હું એક પામર જીવના આવવાથી શું આપનું કાર્ય પુરૂ થાય એમ છે. ત્યારે યુધિષ્ઠિરે જણાવ્યું કે, આપ નિર્ગુણ ભક્તિ ઉપાસક—કર્મ રહીત ભક્તિવાન પરમાત્માના શુદ્ધ ભક્ત સર્વોત્તમછો, ને ભગવાન કરતાં પણ વિશેષતા પંક્તિમાં ગણાઓ છો તેથી આપના પધારવાથી અમારૂં કાર્ય પૂરૂં થશે; માટે યજ્ઞમાં આપ કૃપા કરી પધારો. યુધિષ્ઠીર સંતપુરૂષ તથા સત્યવક્તા હોવાથી સંતસુદર્શનજી યુધિષ્ઠીરના શાંત વચનોને માન્ય રાખી પૂર્ણ આગ્રહતાને લીધે તેમ પરોપકારાર્થે તેમનીસાથે હસ્તિનાપુર (દીલ્લી) આવ્યા.

યુધિષ્ઠીરે દ્રૌપદીને આજ્ઞા કરી કે, સંત સુદર્સનજી પરમ ભક્ત આપણે ઘેર પધાર્યા છે, તેમના નિમિત્તે બત્રીસે વાનાની રસોઇ તૈયાર કરો.

દ્રૌપદી એ આદ્યશક્તિનો અવતાર હતો કેમકે પુર્વમાં જણાવેલું છે કે, હે અષ્ટંગી તમારો અવતાર દ્વાપુરમાં થશે, ને પંચ ભરતારી કહેવાશો; તે મુજબ અષ્ટંગીએ દ્રૌપદીનો અવતાર ધારણ કર્યો હતો. તેમણે યુધિષ્ઠીરની આજ્ઞાનુસાર બત્રીસે વાનાની રસોઇ તૈયાર કરી સંત સુદર્શનજીને આદર સહીત જમવા બેસાડ્યા ત્યારે સુદર્સનજીએ સત્યપુરૂષને તે થાળ અર્પણ કરી પાંચ ગ્રાસ થાળમાંથી લીધા; એટલે ઘંટનો અવાજ ગગનમાં ગાજ્યો; દુંદુભી ગરગડ્યા, ને પુષ્પ વૃષ્ટિ થતાં યજ્ઞની સમાપ્તિ થઇ. એ હકીકત બનવાથી અઠયાશી સહસ્ત્ર ઋષી, મુની, દેવ, ગણ રાજા રજવાડા ઇત્યાદિ વિસ્મય પામ્યા કે આ કોઇ અલૌકીક અંશ છે. આપણે સર્વેએ મળી વેદનું અધ્યયન કર્યું, યજ્ઞામાં દેવોને ભાગ આપ્યા વિગેરે કાર્ય પરીપુર્ણ કર્યું છતાં પણ ઘંટ વાગ્યો નહીં, ને આ એક જાતે અતિ શુદ્ર ભક્ત હતો ને જ્યારે તેણે આવીને પાંચ ગ્રાસ લીધા કે તુરત ઘંટ વાગ્યો; એથી આશ્ચર્ય પામ્યા. ને સર્વેનો અહંકાર ઉતર્યો સત્યપુરૂષની ભકિત કરતા હતા તેથી આવો આશ્ચર્ય જનક બનાવ બન્યો એ કૃષ્ણજી શિવાય બીજા કોઇએ પણ જાણ્યું નહીં. સુપચ કંઇ અધિકારવાળા પુરૂષ હતા નહિ કે સર્વ મહાનપુરૂષ એકત્ર મળ્યા છતાં ઘંટ વાગ્યો નહિ ને તેમના આવવાથી ઘટ વાગ્યો, પણ એ સર્વ સત્ય-પુરૂષના સત્ય ભક્તિના પ્રતાપથી અધિકારી ગણાયા છે ને સર્વનો અહંકાર ઉતાર્યો છે. આ શિવાય દરેક વખતે ઘણા પરચા બતાવ્યા છતાં પણ અચેત અજ્ઞાન જગતને સદ્દગુરૂના સત્યશબ્દનો વિશ્વાસ નથી, પણ જે જ્ઞાતાને પુર્વના ભક્તિ અંકુરવાન પુરૂષ હોય છે તેજ સદ્દગુરૂની પારખ કરી સત્ય-ગુરૂ દ્વારાએ સત્ય શબ્દ ગ્રહણ કરે છે; અજ્ઞાની જીવોને તેમના ગુઢાર્થમાં સમજ પડી શક્તી નથી તેથી તેમની ચોરાસી છુટી શક્તી નથી.

યજ્ઞ સમાપ્ત થતાં સર્વે વિદાય થયા ને કૃષ્ણજી દ્વારિકા જઇ કેટલોક સમય વીતતાં યાદવાસ્થળી થતાં સર્વેનો અંત આવ્યો. ને કૃષ્ણે પણ દેહ મુકી વિગેરે હકીકત છે.

કેટલાક દીવસો પર્યંત સુપચ સુદર્શનજીએ સદ્દગુરૂની ભકિત કરી પોતાનો દેહાંત આવ્યો એટલે:—

## ચોપાઇ

કાળ કછુ જબ ગયો સીરાઇ, તબ દેહાંત સુપચકો આઇ
તન તજકે સત્યલોકે જાઇ, સત્યગુરૂ તીહીનીજ લોક પઠાઇ
( સ્વસંવેદ બોધ )

સત્યપુરૂષની સત્યભક્તિ ભાવના પ્રતાપથી સત્યપુરૂષના અમર ( સત્ય ) લોકને પ્રાપ્ત થયા.

સુદર્શનજીના માતા પીતાએ એમને ભક્તિ કરતાં અટકાવ્યા નહીં, પણ શબ્દ નહીં માનવાથી તેમની તારણગતિ એ જન્મમાં થઇ નહીં; સુદર્સનજીના લોકે ગયા બાદ તેમના માતા પિતાનો પણ દેહાંત થયો. લોકે ગયા બાદ સુદર્શનજીએ સદ્‌ગુરૂને આજીજીથી વિનંતી કરીકે, મને જો ભાકેત કરતાં મારા માતા પિતાએ અટકાવ્યો હોત તો આ ગતિને પ્રાપ્ત ન થાત.માટે આપ કૃપા કરી મારા માતા પિતાને હવે પછી થનારા અવતારમાં શરણ રાખો, ને તેમને પણ આવાગવનથી રહિત કરો, એજ વિજ્ઞપ્તિ છે. એ વિનંતી સદ્‌ગુરૂએ સુદર્શનજીની સ્વીકારી.

સુદર્સનજીના માતા પિતા મૃત્યુ પામેલા હતા તેમનો જન્મ સુદર્સનજીના ભક્તિ બળના પ્રતાપથી દ્વિજ કુળમા ચંદ્રવારિ નગ્રમાં થયો. ત્યાં સદ્‌ગુરૂ પ્રગટ થયા છે. તેનું વિવરણ સમયાનુસારે ( અષ્ટમ્રત્નઃ માં ) દર્શાવવામાં આવશે. વિગેરે હકીકત દ્વાપુરયુગના અંતની છે.

—ષષ્ઠમ્—રત્નઃ સંપુર્ણ—

# સપ્તમ્—રત્ન:

## સત્યકબીર સાહેબનું ઓડીસા પધારવું, ને જગન્નાથજીની સ્થાપના વિગેરેનું વિવરણ.

### ચોપાઇ

કૃષ્ણે દેહ છાંડી પુની જબહી, ઇંદ્રિદમન સ્વપ્ન દીયા તબહી
નામજો ઇંદ્રિદમન તેહી કાલા, દેશ ઓડીસાકો મહિપાલા
સ્વપ્નેમેં અસ હરિ તાહી બતાઇ, મેરો મંદીર દેહુ ઉઠાઇ
ભુપતિસેં જબ એસે કહેઉ, સો મંદીરકી રચના ગહેઉ

( સ્વસંવેદ, અનુરાગ સાગર )

જ્યારે કૃષ્ણજીએ પોતાનો દેહ મુકયો ત્યારે ઓડીસા દેશના જગન્નાથપુરીના રાજા ઇંદ્રિદમનને કૃષ્ણજીએ સ્વપ્ન આપ્યું કે, હે રાજા મારો કૃષ્ણાવતાર પુરો થઇ ગયો છે ને હવે હુ બાંધ્ધાવતાર લેવાનોછું, ને સમુદ્રના તીરે આજે સવારે મારી દેહની માટી ( ફેફ્સુ ) ઘાલેલી પેટી તરતી તરતી આવશે, તે લેઇ મારૂં મંદીર સાગર તીરે બનાવ અને તેમાં મારી પ્રતિમા બનાવીને સ્થાપન કર. જ્યારે સ્વપ્નામાં કૃષ્ણજીએ એવું જણાવ્યું, ત્યારે સવારે ઉઠી સમુદ્ર કીનારે ગયા ને પેટી તરતી તરતી ત્યાં આવી પહોંચી; તે લેઇ એક યોગ્ય સ્થાને મુકી મંડપ ( મંદીર ) બાંધવાનું કામ રાજાએ શરૂ કર્યું, તે પુરૂ થવા આવ્યું. (લક્ષ્મણ બોધ, અનુરાગસાગર, સ્વસંવેદ બોધ વિગેરે) ત્યારે:—

### ચોપાઇ

જબ રચી મંદીર લાગ ઉઠાયા, ક્રોધવંત સાગર હોય ધાયા
છીનમે ધાય સકલઓ બોરે, જગન્નાથ કો મંદીર તોરે

મંદીર બહોતહી બાર બનાઇ, ઉદધિ તેહી લેત ડુબાઇ
હારા નૃપ કરી જતન ઉપાઇ, હરિ મંદીર તહાં ઉઠન ન પાઇ

( અનુરાગ સાગર વિગેરે )

સાગર ક્રોધવંત થઇ પુરપાટ છોડો ઉછાળતો મંદીર લગભગ આવી,તેરેરોથી છાલક ( છોળ ) મારી હરિનું સ્થાપન કરવાનું મંદીર તાણી નાંખ્યું. ત્યારે રાજાએ ફરી બાંધવા માંડ્યુ, એ રીતે છ વાર રાજાએ મંદીર ફરી ફરી બનાવ્યું, પણ સાગરે હરિમંદીર રહેવા દીધું નહીં. તેનું કારણ પ્રમાણ સહ નીચે દર્શાવ્યું છે—

## ચોપાઇ

રામચંદ્ર ગહિનીજ દલભીરા, ગયે જબહી વારિધકે તીરા
બાંધ્યો સેતુ-બંધ બરિયાઇ, તેહી કારણ સાગર દુઃખ પાઇ
બદલા પુર્વ લેન તેહી વારા, ક્ષોભિત સિંધુ ઉઠા ચઢ ધારા

( સ્વસંવેદ બોધ વિગેરે )

વિષ્ણુજીનો અવતાર જ્યારે રામચંદ્રજીનો હતો ને સીતાજીને રાવણ લેઇ જવાથી લંકામાં જવા સારૂ સાગરપર પુલ ( પાળ ) બાંધી પેલીપાર ઉતર્યા, તે વખતે સાગરપર પગ મુકી સર્વદલ ઉતાર્યું. તેનો બદલો લેવા સારૂ હરિનું મંદીર તૈયાર થતું હતું કે તુરત પુર્વના વૈરભાવને લીધે સમુદ્ર આવીને મંદીર ધસડી લઇ જતો હતો ને મંદીર તૈયાર થવા દેતો નહીં. તે સમયે તેમનું સ્થાપન કરવા સારૂ સદ્ગુરૂ કબીર સાહેબ ઉદધિ ( સમુદ્ર ) તીરે પધાર્યા. તે સમયે તેઓશ્રીનો લેબાસ જંદા—ફકીર સ્વરૂપે ધારણ કરેલો હતો ત્યાં પ્રમાણઃ—

## ચોપાઇ

મંદીરકી યહ દશા વિચારી, વર પુરવ મન માંહ સંભારી
તબ હમ ચલે ઓડીસા માંહી, ઇંદ્રદોન ભુપતિ કે પાંહી

( સ્વસંવેદ બોધ વિગેરે )

મંદીરની સ્થાપના જ્યારે થવા ન પામી, ત્યારે પુર્વે નિરંજનને આપેલા વચનના માન ખાતર સદ્ગુરૂ કબીરસાહેબ ઓડીસા દેશના ઇંદ્રિદોન રાજા પાસે પધાર્યા. એ વચન જ્યારે જગત્માં સત્યયુગમાં પ્રથમવાર જગત્ ચેતવણીના કારણસર આવ્યા હતા તે વખતે નિરંજને કહ્યું હતું કે, જ્યારે બૌધ્ધાવતાર થશે તેમને અને સાગરને પુર્વનું વેર હોવાને લીધે સ્થાપના થવા દેનાર નથી તેથી ત્યાં જઇ પ્રથમ મંડપમાં હરિની સ્થાપના કરી બાદ આપનો સત્ય ધર્મ પ્રચલીત કરજો, ને પ્રથમ મારા અંશનું સ્થાપન કર્યા બાદ આપનો અંશ જગત્માં જાય એ રીતે જણાવેલું હતું. તે કારણથી ઉદધિ તીરે પુર્વના વચનના માન્ય ખાતર ત્યાં પધાર્યા. ત્યાં શું કર્યું તેનું પ્રમાણ નીચે મુજબ:—

## ચોપાઇ

પીછે ઉદધિ તીર હમ જાઇ, જાયકે ચૌરા તહાં બનાઇ
ઇંદ્રિદમનકો બચન સુનાવો, અહો રાવ તુમ કામ લગાવો
મંડપ શંકા રાખોન રાજા, ઇંહવા હમ આયે યહ કાજા
જાકુ બેગીજન લાવહુ બારા, નિશ્ચય માનો બચન હમારા
( અનુરાગસાગર વિગેરે )

સત્યકબીરે ઉદધિતીરે આવી ચોરો બનાવ્યો, ને ત્યાં આસન લગાવી બેઠા, બાદ રાજાને જણાવ્યું કે, અમારૂં વચન નિશ્ચય માનીને હે રાજા તમે મંડપનુ કામ ફરીથી નિઃશંક થઇ કરવા માંડો, હવે પછી સાયર નીર આવી ગયેલું મંદીરનું કાર્ય ગોળી નાંખશે નહીં. કેમકે તેમનું સ્થાપન કરવાના કાર્યસારૂ અત્રે અમારૂં આવવું થયું છે, માટે મંડપ જલ્દી તયાર કરવા માંડો વિગેરે રાજા પ્રત્યે દર્શાવ્યું. આ વચનો પર રાજા ઇંદ્રદમનનો મહાત્મા જાણી વિશ્વાસ બેઠા ને મંડપનું કામ તુર્ત શરૂ કર્યું ને જ્યારે પુરૂ થવા આવ્યું. ત્યારેઃ—

## ચોપાઇ

રાજા મંડપ કામ લગાઇ, મંડપ દેખી ઉદધિ તબ ધાઇ
સાયર લહેરી ઉઠે વિકારા, આવે લહેરી ક્રોધ ચિત્ત ધારા

ઉદધિ ઉમંગ ક્રોધ અતિ આઇ, લહેરીઆની ચોરા નિયરાઇ
દરસ હમાર ઉદધિ તબપાઇ, અતિભય માન રહા ઠહરાઇ

( અનુરાગસાગર વિગેરે )

ઉદધિ પ્રથમનીજ તરેહથી પોતાની છોળ ઉછાળનો મંડપ બોળી નાંખવા સારૂ આવ્યો. પણ વચ્ચમાં સદ્દગુરૂ કબીર સાહેબને બેઠેલા જોયા, તેથી મરજાદ નહીં લોપતાં ભય પામી ચોરાથી આગળ વધી શકયો નહીં. ત્યારે ત્યાં ઉદધિએ વિપ્રનું રૂપ ધારણ કર્યું. તેનું પ્રમાણઃ—

### છંદ

રૂપધાર્યો વિપ્રકા તબ, તબ ઉદધિ હમપે આઇયા,
ચરન ગ્રહીકે માથનાવો, મર્મ હમ નહીં પાઇયા,
જગનાથકે વૈર સ્વામી, તાતે હમ ઇત આઇયા,
અપરાધ મેરો ક્ષમા કીજે, મર્મ અબ હમ પાઇયા,

### સોરઠા

**તુમ પ્રભુ દીન દયાળ, રઘુપતિ આણ દિવાઇયે;**
**બચન કરીં પ્રતિપાળ, કરજોડી વિનતી કરે.**

**( સ્વસંવેદ બોધ )**

**સાગરે વિપ્રનું રૂપ ધારણ કરીને કબીરસાહેબ જ્યાં બેઠા હતા, ત્યાં આવી મસ્તક નમાવી દ્રીહસ્ત જોડી વિનંતી કરી કે, હો સ્વામી જગન્નાથજીને ને મારે પુર્વનું** રામાવતાર વખતનું પાંજ બાંધી લંકામાં ગયા **હતા તે સમયનું વેર છે; તે આપ** ન્યાય કરી અપાવો, એજ મારી નમ્ર **વિનંતી છે. ત્યારેઃ—**

### ચોપાઇ

મોપર દયા કરો તુમ સ્વામી, લેવ વેર ઉર અંતર્યામી
બૈર તુમ્હાર ઉદધિ હમ ચીન્હા, બોરો નગ્ર દ્વારિકાં દીન્હા

( સ્વસંવેદ બોધ વિગેરે )

સાયરની વિનંતી સ્વીકારીને કબીરસાહેબે ઉદધિને જણાવ્યું કે, આ કલીયુગમાં જગન્નાથજીનું મહાત્મ સર્વોત્તમ થશે, ને તેમની પુજા બૌધ્ધાવતાર ગણાઇ થશે, તે કારણથી મંદીર થવાદ્યો. તેમાં વાંધો ઉપસ્થીત ન કરતાં તેનો બદલો તમો જે કૃષ્ણજીનું મુળસ્થાન દ્વારિકાપુરી છે તે જઇને બોળો, તેથી તેમના વેરનો બદલો પરિપુર્ણ તમોને મળશે. તે વચનો સાગર માન્ય કરી પ્રસન્ન થયા ને સદ્‌ગુરૂને નમસ્કાર કરી વિપ્ર રૂપે અંતર્ધ્યાન થઇને સાયરમાં લીન થયા. મતલબકે કબીરસાહેબના હુકમથી સાયર પાછો વળ્યો. બાદઃ—

## ચોપાઇ

ઉદધિ લહરી ઉમંગી ધાઇ, બોર્યો નગ્ર દ્વારિકાં જાય
મંદીર કામ પુરન તબ ભયેઉ, હરિકો થાપન તહાંવા કીયેઉ
( અનુરાગ સાગર વિગેરે )

સાગર પોતાની લેહેરો પાછી હઠાવી અને કૃષ્ણજી મહારાજની મૂળ સાવસોનાની દ્વારિકાપુરી બોળી નાંખી. એ હકીકત જગ જાહેર છે કે, મૂળ દ્વારિકાં દરિયામાં ડુબેલી છે, ત્યાં કાઇથી જઇ શકાતું નથી; ફકત પીપાજી ભક્ત ત્યાં ગયા હતા એમ ભક્તમાળ જણાવે છે. હાલમાં જે દ્વારિકાપુરી વસેલી છે તે નવીન બનેલી છે. એ મુજબ સમુદ્રને વેર અપાવી સદ્‌ગુરૂ કબીરસાહેબ અંતર્ધ્યાન થયા. ને મંદીરનું કાર્ય પુરૂં થયું. ત્યારે કૃષ્ણજીએ ફરી સ્વપ્નમાં જણાવ્યું કેઃ—

## ચોપાઇ

તબ રાજાકો સ્વપ્ના ભયેઉ, જગન્નાથ એક બાત જનાયેઉ
મલિયાગીરકો કાષ્ઠ મંગાવો, તાકી મુર્તિ બેગી બનાઓ
( લક્ષ્મિણા બોધ )

હે રાજા મારા મંડપનું કામ પુરૂં થઇ ગયું છે, હવે મલ્યાગીર ચંદનના કાષ્ટ ( લાકડાં ) મંગાવી મારી મૂર્તિ ઘડાવી મંદીરમાં મારી સ્થાપના કરો; ને જે પેટીમાં મારી દેહની માટી છે તે કાષ્ટમાં મુકો જેથી તે

અંશથી અમો બૌધ્ધાવતાર ધારણ કરીશું. વિગેરે જણાવવાથી રાજાએ શોધ કરાવી મલ્યાગીર ચંદનના કાષ્ટ મંગાવી સુથારોને બોલાવ્યા. બાદ જણાવ્યું કેઃ—

## ચોપાઇ

બોધ્ધાવતારકી મુર્તિ ગઢી દેહુ, હમસે ગામ પરગના લેહુ

ત્યારેઃ—

તબ કારીગર બાત જનાવે, રાજા સુનો બને નહી આવે
દેખી મુર્તિ સબ કોઇ ગઢહી, અન દેખા કામ કૈસે બનઇ
કેવલ કાજ હમ ચુક પરાઇ, તો હમ જડા મુલસે જાઇ

( લક્ષ્મિણા બોધ )

હે કારીગરો આ કાષ્ટની બૌધ્ધાવતારની મુર્તિ ધડી આપો ને અમારાથી ગામ પરગણા માંગો. ઇત્યાદિ જણાવ્યુ. ત્યારે કારીગરોએ સ્પષ્ટ જણાવ્યું કે, હો મહારાજાધિરાજ એ મુર્તિ અમારાથી ધડી શકાશે નહીં, કારણ કે કેવા સ્વરૂપે બનાવવી તે સ્વરૂપ જોયા શિવાય ધડી શકાય નહીં. જો કદાપિ ધડીએ તો કેવુ સ્વરૂપ બનાવવુ તે માલમ ન હોવાથી, ને આ અવતારી અંશની મુર્તિ બનાવવાની હોવાથી ચુક પડવેથી અમારૂ જડા મુળ જતું રહે; માટે અમારાથી તે બની શકશે નહીં, તેથી રાજા ચિંતાતુર થયો, ત્યારે લક્ષ્મીજીએ અદ્રષ્યરૂપે કબીરસાહેબ ત્યાંજ હતા તેમને વિનવીને દર્શાવ્યું કે, નિરંજનના વચન મુજબ તેમના અંશની સ્થાપના હવે કરવાની જરૂર છે, માટે કૃપા કરી તેમની સ્થાપના કરો કે જેથી વચન પુરૂં થાય. ત્યારે સદ્‌ગુરૂ કબીરસાહેબે ધરડા સુથારનું સ્વરૂપ ધારણ કર્યું. ત્યાં પ્રમાણઃ—

## ચોપાઇ

લક્ષ્મી વિનતી એસી લાઇ, નાતો વિરદ તુમારા જાઇ
તબ હમ ભેખ સુતારકા લીના, બર્ષ સૌકી આયુર્દા કીના
કાંધે બાંસલા બોલે લૌલીના, હાલે ગર્દન બોલે ઝીના

રાજા મનમેં ભયો અનંદા, જૈસે ચકોર પાયો નીશીચંદા
જગન્નાથકી મુર્તિ બનાઓ, તો તુમ ગામ પ્રગના પાઓ
દેવલ માંહી મુર્તિ ધરી દીજે, જો ચાહેસો હમસો લીજે

## કારિગર બચન

હમતો ગુરૂ મુખ આહૈ ભાઇ, લોભ લાલચ નહીં હમરે ઠાંઇ
દેવલ કાજ સિધ્ધ કરી દેહો, લાલચ ચિત્તમેં નાહીં ધરૈહો
રાજા કહા હમારા કીજે, સોલહ દીનકી અવધિ દીજે
હમકો સાજ મુર્તિકા દેઓ, દેવલકા દ્વાર મુંદિ કર લેઓ
જબહી સાજ દેવલ લૈ જાઉ, તબહી દ્વાર મુંદિહો ભાઉ
સોલહ દીનમેં દ્વાર ખુલે હે, તો કછુ વિઘ્ન નહીં તુમ પૈહો

( લક્ષ્મિબ્ણા બોધ )

કબીરસાહેબે લક્ષ્મીજીના દર્શાવ્યાથી સુથારનું સ્વરૂપ ધારણ કરી ખાંધે વાંસલો લેઇ રાજદ્વારે પધાર્યા, ને દ્વારપાલને જણાવ્યું કે બહાર સુથાર આવેલાછે તે હકીકત જણાવો. જેથી દ્વારપાલે રાજાને ખબર આપી તેથી રાજા બાહાર આવ્યાને ભેટ લીધી. તે સમયે રાજાએ જણાવ્યું કે, બૌધ્ધાવતારની મુર્તિ ઘડી આપશો તો તમોને ગામ પરગણા આપીશું. ત્યારે સુથારે ( કબીરસાહેબે ) જણાવ્યું કે, અમોને લોભ લાલચ બીલકુલ નથી પણ અમો મૂર્તિ મંદીરમાં ઘડી બેસાડી આપીશું. અમોને જે જે સાહિત્યો વિગેરે જોઇયે તે આપો ને મંદીરનું દ્વાર બંધ કરો, ને ચોકી બહાર રાખો કે કોઇ આવવા પામે નહીં. એ દ્વાર સોળમે દીવસે ખોલજો, જો સોળમે દીવસે દ્વાર ખોલશો તો કાંઇ વિઘ્ન થશે નહીં, ને તે પહેલાં ખોલશો તો કાર્ય અધુરૂં રહી જશે વિગેરે હકીકત કબીરસાહેબે જણાવી. તેથી રાજા પ્રસન્ન થયો ને સાગરમાંથી તણાઇ આવેલી પેટી તથા મલ્યાગિરી ચંદનના કાષ્ટ વિગેરે જે જે સાહીત્યો જોઇએ તે સર્વે દેવળમાં મુકયા. બાદ કબીરસાહેબ અંદર દાખલ થયા; એટલે દ્વાર બંધ કરીને બહાર પંડાની ચોકી રાખી, ને કબીરસાહેબે મુર્તિ ઘડવા માંડી. તેને દશ દિવસ વીત્યાને ફક્ત હાથ

ઘડવા બાકી રહ્યા તે સમયે ગોરખનાથજી ( મચ્છેન્દ્રનાથજીના શિષ્ય ) ચાર યુગના યોગી ત્યાં આવી પહોંચ્યા. તેનું પ્રમાણઃ—

### ચોપાઇ

દીનદશ વિતી જબ ગયઉ, ચલત ફીરત ગોરખ તબ આયઉ
ગોરખ કહે દર્શન મોહે દીજે, નહીતો શાપ હમારો લીજે

### સાખી

મેં ગોરખ પ્રસીધ્ધ હું, હમરે આડ જની હોહુ;
મોકો દરસ કરાવહુ, કે શાપ હમારો લેહુ.

( લક્ષ્મિમણા બોધ )

ગોરખનાથજીએ ત્યાં આવી પંડ્યા પ્રત્યે જણાવ્યું કે, દ્વાર ખોલો મારે દર્શન કરવા છે. ત્યારે પંડાએ જણાવ્યું કે, હજી છ દિવસે મુર્તિ ઘડી રહેશે ત્યારે દ્વાર ખોલવાનો હુકમ છે; માટે આપ કૃપાકરી છ દિવસની મહેતલ આપોતો સારૂં. પણ ગોરખનાથજીએ ન માન્યું ને ક્રોધે ભરાઇ દર્શાવ્યું કે, જો દ્વાર નહી ખોલો ને મને દર્શન નહીં કરવા દેશોતો હું તમોને શ્રાપ આપીશ. તેથી ભયના માર્યા પંડ્યાએ રાજા પાસે જઇ સર્વ હકીકત જણાવી. ત્યારે રાજાએ તથા સભાએ વિચાર કર્યો કે, ગોરખજી જેવા મહાન્ યોગેશ્વરનો શ્રાપ કોણ ઉઠાવે. વિગેરે સંતલસ કરી સર્વે ત્યાં આવ્યા ને ગોરખજીને વિનંતી કરી, પણ ગોરખનાથજીએ માન્યું નહી. તેથી રાજાએ શ્રાપના ભયને લીધે કુચીઓ તેમના હવાલે કરીને જણાવ્યું કે, જ્યારે આપ નથી માનતા ત્યારે આ કુંચીયોથી આપનાજ સ્વહસ્તે ઉઘાડો, અમારી સત્તા નથી કે તે ઉઘાડી શકીયે. ગોરખનાથજીએ કુંચીયો લેઇ દ્વાર ખોલ્યા, ત્યારે કબીરસાહેબને મુર્તિ ઘડતા પેખ્યા. જ્યારે ગોરખનાથજીએ દ્વાર ઉઘાડ્યા ત્યારે મુર્તિ ઘડવી બંધ રાખી બહાર આવી ગોરખનાથજી સાથે જ્ઞાનચર્ચાની ઘણી વાર્તાલાપ થઇ. ( જુઓ ગોરખગોષ્ટી ) અને કલા જોવાથી પરાસ્ત થયા. બાદ જગન્નાથજીની અધરવાણી થઇ કેઃ—

## ચોપાઇ

જગન્નાથ કહે સુનુ ગોરખ આઇ, યોગી હમેશ દર્સ ન પાઇ
યહી ઔગુન ગોરખસેં ભયેઉ, તાતે યોગી દર્સ ન પયેઉ
જગન્નાથ યોગી સો કહેઉ, અવધિ પુરી નાહીસો ભયેઉ
તાતે હાથ ઠુંઠ રહી જાઇ, દીન સોલહ બીત નહી પાઇ

( લક્ષ્મિણા બોધ )

હે ગોરખનાથ, સોળ દિવસની અવધનું તમોને જણાવ્યું છતાં દ્વાર ઉઘાડ્યા તે તમોએ ઠીક કર્યું નહીં, ને અવધિ પુરી નહીં થવાથી અમારા હસ્ત ઘડાયા નહીં; તેથી અમારૂં દર્શન નાથને થવાનું નથી. એ મુજબ શ્રાપ થવાથી નાથને જગન્નાથપુરીમાં જવાનો અધિકાર નથી. ગોરખનાથજીને દર્શન નહીં થવાથી પરત વળ્યા, અને કારીગર રૂપે કબીરસાહેબ ત્યાંથી અંતરધ્યાન થઇને ચોરાપર જંદા સ્વરૂપે બીરાજ્યા. એ મુજબ કબીર સાહેબે દેવળમાં જગન્નાથજીની મુર્તિ ઘડી બેસાડી, વિગેરે હકીકત ઘણા ગ્રંથોમાં ટુટક ટુટક મળેથી અત્રે અનુસંધાણ કરી દર્શાવવામાં આવેલી છે.

ઉપર દર્શાવ્યા મુજબ જ્યારે મંડપમાં મુર્તિ સ્થાપન થઇ ત્યારે પંડ્યાને સ્વપ્ન આપ્યું કે, મારૂં સ્થાપન કબીરસાહેબથી થયું છે. તેથી તું આવી મારી પુજા કર ઇત્યાદિ સ્વપ્નમાં આવી જગન્નાથજીએ હકીકત પંડ્યાને જણાવી. ત્યારે પ્રાતઃકાળે ઉઠીને અક્ષત—પુષ્પ—ઇત્યાદિ પુજાની સામગ્રી હસ્તમાં લેઇ પંડયો સાગર તીરે આવ્યો ત્યાં શું બીના થઇ તે પ્રમાણ સહ આ નીચે જણાવવામાં આવી છેઃ—

## ચોપાઇ

પંડા ઉદધિ તીર તબ આઇ, કરી અસ્નાન મંડપ પહ જાઇ
પંડા અસ મન પાખંડ લાઇ, પ્રથમહી દરસ મલેચ્છ દેખાઇ
હરિકો દરસન હમ નહીં પાઇ, પહીલે હમ ચૌરા ગની આઇ
તબ હમ કૌતુક એક બનાઇ, પુજન મંડપ પંડા જાઇ
તહાંવા એક ચરિત્ર રહાઇ, દેખી પંડા ચકીત વ્હે જાઇ

જહાં લગી સુરત મંદીર માંહી, ભયે કબીર રૂપ ધરી તાંહી
હરિ મુરત કહ પંડા દેખા, ભયે કબીર રૂપ ધરી ભેખા
અક્ષત પુષ્પ લે વિપ્ર ભુલાઇ, નહિ ઠાકોરકો પુજન લાઇ
( અનુરાગ સાગર–સ્વસંવેદ બોધ )

ત્યાં પ્રથમ ચોરા ઉપર કબીરસાહેબને ફકીરી લેબાસમાં બેઠેલા જોયા. જેથી પ્રથમ દર્શનમાં મલેચ્છના દર્શન થવાથી પંડ્યાના મનમાં શંકા થઇ કે, મને પ્રથમ હરિના દર્શન નહીં થતાં આ મલેચ્છના દર્શન થયા એ કંઇ સારૂ થયુ નહીં. એવો વિચાર મનમાં લાવી નમસ્કાર નહીં કરતાં આગળ ચાલવા માંડયું, ને ઠાકોર મંદીરમાં ગયો તો ત્યાં વિચિત્ર કૌતુક જોવામાં આવ્યું.

સત્યકબીર પોતેજ સત્યપુરૂષ છે, અને તેઓશ્રી જગન્નાથજીની સ્થાપના કરવા તથા હંસની તારણગતિના કાર્ય નીમીત્તે પધારેલા હતા. તેમણે પંડ્યાના મનમાં શંકા આવી તેથી જગન્નાથજીના મંદીરમાં તેના મનની શંકા નિવારણના માટે પંડ્યા ને એક વિચિત્ર કૌતુક બતાવ્યું. તે એવું કેઃ—

જ્યારે ઠાકોર મંદીરમાં પંડ્યો ગયો ત્યારે હરિની મુર્તિના દર્શન નહીં થતાં તે મંદીરમાં સમસ્ત સ્થળે કબીરસાહેબની ( જેમને મલેચ્છ ધારતો હતો. તેમની ) પ્રતિમાના દર્શન તેને થવા લાગ્યાં. તેથી પંડ્યો ચકિત થયો ને વિચાર કરવા લાગ્યો કે, ઠાકોરતો કાંઇ દેખાતા નથી હું કોની પુજા કરૂં. જ્યાં જોઉં છું ત્યાંતો આ પ્રતિમા દેખાય છે. એથી અત્યંત શૌચ કરવા માંડયો ને મન સાથે વિચાર કરવા લાગ્યો કે, આનું શું કારણ વિચાર કરતાં કરતાં પોતાનો જે દોષ હતો તે જાણી લીધો ( કેમકે પોતાના મનમાં આગળ શંકા થયેલી હતી તે યાદ આવવાથી પોતાનો જે દોષ હતો તે જાણ્યો કે, ) મેં એ મહાન્ મહાત્મા, ફકીરને મલેચ્છ ધાર્યા, ને મને નિર્મળ મહાત્મા મળ્યા છતાં મારા મનમાં મલેચ્છના પ્રથમ દર્શન થયા; એવી ખોટી શંકા કરી તેનુંજ આ પરિણામ છે. તેમજ હરિએ સ્વપ્નમાં મને જણાવ્યું હતું કે, કબીરસાહેબથી મારી સ્થાપના થયેલી છે. છતાં પણ

મને ખોટી શંકા આવી તેથીજ આ કબીરસાહેબે મને પરચો બતાવ્યો છે. હું અજ્ઞાની જીવ તેમની કળાને શી રીતે જાણી શકું—એમની કૃતિ અગાધ છે. એવું મન સાથે નક્કી કરી મંદીરમાંથી બહાર નીકળી જ્યાં કબીર સાહેબ બીરાજેલા હતા ત્યાં આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરી. બાદ વિનયપુર્વક જણાવ્યું કે, હે મહાત્માશ્રી મને મારી શંકાનું ફળ યથાર્થ મળી ચુક્યું છે, હવે મારો દોષ અપરાધ ક્ષમા કરો વિગેરે વિનંતી કરી. સદ્‌ગુરૂ દયાળુ છે ને શરણ આવેલા ઉપર કૃપા કરે છે તેથી તેની અરજ સ્વીકરી. બાદ પંડા ઉપર દયા લાવી જણાવ્યું કે, ચાલ હું તારી સાથે આવું છું ને તને હરિના દર્શન કરાવું છું. તેથી ઉભય દેવળમાં આવ્યા. જ્યારે તે પંડયો નીઃશંશયી થઇ ને દોષ અપરાધની ક્ષમા માંગી ચુકેલો હતો તેથી સદ્‌ગુરૂએ પોતાની દેખાતી પ્રતિમાઓ બંધ કરીને પંડ્યાને દર્શન કરાવ્યા. ત્યારેઃ—

ચોપાઇ

દેખી ચરિત્ર વિપ્ર શીર નાવા, હો સ્વામી તુમ મર્મ ન પાવા
તુમ કહ દેખી હીન મન લાઇ, તાતે મોહે ચરિત્ર દેખાઇ
ક્ષમા અપરાધ કરો પ્રભુ મોરે, વિનંતી કરોં દોઉ કર જોરે

( અનુરાગસાગર. રવસંવેદ બોધ )

વિપ્રે ( પંડ્યાએ ) શીશ નમાવી નમ્રતાપુર્વક ફરીથી વિનંતી કરી જણાવ્યું કે, હે સ્વામી આપનો મર્મ મેં જાણ્યો નહીં ને મીથ્યા શંકા થઇ તે ભુલ ખાધી; મારો અપરાધ ક્ષમા કરો હવે મને આપની શી આજ્ઞા છે તે કૃપા કરી જણાવો. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કેઃ—

છંદ

બચન એકમેં કહ્યો તાતે, વિપ્ર સુનતુ કાનદે,
પુજ ઠાકોર દીન આયસુ, દુબિધા મનકી છાંડદે;
ભ્રાંતિ ભોજન કરે જો જીવ, અંગહીનોઃતાસુકો,
કરે ભોજન છુત રાખે, શીશ ઉલટો તાહીકો.

( અનુરાગસાગર વિગેરે )

હે પંડ્યા હું કહું તે તું શ્રવણ કર, હવે તારા મનની શંકા નિવૃત્ત થઇ છે તેથી તું ઠાકોરની પુજા સુખેથી કર. પણ હું તને એટલું જણાવું છું કે, હવે આ જગન્નાથપુરીમાં કોઇએ પણ છુત રાખવી નહીં; અને જાતિ ભાતિનું પણ ધ્યાન બીલકુલ રાખવું નહીં; અને પ્રત્યેક જાતિએ એક બીજા સાથે બે ધડક ભોજન કરવું, જો એનાથી કોઇ વિરૂધ્ધ વર્તન કરશો તો અંગે કુષ્ટ ( કોઢ ) નીકળશે ને તેનું શિશ ઉલટું થઇ જશે વિગેરે પંડ્યાને જણાવ્યું. પંડ્યાનો તેમના વચનોપર વિશ્વાસ હતો તેથી દ્રઢ વિશ્વાસ આણી જણાવ્યું કે, આપે જે દર્શાવ્યું તે મુજબ વર્તન શરૂ કરીશું, ને આપના વચન વિરૂધ્ધ કંઇપણ કાર્ય કરીશું નહીં; તેમ છુત રાખીશું નહીં. જ્યારે એ મુજબનું વર્તન રાખવાનું કબુલ કર્યું, ત્યારે તેને ઠાકોરજી ( જગન્નાથજી ) ના દર્શન થયા, ને યોગ્ય વિધિસહ તેમની પુજા કરી મનને શાંતિ વળી. બાદ પંડ્યાએ એક બીજું વચન માંગ્યુ તે પ્રમાણસહ નીચે મુજબઃ—

## સાખી

સાગર નીર બડ ખારા, સોતો અચ્યો ન જાયઃ
નીર્મલ જલમેં માંગો, સો દીજે પ્રભુરાય.

( જ્ઞાન સાગર )

હે પ્રભુ ! આ સાગરનું પાણી ઘણુંજ ખારૂં છે, તેથી અમો તે પ્રાસન કરી શકતા નથી; માટે નિર્મળ નીર મીઠું અહિયાં થાય એ પ્રમાણે કૃપા કરો. ત્યારે દયા કરી જણાવ્યું કેઃ—

## ચોપાઇ

જંહ ચૌરા હે સાગર તીરા, ખનહુ કુપ હોય નિર્મલ નીરા
તહાં ખનાય આપ તબ કીના, જલ મંગાય પંડન કહ દીના
કુપ બનાયો સાગર તીરા, તહાં ભયો પુની નિર્મલ નીરા
યહતો ભેદ જાને કોઇ સંતા, કબીર સાગર બુઝે મતવંતા

( જ્ઞાનસાગર )

અત્રે અમોએ જે ચોરો બનાવ્યો છે તે સમુદ્રના તીરે છે, ત્યાં આગળ કૂપ ( કુવો ) ખોદાવો તો અમારા વચનથી તે કુવાનું પાણી મીઠું પ્રાસન કરવા યોગ્ય થશે એ મુજબ કબીરસાહેબે જણાવ્યું. તે મુજબ ત્યાં કુવો ખોદાવીને પંડ્યાને જલ તે કુવામાંથી મંગાવી પ્રાસન કરાવ્યું તો મીઠું લાગ્યું, તેથી તેની પુર્ણ શ્રધ્ધા ચોંટી ને સદ્ગુરૂના ચરણાવિંદમાં આળોટયો. એ શિવાય જગત્‌માં અનેક કાર્યો જગત્‌ના સુખ માટે કર્યા છે, તેઓશ્રીની ગતિ કોઇ સંત મહાન્ પુરૂષ વિરલા જાણે છે. છુત છાત નહી રાખવાનું તથા જગન્નાથજીનું સ્થાપન કરી, કબીર ચોરા આગળ કુપ ખોદાવી મીઠું પાણી કરી આપ્યા બાદ પુરૂષોત્તમ પુરીમાંથી સદ્ગુરૂ કબીર સાહેબ ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા, ને ચંદ્રવારિ નગ્રમાં પ્રગટ થયા—જેનું વિવરણ અષ્ટમ—રત્નઃમાં દર્શાવવામાં આવેલું છે.

પંડ્યાએ સર્વે હકીકત જગન્નાથપુરીમાં તેઓશ્રીના વચનથી ચલાવી, ને તે મુજબનો વહિવટ સદ્ગુરૂના વચનથી હાલ પણ ત્યાં ચાલુ છે. એંઠા જુંઠાની બાબતમાં કોઇપણ છુત રાખતા નથી, એવો સદ્ગુરૂનો મહિમા વિરલા પુરૂષોના જાણવામાં છે. જે કોઇ તેમનો શરણો ગ્રહણ કરી તેમના વચનોપર દ્રઢ વિશ્વાસ રાખી સત્યભક્તિ કરે છે, તે અમરલોકમાં અચલ સુખ પામે છે ને તેના ભવસાગરના અસહ્ય સંકષ્ટો દુર થાય છે.

આ સમયે રામાનુજ સ્વામી વૈશ્નવાચાર્ય હતા ને તે આચારી ધર્મ પાળતા. તેમણે આચારી ધર્મનો ફેલાવો ઘણોજ કર્યો. પોતાનો આચારી ધર્મ ફેલાવતા ઉપદેશ આપી અનાચાર છોડાવી રટણ કરતા કરતા જગન્નાથપુરી તરફ આવવા વિચાર કર્યો, કે ત્યાં ભ્રષ્ટાચાર ચાલે છે તે છોડાવવો જોઇયે. તે વિચાર કરી જગન્નાથપુરી તરફ આવવા માંડયું, પણ જગન્નાથપુરીમાં આવતાં પહેલાં જગન્નાથજીએ રાત્રીમાં રામનુજસ્વામીને સ્વપ્ન આપ્યું કે, તમારો આચારી ધર્મ જગન્નાથપુરીમાં ચાલશે નહીં. એ મુજબ સ્વપ્ન આપ્યું છતાં પણ સ્વામીજીએ માન્ય કર્યું નહીં ને પોતાનો વિચાર પલટાવ્યો નહીં. ત્યારે બીજે દિવસે સ્વામીજીએ સયન કર્યું તે સમયે તેમને ઊંચકીને શ્રીરંગપુરીમાં જગન્નાથજીએ મુકી દીધા, સ્વામીજી

પ્રાતઃકાળે ઉઠીને જુવે છે તો શ્રીરંગપુરીમાં આવી પહોંચેલાનું માલુમ પડયું, તેથી પોતાનું ધાર્યું ન થયું તેથી તે વિચાર તેમણે છોડી દીધો, અને જગન્નાથપુરીમાં તેમનો આચારી ધર્મ ચાલ્યો નહીં તેથી પોતાની હઠ છોડી દીધી; ને કબીરસાહેબે છુત રાખવી નહી એમ જે જણાવેલું તે બાબત સિધ્ધ રહી. કેમકે મહાન્ પુરૂષોના વચનો મીથ્યા થતા નથી. ( જુઓ ભક્તમાલ ) એ બાબતનું બીજું પ્રમાણ નીચે દર્શાવવામાં આવે છે કઃ—

### ચોપાઇ

આચારી બહુ ક્ષીન બીચારા, જગન્નાથમેં ચલે અચારા
તીનકો તહાં આચાર ન ચાલે, સત્યકબીરકો બચનકો ટાલે

( જ્ઞાન સાગર )

અથી એમજ સિધ્ધ થાય છે કે, સત્યકબીરનું વચન સત્ય છે તે મીથ્યા થયું નથી, ને કોઇથી મીથ્યા થવાનું પણ નથી એ નિરવિવાદ સત્ય હકીકત છે. વિગેરે હકીકત જગન્નાથજીની સ્થાપનાના સમયે બનેલી તે સંક્ષેપ્તમાં દર્શાવેલી છે.

—સપ્તમ્—રત્નઃ સંપુર્ણ—

## અષ્ટમ્—રત્નઃ

**ચંદ્રવારિ નગ્રના સરોવરમાં બાળક સ્વરૂપે કબીરસાહેબનું પ્રગટ થવું, ઉદયાને મળવું, તથા બ્રાહ્મણી લક્ષ્મીણા ને મળવું, તેના ગૃહે જવું, બાદ ત્યાંથી અંતર્ધ્યાન થવું વિગેરેનું વિવરણ.**

### ચોપાઇ

આસન કર આયો ચંદવારા, ચંદનશાહ તહાં પગુ ધારા
બાલ રૂપ ધર આયો તહાંવા, આઠે પ્રહર રહ્યોમે જહાંવા

તાકિ નારી ગઇ અસ્નાના, રૂપ દેખી તાકર મન માના
લૈ ગયે બાલક સો નીજ ગેહા, બહુત ભાંત તીન કીન્હ સનેહા
ચંદનશાહ દેખ રિસિયાના, ચલ ગયો નારી તોર અબ જ્ઞાના
બેગ ડાર બાલકકો આજુ, સુને લોકતો હોય અકાજુ

( જ્ઞાન સાગર )

સોરઠા

ચૌરા અસ વ્યૌહાર, તહાંવા તે પગ ધારેઉ;
ચલ આયેઉ ચંદવાર. ધર્મદાસ સુનુ કાનદે.

ચોપાઇ

બાલક રૂપ કીન્હ તેહી ઠામા, કીન્હેઉ તાલ માંહિ વિશ્રામા
પીછે ઉદા અસ્નાન હી આઇ, સુંદર બાલક દેખ લુભાઇ
લૈ બાલક ગૃહ અપને લાઇ, ચંદનશાહ અસ કહા સુનાઇ
કહો નારી બાલક કહાં પાઇ, કૌને વિધિતે ઇહાંવા લાઇ
કહા ઉદા જલ બાલક પાવા, સુંદર દેખી મોર મન ભાવા
કહે ચંદન તું મુરખ નારી, બેગિ જાહુ લે બાલક ડારી
ઉદા ત્રાસ પુરૂષ કરમાના, ચંદનશાહુ જબૈ રિસિયાના
બાલક ચેરી લેહુ ઉઠાઇ, લે બાલક જલ દેહુ ખસાઇ
ચલે ચેરી બાલક કહ લીન્હા, જલ મહ ડાર તાહીને દીના
જીવન કાજ બહુત દુખ પાઇ, પુરૂષ દરસ છોડેઉ જગ આઇ

( અનુરાગ સાગર )

ગત ષષ્ટમ્—રત્નઃમાં દર્શાવ્યા મુજબ સ્વપચ સુદર્શનના માતા-પિતાની તારણગતિ કરવાના કાર્ય સારૂ ચંદ્રવારિનગ્રમાં સદ્‌ગુરૂ પ્રગટ થયા છે.

ચંદ્રવારિ નગ્રના બહાર એક સુંદર સરોવર ( તલાવ ) હતું તે તલાવના અંદર કમળ ઘણા હતાં; જેથી સરોવર સુંદર શોભાયમાન હતું તે કમળના પત્ર પર સદ્‌ગુરૂ બાલક સ્વરૂપ ધારણ કરી પ્રગટ થયા. ત્યાં પ્રગટ થયાને

અષ્ટ પ્રહર વિતતાં તે નગ્રમાંથી એક વણિક જાતિના ચંદનશાહ શાહુકારની સ્ત્રી ઉદયા ત્યાં સ્નાન કરવા આવી, તેની દ્રષ્ટિ બાલક તરફ પડવાથી તે વંધ્યા ( નિપુત ) હોવાના લીધે પરમાત્માએ અનાયાસે પુત્ર રત્ન પ્રાપ્ત થવાથી, ને સુંદર સ્વરૂપના લોભના ખાતર બાળકને લેઇ ચંદ્રવારિનગ્રમાં પોતાના મકાનપર ગઇ. જ્યારે મકાનપર ગઇ ત્યારે તેના સ્વામીએ ( ચંદનશાહે ) ઉદયા પ્રત્યે પુછ્યું કે, આ બાળક તું ક્યાંથી લાવી ? ત્યારે સર્વે હકીકત અથ ઇતિ કહી સંભળાવી બાદ જણાવ્યું કે, આપણો વંશ આ બાળકથી રેહેશે. વિગેરે જણાવ્યું. તેથી ઘણો વાર્તાલાપ બન્ને વચ્ચે થતાં છેવટે ચંદનશાહે જણાવ્યું કે, આ બાળક કોઇ હલકી સ્ત્રીએ તલાવમાં નાંખી દીધેલો હશે, ને કોઇ એ બાબત જાણશે તો લોક કુટુંબ—પરિવાર ઇત્યાદિમાં આપણી હાંશી થશે; માટે જ્યાંથી લાવી ત્યાં પાછો મુકી આવ, આપણે એની જરૂર નથી વિગેરે જણાવ્યું. પણ ઉદાનુ મન માન્યું નહીં, તેથી પોતાના પતિને ઘણું સમજાવ્યું ને વિનંતી કરી. તે તેણે માન્ય નહીં કરવાથી પોતાના સ્વામીના માનના ખાતર પતિવૃત પણું સાચવવા નિમિત્તે દાસીના હસ્તમાં બાળકને સોંપી જણાવ્યું કે, તલાવના અંદર કમળપત્રપર સાચવીને મુકી આવ કે જેથી કંઇપણ નુકશાન થાય નહિ. ત્યારે દાસી બાળકને લેઇને તલાવપર ગઇ ને કમલપત્રપર મુકી આવી. ત્યારબાદ અષ્ટ પ્રહર તે તલાવમાં વિત્યા બાદ ત્યાં લક્ષ્મીણા નામની એક બ્રાહ્મણી તે તળાવપર આવી પહોંચી. એ લક્ષ્મીણા બ્રાહ્મણી કોણ, કોની સ્ત્રી, ને શા કાર્ય સારૂ, તલાવપર આવી વિગેરે હકીકત હવે જાણવાની જરૂર રહે છે. તે નીચે મુજબઃ—

સ્વપચ સુદર્શનજી કબીર સાહેબના શિષ્ય થયા હતા, પણ તેમના માતાપિતાએ સદ્ગુરૂના ઉપદેશીક વાકયો ગ્રાહ્ય કર્યા નહોતા. જ્યારે સ્વપચ સુદર્શનજીનો દેહ છુટયો ને સત્યલોક વાશી થયા, ત્યાં તેમણે અરજી કરી હતી કે હે સદ્ગુરૂ મને જો મારા માતપિતાએ ભક્તિ કરવા મને ઇનકાર કર્યો હોત તો હું આપદ્ને પ્રાપ્ત થાત નહીં, તે ઉપકાર પ્રથમ તેઓશ્રીનો છે; માટે તેમને આપ ભક્તિ ઉપદેશ ગ્રાહ્ય કરાવી ને તેમનો મોક્ષ થવાની

જાહેર છે, તે મારી વિનંતી સ્વીકારી વિગેરે હકીકત ષષ્ઠમ્ રત્નઃમાં આવી ગઇ છે જેનું આ અનુસંધાણ છે.

સ્વપચ સુદર્શનજીના માતાપિતાનો બીજો જન્મ દ્વિજકુળમાં થયો હતો, તે મોટા થવાથી બેઉના લગ્ન પુર્વના સંસ્કારે થયા જે ચંદ્રવારિ નગ્રમાં રહેતા હતા; તેથી તેમની તારણગતિ સારૂ સદ્‌ગુરૂએ ચંદ્રવારિ નગ્રના તલાવમાં બાળક સ્વરૂપ ધારણ કરી પ્રગટ થયેલા હતા. એ બેઉ બ્રાહ્મણ તથા બ્રાહ્મણીના શું નામ હતા વિગેરેના પ્રમાણ નીચે દર્શાવ્યા છેઃ—

ચોપાઇ

કુલપતી નામ પીતાકો રહેઉ, મહેસરી નામ માતાકો કહેઉ
ચંદ્રવારિ તેહી નગ્રકો નાઉ, નારી પુરૂષ વસે તેહી ઠાઉ
જબ દ્રીજ હોનો કુલ તન પાઇ, નરહર લક્ષ્મીણા નામ ધરાઇ
જગન્નાથકે દીન્હ થપાઇ, તબ હમ ચલ ચંદ્રવારે આઇ
હોઉ જીવ તારનકે કાજા, ચંદ્રવારિ ગુરૂ આન બિરાજા
( સ્વસવેદ બોધ વિગેરે )

જ્યારે બેઉ દ્રીજકૂળમાં ઉત્પન્ન થયા ત્યારે બેઉના નામ નરહર તથા લક્ષ્મીણા ધાર્યા. નરહરના પિતાનું નામ કુલપતિને તેની માતાનું નામ મહેસરી હતું. નરહરના માતા પિતા ગત થયા બાદ નરહર તથા લક્ષ્મીણા બેઉ પુરૂષ સ્ત્રી ચંદ્રવારિ નગ્રમાં રહેતા હતા. તેમના પેટે પુત્ર નહોતો તેથી દરરોજ સવારે લક્ષ્મીણા ચંદ્રવારિ નગ્રના તલાવમાં ન્હાઇ ધોઇ બાદ સ્વચ્છ વસ્ત્ર ધારણ કરી પુત્ર પ્રાપ્તિના અર્થે સુર્યની આરાધના કરતી હતી. એ મુજબ ઘણા દિવસ પુજા કરી પણ પુત્ર પ્રાપ્તિ થઇ નહી તેથી ઘણી શોકાતુર હતી, જેથી તેની આકાંક્ષા દ્વારે તારણગતિ કરવા ત્યાં સદ્‌ગુરૂ પધાર્યા હતા. લક્ષ્મીણા રોજના નિયમ પ્રમાણે એ તલાવ ઉપર આવી પહોંચી. હવે ત્યાં તેણે શું કર્યું તેની હકીકત પ્રમાણ સહ આ નીચે દર્શાવવામાં આવેછે;—

ચોપાઇ

પુત્ર હેતસુ આસ લગાઇ, કરી અસ્નાન વિનવે રવિ રાઇ
અંચલ લે વિનવે કરજોરી, સુંદર પુત્ર દેખ ચિત દોરી

તતક્ષણ હમ અંચલપર આવા, હમકો દેખી નારી હરખાવા
બાલક રૂપ હોઇ ભેટયો ઓહી, વિપ્ર નારી યહ લે ગઇ મોહી
( અનુરાગ સાગર-સ્વસંવેદ બોધ )

તેણે પોતાના નિત્ય નિયમ મુજબ એ સરોવર (તળાવ) માં સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્ર ધારણ કરી, પુજાની સામગ્રી હસ્તમાં લઇ, સુર્ય દેવની આરાધના પુત્ર નિમિત્તે કરવા માંડી. એ પુજા કરતી વખતે તેની દ્રષ્ટી કમલપત્ર પર પડતાં સુંદર બાળક પેખવામાં આવવાથી હર્ષિત થઇ, સુર્ય ભગવાને મને પુત્ર આપ્યો હશે એમ જાણ્યું. એવામાં કબીરસાહેબ ગુપ્ત રીતે તેના ખોળામાં આવ્યા એથી તેના મનમાં એમજ નક્કી થયું કે, મને સુર્ય ભગવાનેજ મને પુત્ર આપ્યો ને મારા મનની શાંતિ કરી; પણ ગુપ્ત ભેદ શું હતો તે તેને ખબર ન પડી. આ હકીકત મારા વાંચક વૃંદને જાહેરમાં લાવવા મુકેલી છે તેથી જાણવામાં આવશે કે, સદ્‌ગુરૂ અમુક સ્થળે, અમુક વખતે, અમુક અવસ્થાએ, કંઇ એક કે બે વાર પ્રગટ થયા નથી પણ અનેકો યુગથી સંસારમાં પધારે છે, ને જગત્‌ને ઉપદેશ આપી સત્યલોક વાસી કરે છે.

લક્ષ્મીણા બ્રાહ્મણીને પુત્ર પ્રાપ્તી થતાં હર્ષિત થઇ, ને કબીર જે બાલક સ્વરૂપે હતા તેમને ગોદમાં લેઇ પોતાના ગૃહે આવી. જ્યાં ઘણા દિવસ કબીરસાહેબે ગુજાર્યા છે. તેનુ પ્રમાણ નીચે મુજબ છે.—

ચોપાઇ

બહુત દિવસ તેહી સંગ રહાઉ, નારી પુરૂષ મીલ સેવાલાઉ
જબ હમ ઉઠે પલંગ ઝટકારા, મીલે સુવર્ણ તેહી એક મહોરા
તીનકે હૃદય ન શબ્દ સમાઇ, બાલક જાનિ પ્રતિત ન આઇ
તાહી દેહ નહી ચીન્હો મોહી, ભયો ગુપ્ત તબહી તન ઓહી
નર ત્રીયા જબ દોનો તન ત્યાગે, જન્મ લીન્હ જુલહા ગ્હે જાગે
( અનુરાગસાગર વિગેરે )

પુત્ર ભાવથી સ્ત્રી પુરૂષે કબીરસાહેબનું પાલણ પોષણ કરવા માંડયું, ત્યાં સવારે જ્યારે કબીરસાહેબ પથારીમાંથી ઉઠતા ત્યારે પથારી ઝટકતા રોજ એક સુવર્ણની મહોર તે બ્રાહ્મણીને પ્રાપ્ત થતી હતી. જ્યારે કબીરસાહેબ મ્હોટા થયા ત્યારે બેઉ પ્રત્યે જણાવતા હતા કે, હે દ્વિજો તમે પુર્વ

જન્મમાં સ્વપચ સુદર્શનના માતાપિતા હતા, તમારા પુત્રે મારા ઉપદેશથી સત્યપુરૂષની સત્યભક્તિ કરી ને તમોએ અમારો ઉપદેશ ગ્રાહ્ય કર્યો નહીં; પણ તેને ભક્તિ કરતા અટકાવ કર્યો નહીં, તેમજ અમારી ચાકરી બરદાસના ઉત્તમસુકીત કાર્યોના પ્રતાપે તમારો અવતાર આ દ્વિજકુળમાં થયો છે. સુદર્સન જ્યારે સત્યલોક વાસી થયા તે સમયે તેણે વિનય પુર્વક જણાવ્યું હતું કે, મારા માતાપિતાની તારણ ગતિ કરો એવી નમ્ર વિનંતી કરવાથી તેની સ્વીકારી તમોને ઉપદેશ આપવા સારૂ તથા બાલકની ઇચ્છા પરિપુર્ણ કરવા બાલક સ્વરૂપે તમારા ગૃહે આવેલો છું. તમે એમ ન જાણશો કે સુર્ય ભગવાને પુત્ર આપ્યો છે વિગેરે જણાવી સત્યભક્તિ કરવા સત્યોપદેશ આપવા માંડ્યો; ને ઉપદેશમાં જણાવ્યું કે, સત્યપુરૂષની જો ભક્તિ ગ્રાહ્ય કરશો તો સત્ય લોકમાં વાસો થશે, એ મુજબ ઘણા દિવશો. ત્યાં રહી જ્ઞાનગોષ્ટીથી સમજાવ્યું, પણ બાલક જાણી અજ્ઞાનતાના લીધે તેમના વચનામૃત પર શ્રધ્ધા ચોંટી નહીં, તેથી કબીરસાહેબ ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા. ત્યારે બેઉ જણે હસ્ત ઘસ્યાને પસ્તાવવા લાગ્યા કે, આપણે મ્હોટી ભુલ ખાધી કે એવા સદ્દગુરૂના ઉપદેશી વાકયો ગ્રાહ્ય ન કર્યા, હવે કયારે ને કયાં મળસે તેની વ્રેહેની લાગણીમાં બેઉની દેહ પતન થઇ; અને જુલહા જુલહીનો ત્રીજો અવતાર થયો. એ જુલહા તથા જુલહીને પણ બાળક સ્વરૂપે કાશીજી (બનારસપુરી) ના લેહેર તલાવપર મળેલા છે, ને ત્યારથી પ્રગટરીતે કબીરસાહેબ નામ હિંદુસ્થાનમાં ધારણ કર્યું છે. ત્યાં સુધી પ્રગટરીતે કબીરનામ ધારણ કરેલું કોઇના જાણવામાં નહોતું, પણ જુદા જુદા સ્વરૂપે ભક્તોને ઉપદેશ આપવા વિચરતા હતા. કાશીજીમાં પ્રગટ થયા તેની પણ હકીકતનું વિવરણ આગળ દર્શાવવામાં આવેલું છે, વિગેરે હકીકત ચંદ્રવારિનમની છે. હજરત મુસા, દાઉદ, ઇસા, સુલેમાન વિગેરેને પણ યોગ્ય ઉપદેશ આપ્યો છે, પણ તેની હકીકત નહીં મળી આવવાથી દર્શાવેલી નથી પણ સાંભળવામાં આવે છે કે, તે બાબતના ગ્રંથો કબીરપંથીયો પાસે છે, વિગેરે હકીકત જાણવા સારૂ દર્શાવેલી છે. (જુઓ કબીર મન્સુર વિગેરે)

—અષ્ટમ્–રત્નઃ સંપુર્ણ—

# નવમ્‌—રત્ન:

## સદ્‌ગુરૂ શ્રી કબીરસાહેબ પશ્ચિમ દેશના વિભાગમાં સીંહલદ્વીપમાં પ્રગટ થઇ હજરત મહમદ સાહેબને બોધ આપ્યાનું વિવરણ.

### ચોપાઇ

બ્રિગરયો પહુપ ઊઠી તબ બાની, મુકતામની સુનીયે તુમ જ્ઞાની
ભવમે જાવ જીવકે કાજા, જીવન કષ્ટ દેત યમ રાજા
મુકતામની ચલે શીશ નમાઇ, તતક્ષણ ભવમે પહુંચે આઇ
તબહી મીલે મહમદ પીરા, તીન સબ હુકમ કીનતા ગીરા
તહાં જાય હમ કીન સલામા, માન રહે અલમસ્ત ઇલામા
નજર દીદાર જો કીન હમારી, મસ્ત ગયન્દ કરે અસવારી

( મહમદ બોધ )

પહુપદ્વીપ બ્રીગરયાને અધરવાણી થઇ કે, હે મુકતામની ( કબીરસાહેબ ) તમે પૃથ્વીપર જાઓ ને જીવોને કાલ સતાવી રહ્યો છે તેનાથી મુકત કરી સત્યલોકમાં લાવો. એ મુજબ હુકમ થતાં મુકતામની ( કબીરસાહેબ ) નમન કરી ભવસાગરમાં પશ્ચિમ દિશાના વિભાગમાં ( સીંહલદ્વીપમાં ) જે જગોએ હજરત મહમદ સાહેબ પ્રગટ થયા હતા. તે જગોએ આવી તેમને મળ્યા ને દુવા સલામ કરી. ત્યારે મહમદ સાહેબે પુછ્યું કે:—

### સાખી

કહાં તે આયે પીર તુમ, કયોં કર કીયા પયાન;
કૌણ સબ્બસકા હુકમ હય, કીસકા હય ફરમાન.

( મહમદ બોધ )

અહો પીર તમે કયાંથી પધાર્યા છો, ને અત્રે શી ઇચ્છાથી પધારવું થયું છે; ને કયા સખ્સનો હુકમ લઇને શું ફરમાન ચલાવવા ધારો છો તે જણાવો. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, હું મુળ માલીકના જાહુત સ્થાન પરથી તેમનું ફરમાન થવાથી જગતમાં બોધ કરવા સારૂ અત્રે આવ્યોછું. તમે લાહુત ( મધ્યના ) સ્થાન સુધીનું જ્ઞાન દર્શાવોછો ને તેમનું ફરમાન જગત્માં ચલાવોછો, પણ ખુદ માલીકને જ્યાંસુધી પીછાણ્યા નથી ત્યાંસુધી ભવસાગરથી મુક્ત કોઇ પણ થશે નહિ; માટે તેમનું જે ફરમાનછે તે ગ્રહણ કરો. ત્યારે મહમદસાહેબે ફરી પુંછ્યું કેઃ—

મુળ ઉત્પત્તિ કેવીરીતે થઇછે, ને ખુદ માલીક કોણછે; વિગેરે સત્ય હકીકત હોય તે જણાવો. ત્યારે સદ્ગુરૂ કબીરસાહેબે પ્રથમથી આદિ ઉત્પત્તિની સર્વ હકીકત જણાવી, તેમજ સ્વસંવેદ તથા ચારવેદ તથા ચાર કિતાબોના સંબંધમાંની હકીકત પણ જણાવી. તેનું પ્રમાણ નીચે મુજબઃ—

ચોપાઇ

એકે મુલ કુરાન ભંયે ચારી. ચારી યાર તુમહો સરદારી.
ઇંજીલ કિતાબ ઇસાને પાઇ, નાસુત મુકામમે રહે ઠહરાઇ.
તૌરીત કિતાબ દાઉદને પાઇ, જબરૂત મુકામ રહે ઠહરાઇ.
ફુર્કાન કિતાબ નબી તુમ પાઇ, લાહુત મુકામ રહે લૌલાઇ.
કુરાન બેહદકો મરમ ન પાવે, બીન દેખે વિશ્વાસ કયોં આવે.
ચાર મુકામ કિતાબહે ચારી, પંચયે નામ અચિંત સંવારી
તહાંતે આઇ રૂહ બારહ હજારી, તહાં અચિંત ગુપ્ત વ્યોંહારી.
અવલ મુકામ નાસુત ઠેકાનાં, દુજા મુકામ મલકુત જોજાના.
સેયુમ મુકામ જબરૂત ઠેકાના, ચહારૂમ મુકામ લાહુત જોજાના.
પંચયે મુકામ હાહુત અસ્થાના, છઠે મુકામ સોહં જોજાના.
હફતુમ મુકામ બાની (ઇચ્છા) અસ્થાના, અઠયે મુકામ અંકુર ઠેકાના
નવમે મુકામ આહુત નિશાની, દશયે મુકામ પુરૂષ રજધાની.
તીનવાર તુમ જગમેં આયે, ફિર ફિર અક્ષરને ભરમાયે.
વેદ કતેબકી છોડો આશા, વેદ કતેબ અક્ષર પ્રકાશા.

## સાખી

ખોજો ખુદ સમરથકો, જીન કીયા સબ ફરમાન;
પીર મહમદ તહં ચલો, સોઇ અમર અસ્થાન.

( મહમદ બોધ )

મુલ સ્વસંવેદથી ચારવેદ પ્રગટ થયા તેવીરીતે મુલ કુરાનથી પણ ચાર કિતાબો પ્રગટ થઇ, તે ચારપીર ( પેગમ્બર ) ઇસા, મુસા, દાઉદ, મહમદને બક્ષી. એ ચાર કિતાબોના નામ આ નીચે દર્શાવ્યા છે:—

૧ ઇંજીલ કિતાબ—ઇશા પેગમ્બરને બક્ષી. જે નાસુત (પ્રથમ સોહં) સ્થાનના તખ્ત નીચે અધિકારી ગણાયા છે.

૨ જંબ્બુર કિતાબ-મુસા પેગમ્બરને બક્ષી જે મલકુત (બીજા સોહં) સ્થાનના તખ્ત નીચે આધકારી ગણાયા છે.

૩ તૌરિત કિતાબ—દાઉદ પેગમ્બરને બક્ષી જે જબરૂત (ત્રીજા સોહં) સ્થાનના તખ્ત નીચે અધિકારી ગણાયા છે.

૪ કુર્રાન—કિતાબ તમોને ( મહમદ સાહેબને ) બક્ષી ને લાહુત ( ચોથાસોહં ) સ્થાનના તખ્ત નીચે તમે અધિકારી ગણાયા છે.

એ મુજબ ચાર મુકામના ચાર પીર ( તમે ) પ્રગટ થયેલાછો ને ચારેને ચાર કિતાબો બક્ષી છે, પણ તે શિવાયના છ મુકામનું જ્ઞાન તમારા જાણવામાં નથી તે તમોને જણાવું છું કેઃ—

૫ પાંચમો મુકામ—આહુત ( પાંચમું સોહં ) સ્થાન છે, તે સ્થાનપર અચિંત સુત ( બ્રહ્મ—અંશ ) ની રાજધાની છે.

૬ છઠ્ઠો મુકામ—બાહુત ( છઠ્ઠું સોહં ) સ્થાન છે, સ્થાનપર સોહં સુત ( બ્રહ્મ—અંશ ) ની રાજધાની છે.

૭ સાતમો મુકામ—સાહુત ( સાતમું સોહં ) સ્થાન છે, તે સ્થાનપર ઇચ્છાસુત ( બ્રહ્મ—અંશ ) ની રાજધાની છે.

૮ આઠમો મુકામ—રાહુત ( આઠમું સોહં ) સ્થાન છે, તે સ્થાનપર અંકુતસુત ( બ્રહ્મ—અંશ ) ની રાજધાની છે.

૯ નવમો મુકામ આહુત ( નવમું સોહં ) સ્થાન છે, તે સ્થાનપર સહજસુત ( બ્રહ્મ—અંશ ) ની રાજધાનીછે.

૧૦ દશમો મુકામ જાહુત ( દશમુ સોહં ) સ્થાનછે તે સ્થાનપર સત્યપુરૂષ સામ્રથ ધણીનો વાસો ( ગુપ્ત ) છે, ને તે ખુદ જગત્‌ના માલીકછે.

ઊપર દર્શાવ્યા મુજબ મહમદસાહેબને દશ મુકામનું વર્ણન કહી સંભળાવ્યું; પણ તે અજાણ હોવાથી પ્રશ્ન કર્યો કઃ—

## ચોપાઇ

સુના કાન નહિ આંખીન દેખા, બીન દેખે કયોં કરે વિવેખા
જો તુમ ખુદ અહદી વ્હે આયે, હુકમ હુજુર ફરમાન લે આયે.
જોન રાહસે તુમ ચલી આવો, સોઇ રાહ મોકહ બતલાવો.
હંસનકો અસ્થાન ચિન્હવો, સમ્રથકો લોક મોહી દીખાવો
( મહમદ બોધ )

મેં કાને સાંભળ્યું પણ જ્યાં સુધી નજરો નજર દેખ્યું નથી ત્યાં સુધી શી રીતે સત્ય મનાય, માટે ખુદ માલીકના હુકમનું ફરમાન લઇ જે રાહ ( રસ્તે ) થી આવ્યા છો તે રસ્તો તથા હંસોના સ્થાન તથા સત્યપુરૂષનો લોક મને પ્રત્યક્ષ બતાવો તો સત્ય માનું. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કેઃ—

## ચોપાઇ

સુનો મહમદ કહોં બુઝાઇ, સાહેબ તુમકો દેઉ બતાઇ
ચલે સૈલકો દોનો પીરા, એક મહમદ એક કબીરા
( મહમદ બોધ )

તમે જે હકીકત દર્શાવોછો તે સત્ય છે, કે જ્યાં સુધી નજરો નજર પેખ્યું નથી ત્યાં સુધી સત્ય મનાય નહિ; માટે મારી સાથે ચાલો

હું તમોને તેદેશ બતાવું. તેથી બન્નેપીર આકાશની સેહેલ કરવા પ્રયાણ કર્યું ને પ્રથમ નાસુત સ્થાનપર જઇ પહોંચ્યા.

એ નાસુત મુકામ પૃથ્વીથી છત્રીસ હજાર યોજન સુમેર પર્વત ઉપર છે, ત્યાં દહ્ય ( માયા ) અંશનું સ્થાન છે; જેને માન સરોવર ગણેલું છે, તે સ્થાને પોતાના અંશ સહ બિરાજે છે, એ મુકામપર જ્યારે બેઉ પીર પહોંચ્યા, ત્યારે તે સ્થાપર હજરત ઇસાને ઇંઝીલ કિતાબ પઢતા જોવામાં આવ્યા. તેમને કબીર સાહેબે સલામ અલેક કહ્યા, ત્યારે હજરત ઇસા આ-લેકમ સલામ કહી ઊઠી ઊભા થયા, ને કબીરસાહેબના હસ્તને ચુંબન કરી બેઉ પીરને આસન આપ્યાં. ત્યાંનું સર્વ વૃતાંત મહમદ સાહેબને જણાવી આગળ બીજા મલકુત સ્થાનપર આવી પહોંચ્યા.

એ મલકુત સ્થાન નાસુતથી ચોવીસ હજાર ને પૃથ્વીથી સાઠ હજાર યોજન ઉપર છે, તે સ્થાનને વૈકુંઠ કહે છે. ત્યાં વિષ્ણુજી ઇત્યાદિના સ્થાનો આસપાસે છે, ને વિષ્ણુજીનું સ્થાનછે તે સ્થાનપર જ્યારે બેઉ પીર પહોંચ્યા ત્યારે તે સ્થાનપર હજરત મુસાને જમ્બુર કિતાબ પઢતા જોવામાં આવ્યા. તેમને કબીર સાહેબે સલામ અલેક કહ્યા, ત્યારે હજરત મુસા અલૈકમ સ-લામ કહી ઊઠી ઊભા થયા, ને કબીરસાહેબના હસ્તને ચુંબન કરી બેઉ પીરને આસન આપ્યાં. ત્યાંનું સર્વ વૃતાંત મહમદસાહેબને જણાવી આગળ ત્રીજા જબરૂત સ્થાનપર આવી પહોંચ્યા.

એ જબરૂત સ્થાનને ઝાંઝરી દ્વીપ અલખ—નિરંજનનું ( સુન્યમાં ) સ્થાન ગણેલું છે, ત્યાં ચાર ફીરસ્તા—જીબરાઇલ—ઇસરાફીલ—ઇજીરાઇલ—મે-કાઇલ હાજર રહેછે; જેને બ્રહ્મા—વિષ્ણુ—શંકર—યમરાજ ગણવામાં આવેલાછે. એ સ્થાનપર જ્યારે બેઉ પીર પહોંચ્યા, ત્યાં હજરત દાઉદને તોરિત કિતાબ પઢતા જોવામાં આવ્યા. તેમને કબીર સાહેબે સલામ અલેક કહ્યા, ત્યારે હજરત દાઉદ અલૈકમ સલામ કહી ઊઠી ઊભા થયા, ને કબીરસાહેબના હસ્તને ચુંબન કરી બેઉ પીરને આસન આપ્યાં. ત્યાંનું સર્વ વૃતાંત મહમ-દસાહેબને જણાવી આગળ ચોથા લાહુત સ્થાનપર આવી પહોંચ્યા.

એ લાહુત સ્થાનને આરણ્ય દ્વીપ અક્ષરસુતનું મહાસુન્યમાં સ્થાન ગણેલું છે, ત્યાં અક્ષરસુતની રાજ્યધાની તેજ અંડમાં છે. એ સ્થાનપર જ્યારે બેઉપીર આવી પહોંચ્યા, ત્યારે કબીરસાહેબે મહમદસાહેબને જણાવ્યું કે આ તમારૂં સ્થાન છે. આ સ્થાનપર અક્ષરસુત જેને તમે બે ચુન-બે ચેહેરા-ખુદા કહોછો તે અધિકારી પુરૂષ છે. એ શિવાય આગળના પુરૂષોની તમોને ખબર નથી, તેથી હવે તમોને તે પણ બતાવું. એવું જણાવી ત્યાંથી આગળ પાંચમા આહુત સ્થાનપર બેઉ પીર આવી પહોંચ્યા.

એ આહુત સ્થાન લાહુત સ્થાનથી એક અસંખ્ય યોજન ઉપર છે, ત્યાં અચિંત સુતની તેજ અંડના શીખરપર અચિંત દ્વીપમાં રાજ્યધાની છે; અને જે તેજ અંડના મુખ્ય રાજ્યકારભારી છે. એ સ્થાનપર જ્યારે બેઉપીર આવી પહોંચ્યા, ત્યારે ત્યાંનું સર્વ વિવરણ જણાવી ત્યાંથી આગળ છઠ્ઠા બાહુત સ્થાનપર આવી પહોંચ્યા.

એ બાહુત સ્થાન આહુત સ્થાનથી ત્રણ અસંખ્ય યોજન ઉપર છે, ત્યાં સોહં સુતની સત્યઅંડની રાજ્યધાની સોહં દ્વીપમાં છે. એ સ્થાનપર જ્યારે બેઉપીર આવી પહોંચ્યા, ત્યારે ત્યાંનું સર્વ વિવરણ જણાવી ત્યાંથી આગળ સાતમા સાહુત સ્થાનપર આવી પહોંચ્યા.

એ સાહુત સ્થાન બાહુત સ્થાનથી પાંચ અસંખ્ય યોજન ઉપર છે, ત્યાં ઇચ્છા સુતની ધીરજ અંડની રાજ્યધાની ઇચ્છા દ્વીપમાં છે, એ સ્થાનપર જ્યારે બેઉ પીર આવી પહોંચ્યા, ત્યારે ત્યાંનું સર્વ વિવરણ જણાવી આગળ આઠમા રાહુત સ્થાનપર અવી પહોંચ્યા.

એ રાહુત સ્થાન સાહુત સ્થાનથી ચાર અસંખ્ય યોજન ઉપર છે, ત્યાં અંકુર સુતની ક્ષમાઅંડની રાજ્યધાની અંકુર દ્વીપમાં છે. એ સ્થાનપર જ્યારે બેઉપીર આવી પહોંચ્યા, ત્યારે ત્યાંનું સર્વ વિવરણ જણાવી આગળ નવમા આહુત સ્થાનપર આવી પહોંચ્યા.

એ આહુત સ્થાન રાહુત સ્થાનથી બે અસંખ્ય યોજન ઉપર છે, ત્યાં વડિલ સહજ સુતની સુમત અંડની રાજ્યધાની સહજ દ્વીપમાં છે. એ

સ્થાનપર જયારે બેઉપીર આવી પહોંચ્યા, ત્યારે ત્યાંનું સર્વ વિવરણ જણાવી આગળ દશમા જાહુત સ્થાનપર આવી પહોંચ્યા.

એ જાહુત સ્થાન આહુત સ્થાનથી એક અસંખ્ય (દશલાખ) યોજન ઉપરછે, ત્યાં અઠયાસી હજાર દ્વીપોમાં અંશ—હંસ બિરાજમાન છે. એ બર્વે બતાવી મુખ્ય પહોપદ્વીપપર બેઉ પીર જાહુત સ્થાનમાં આવી પહોંચ્યા. ત્યારે સત્યપુરૂષની અધર વાણી થઇકેઃ—

## ચોપાઇ

કહો મુક્તામની બેગિ તુમ આયે, દુસરેકો ન સંગ લેઆયે
તબ હમ બચન પુરૂષસે કીના, દોઉ કર જોર બંદગી કીના
તુમજો રાજ નિરંજન દીના, તાપર હુકમ અક્ષરેકો કીના
દોઉ અંશ દો દીન ચલાયે, તામે સૃષ્ટિ પકડી ભુલાયે
તામે એકસો હમલે આયે, સોતો તુમ્હરે કદમ દીખાયે
નબી મહમદ બંદગી કીના, દર્શન પાય ભયે લૈ લીના
(મહમદ બોધ)

હે મુક્તામની અંશ અત્રે જલ્દી કેમ આવવું થયું, ને સાથે કોને કોને લઇ આવેલાછો તે જણાવો. ત્યારે કબીરસાહેબે વિનંતિ કરી જણાવ્યું કે, અક્ષર તથા નિરંજન બેઉ અંશના સુર્તિઅંશ બેએ બે દીન (રાહ) જગત્‌માં ચલાવીછે, તે પૈકી અક્ષરઅંશના સુર્તિઅંશ નબી મહમદને આપના દર્શન કરાવવા સારૂ તથા લોક દ્વીપ ઇત્યાદિની ખાત્રી કરાવવા સારૂ અત્રે લેઇ આવેલો છું. વિગેરે હકીકત નમ્રતા પૂર્વક જાહેર કરી. ત્યારે પહોપદ્વીપ બીગસ્યોને સત્યપુરૂષે નબી મહમદને દર્શન આપ્યાં. જેથી નબી મહમદે કોટકોટવાર પ્રણામ કરી કૃતાર્થ થયાને શાંતિ વળી, ને પટંતર બંધ થતા બેઉપીર પાછા પલટી મૃત્યુ લોકમાં આવી પહોંચ્યા. મૃત્યુ લોકમાં આવ્યા બાદ કબીરસાહેબે જણાવ્યું કેઃ—

## ચોપાઇ

તુમ આપનો ફરમાન ચલાઇ, ખુદકો ભેદ તુમ ધરો છીપાઇ
જોયહ ભેદ તુમ પ્રગટ કરી હો, તો તુમ કોલકે બાહેર પરીહો

ચારે કલમા પ્રગટ ભાંખો, પંચવા કલમ ગુપ્ત જે રાખો
પંચવા કલમ ઇલમ ફકીરી, જાકે પઢે કુફર હો દુરી

**સાખી**

હમ કાસીકો જાતહે, તુમ મકકે અસ્થાન;
હમ રામાનંદ ગુરૂ કરે, તુમ દેઓ જગત ફરમાન.
ફરમાન જગતકો દીજીયે, ઉલટી અદલ ચલાય;
તુમ કલમાકા હુકમ લે, નિર્ભય નિશાન બજાય

( મહુમદ બોધ )

અહો નબી મહમદ તમે પોતાનું ફરમાન બજાવો કે જેથી પોતાનો આપેલો કોલ રદ ન જાય, ને ચાર કલમાનું જ્ઞાન પ્રગટ કરજો પણ પાંચમા કલમાનું જ્ઞાન જગતમાં દર્શાવશો નહિ તે ઘટ ભીતરજ રાખજો; તેનું કારણ કોલ રદન જાય ને તમારૂ કાર્ય થાય. હવે હું કાસીમાં જઇને જગત વ્યવહારના સમય પાઇને અને તમે મકક જઇ ફરમાન ચલાવો વિગેરે જણાવ્યું. બાદ નબીની વિનંતીથી તેમને પણ પાન (પરવાનો) આપ્યો તેનું પ્રમાણઃ—

સાખી

શબ્દ ભરોંસે નામકે, દીયા નબીકો પાન
તબ હમ સાચી માનીહે, જબ ફેર મીલેંગે આન

( મહુમદ બોધ )

ઉપર દર્શાવ્યા મુજબ મહમદસાહેબને જ્ઞાન દર્શાવી પાન (પરવાનો) આપીને ત્યાંથી ગુપ્ત થયા વિગેરે હકીકતછે.

—નવમ્-રત્નઃ સંપુર્ણ—

# દશમૂ—રત્ન:

## બલખ શહેરના બાદશાહ શાહંશાહ સુલતાન ઇબ્રાહીમ અધમ સાહેબને બોધ આપ્યાનું વિવરણ.

### ચોપાઇ

બલખ શહર એક નગ્ર અનુપા, તહાં સુલતાન એક જ્ઞાન સ્વરૂપા
બાદશાહ શાહન સરદારૂ, પ્રેમ પ્રીત મનમાંહી વિચારૂ
ઇબ્રાહિમ અધમ જેહી માના, રાજમાંહી ભક્તિ જીન ઠાના.
વિરહ ઊઠી શાહ મન માંહી, કારજ અપના કીના ચાહી
મનુષા જન્મ અમોલીક પાઇ, એસે તન પાઇ ખુદા મીલજાઇ
જો યહ અવસર અલ્લાહ નહિ પાયા, ક્ષણમહ બિનસ જાયગી કાયા
ઐસી ફીકર ઊઠી મન માંહી, તબ ષટ્ દર્શન લીયે બુલાઇ
તબહી શાહ સબ ટેર સુનાઇ, અલ્લાહ રૂપ મોહે દેહુ દિખાઇ

( સુલતાન બોધ )

બલખ શહેરમાં સુલતાન ઇબ્રાહિમ અધમશાહ શાહંશાહ ( બાદશાહ ) રાજ્ય કરતા હતા, તેમના પિતાનું નામ અધમશાહ હતું; એ અધમશાહ ફકીર ( દરવેશ ) હતા તે મહા પરિશ્રમ વેઠી બલખ શહેરના બાદશાહની શાહજાદી સાથે પરણ્યા હતા, ને તેમને ત્યાંજ રહેતા હતા. એ બાદશાહને પુત્ર ન હોવાથી પોતાની શાહજાદીના પુત્ર ( અધમશાહના પુત્ર ) ઇબ્રાહિમને રાજ્ય ગાદી સોંપેલી હતી, એટલે તે માના પિતાની ગાદીપર રાજ્ય કરતા હતા; તેથી તેમને ઇબ્રાહિમ અધમશાહ કહેલા છે. એ ઇબ્રાહિમ બાદશાહ, ફકીરના પુત્ર હોવાથી તથા પૂર્વના અંકુરી પુરૂષ હોવાથી એક દિવસ તેમના મનમાં એવી ફીકર થઇ કે, આ દુનીયા ક્ષણ ભંગુર છે, અને શરિર, ધન, દોલત, પૂત્ર પરિવાર, વિગેરે કંઇપણ સાથે આવનાર નથી;

તેમ સર્વેપર મોહ રાખવો એ મિથ્યા છે તથા દુનિયામાં આવીને જે સત્ય કમાઇ કરવાની છે તે નહિ કરવાથી અને દોજકમાં જવું પડશે. તેથી અલ્લાહની પ્રાપ્તિનો ઉપાય શોધવો જરૂરનોછે. એવો વિચાર કરી ષટ્ દર્શન ભેખને આમંત્રણ કર્યું, ને તેઓનો આદર સત્કાર કરી વિનંતિ કરી જણાવ્યું કે, મારા મનમાં એવી શંકા થઇ છે કે ખુદા તથા રામ એ બે એક સ્વરૂપ હોવા છતાં જુદા જુદા મત કેમ થયા છે. સત્ય શું છે તથા અલ્લાહ યા રામ કેવા પ્રકારથી મળે ? તેમ કોઇએ પણ પ્રત્યક્ષ પેખ્યા છે કે કેમ ? જો પેખ્યાહોયતો મને બતાવો ? જેથી મારી શંકાનું સમાધાન થાય, નહિતો તમો સર્વ ભેખ ખોટો ડોળ ધરાવો છો તે દૂર થવો જોઇએ. આ પ્રમાણે સુલતાન ઇબ્રાહિમે પ્રશ્ન કરવાથી સર્વે ભેખોએ નાના પ્રકારના ધર્મ વચનોથી સુલતાન ઇબ્રાહિમને બોધ કર્યો તથા અમોએ પ્રત્યક્ષ જોયા નથી પણ વેદ કિતાબ શાસ્ત્રના આધારે માત્ર તેમના નામનું સ્મરણ કરીએ છીએ એ પ્રમાણે જણાવ્યું. તેથી સુલતાનના મનનું સમાધાન થયું નહિ, અને ભેખોને ભેખ ઉતારી નાંખવાનું કહ્યું. તે પ્રમાણે ભેખોએ નહિ માનવાથી સર્વ ભેખધારીને બંદીખાને નાંખ્યા.

આ હકીકતની ખબર સર્વ દેશમાં ફેલાતાં કબીરસાહેબને શ્રવણે પડી, તેથી ભેખને છોડાવવા નીમીત્તે ફરતા ફરતા સુલતાનની પાસે આવી પહોંચ્યા. ( તે સમયે તેમનો ભેખ જન્દા બાવાના સ્વરૂપમાં હતો ) તેથી સુલતાને તેમનો નવીન ભેખ જોઇ પ્રશ્ન કર્યો કે.—

હો જંદાજી ! આપ કયાંથી આવોછો અને શા કાર્ય નીમીત્તે અત્રે આવવું થયુ છે તે જણાવો. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે હું ખાસ ખુદા પાસેથી આવું છું. અને તમારી શંકાનું નિવારણ કરી સર્વ ભેખને છોડાવવા નીમીત્તે અત્રે આવ્યો છું; માટે પ્રથમ ભેખ ( ષટ્દર્શન ) ને બંધન મુક્ત કરો, બાદ હું તમારી શંકાનું સમાધાન કરીશ. ત્યારે સુલતાને કહ્યું કે, તેની પતિત શી રીતે આવે કે આપ મારી શંકાનું સમાધાન કરી શકશો વિગેરે કહેવાથી કબીરસાહેબે એક પાડો જતો હતો તેની પાસે સાક્ષી અપાવી તેનું પ્રમાણ નીચે મુજબ:—

## ચોપાઇ

તબ હમ એક કલા દીખલાઇ, ભૈંસા પાસ એક સાખ ભરાઇ
ભૈંસા કહે સાચે દુરવેસા, માનો શાહ ઇનકો ઊપદેશા.
યહ દુરવેશ ખુદા સમ જાનો, ઇનસે કર્તા ઔર ન માનો
સુનીકે શાહ અચભો ભયેઉ, ભૈંસા સાખ જો કૈસે ભરેઉ
યહતો પીર ઓલીયા આયે, યહ દુરવેસ ખુદા આપ રહાયે
ષટ્દર્શનકો બંદ છુડાયે, બંદીછોર કહિ કહિ સબ જાયે

## સાખી

બંદીછોર કહાઇયા, શહર બલખ મઝાર;
છુટે બંધ સબ ભેખકો, ધનધન કહે સંસાર.

( સુલતાન બોધ )

કબીરસાહેબે સુલતાનને જણાવ્યું કે, તમોને જો પતિજ ન આવતી હોયતો જે આ પશુ ( પાડો ) છે તેને પુછી જુઓ, જેથી તમારા મનની શાંતિ થાય. ત્યારે સુલતાનને વિચાર થયો કે, પશુ કદાપિ બોલે નહિ છતાં આ જન્દાના પ્રતાપથી બોલેતો મનમાં શંકા લાવવાનું કારણ રહે નહિ, એમ ધારી સુલતાને પાડાને પૂછ્યું કે, આ દરવેશ મારી શંકા નિવારણ કરી શકશે કે કેમ ? ત્યારે પાડાને વાચા થઇ ને જણાવ્યું કે, એ દરવેશ ખુદાસમ છે, તે તમારી શંકા દૂર કરી તમોને ખુદાના દર્શન કરાવશે: માટે તેઓશ્રી કહે તે મુજબ વર્તો એ પ્રમાણે પાડાએ જણાવ્યું. તેથી શાહં—શાહ સુલતાનને ભારી અચંબો લાગ્યો ને પગે લાગતાં બોલ્યા કે આપ મારી શંકા નિવારણ કરશો એવી મારા મનની પુર્ણ ખાત્રી થઇ ચુકી છે, માટે કૃપા કરી હવે મુજ રંક પર શો હુકમ છે તે જણાવો. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, જે ભેખોને તમે બંદીખાને નાંખ્યા છે તેમને છોડી મૂકો, એ શિવાય બીજું કાંઇપણ મારૂં કહેવું નથી. તેથી સુલતાને સર્વ ભેખને બંધનમાંથી મુક્ત કર્યા, જેથી સર્વભેખ કબીરસાહેબને ધન્યવાદ આપી "બન્દીછોર" કી જય એ મુજબની ધ્વની કરતા કરતા પોત પોતાના સ્થાને ગયા ત્યાર પછી

સુલતાન તથા કબીરસાહેબને ખુદા તથા રામ સંબંધી ઘણી વાર્ત્તાલાપ થઇ અને દોજખ ( નર્ક ) તથા બેહીશ્ત ( સ્વર્ગ ) ની રાહ કબીરસાહેબે બતાવી બાદ જણાવ્યું કે હવે મારે બેહીશ્તમાં જવું છે. જેથી આ સુઇ ( સોય ) છે તે લ્યો ને જયારે તમે બેહીશ્તમાં આવો ત્યારે તે સોય જોડે લાવી મને ત્યાં આપજો. જેથી સુલતાને અજ્ઞાનતામાં એકહજાર સોયો આપવાનું વચન આપ્યું અને કબીરસાહેબ શાહને ચાનક લગાડી ત્યાંથી અંતર્ધ્યાન થયા.

સાંઝ પડતાં શાહની અદાલત ( કચેરી ) ભરાઇ, ત્યાં સુલતાન પધાર્યા તે સમયે સોય હસ્તમાં હતી, તેથી વજીરે શાહ પ્રત્યે જણાવ્યું કે, આ સોય આપે હસ્તમાં શા નીમીત્તે ધારણ કરી છે તે કૃપાકરી જણાવો. ત્યારે સુલતાને સર્વ હકીકત જણાવતાં એક સહસ્ત્ર સોય બેહીશ્તમાં લઇ જવાની છે એમ દર્શાવ્યું, વજીરે એ મુજબ સાંભળતાં જણાવ્યુ કે સુત, વિત, દારા, સજજન કુટુંબ, પરિવાર, સૈન્ય ઇત્યાદિ સર્વ આપના અહિંઆના સ્નેહી છે, તો આપ એક સહસ્ત્ર સોયો બેહીશ્તમાં શી રીતે લઇજશો. ત્યારે સુલતાને જણાવ્યું કે હસ્તી, ઘોડા, સુખપાલ ઇત્યાદિમાં ભરી લઇ જઇશ. ત્યાં વજીરે ખુલાસો આપ્યોકે હસ્તી, ઘોડા, સુખપાલ સર્વ કબર સૂધીના સંગીછે. આગળ કોઇ પણ લઇ ગયા નથી, તેમ લઇ જવાના પણ નથી. જયારે શાહે એવું સાંભળ્યું ત્યારે શાહને ઘણોજ વિરહ ઉત્પન્ન થયોકે, આ સર્વ માયા જુઠી અને પ્રપંચી છે, ને સોયપણ જોડે લઇ જવાની નથી; તો બીજું શું કામનું છે, એ પ્રમાણે જ્ઞાનોદય થતાં જંદાજીના ફરી દર્શન કરવાનું મન થયું ને વિરહમાં ઘણાં દિવસો ગુજર્યા, પણ જંદાજી નહિ મળવાથી સર્વ ભેખને ફરી કેદખાને નાંખ્યા ને તેઓની પાસે દળણું દળાવી દુઃખી કરવા માંડયા. ત્યારેઃ—

## ચોપાઇ

ત્રાસ દેખી મોહે આયા દાયા, તતક્ષણ શાહ દ્વાર ચલી આવા.
સોટા મારા ચક્કી માંહી, ઘુમહુ સત્યગુરૂ દયા કરાહી.

વિદાસિધ્ધ ભયે હમ ભયે ગુપ્તી, દેખ્યે। આય શાહકે જપ્તી.
કહ્યા શાહસો તીન્હ કરજોરી, ચક્કી સબ આપહી ચલી દૌરી
(સુલતાન બોધ)

કબીરસાહેબને ફરી દયા ઉત્પન્ન થતાં, તેઓશ્રી જેલ ખાનામાં પધારી ભેખની દયા લાવી ચક્રીમાં એક સોટી મારી, જેથી સર્વ ચક્રીઓ (ઘંટીઓ) પોતાની મેળે ફરવા માંડી બાદ ભેખને કહ્યું કે તમે સર્વ અહીંથી વિદાય થાવ. ત્યારે ભેખોએ જણાવ્યુંકે દ્વારપર રોકશે ત્યારે ત્યાં સદ્દગુરૂએ દર્શાવ્યું કે કોઇપણ રોકનાર નથી, માટે સુખેથી જાવ એટલે ભેખોએ (ચક્કીના સંબંધમાં પરચો જોયેલો હોવાથી) ચાલતા થયા. બાદ દ્વાર રક્ષકો (કબીરસાહેબના પ્રતાપથી ઊંઘેલા હતા તે) જાગ્રત થયા, ને માલમ પડયું કે જેલખાનામાં ભેખ છે નહિને ચકકીઓ પોતાની મેળે નિરાધાર ફર્યા કરે છે; તેથી સર્વ હકીકત સુલતાનને જાહેર કરી આવ્યા. જેથી સુલતાન ત્યાં આવ્યા અને તે પ્રમાણે જોતાં મન સાથે નક્કી થયું કે, જંદાબાવા શિવાય બીજા કોઇનું પણ આ કાર્ય હોય એમ લાગતું નથી; એ મુજબ નકકી કરી સિપાઇઓને મોકલી જંદાજીની શોધ કરાવી, પણ પત્તો નહિ લાગવાથી સુલતાનને તે બાબતનો વિરહ વધવા માંડયો. જેથી કબીરસાહેબે દયાકરી સુલતાનના મહેલમાં સોદાગર વેશે (અંત્રીક્ષથી) પધાર્યા, ને સુલતાનને મળ્યા. પરંતુ સોદાગર વેશે હોવાથી સુલતાને તેઓને નહિ ઓળખવાથી તેઓ પ્રત્યે પ્રશ્ન કર્યો કેઃ—

## ચોપાઇ

કહો તુમ કૌન કાહાંસે આવા, કૌન કાજ મહલનપર ધાવા
તબ હમ કહા ઊંટ એક છુટા, ઢુંઢત ફીરૂં મેં અપનો ઊંટા
બહુત અધીન ઊંટ હમ ભાયો, ખોજત ઊંટ મહલન પર આયો
સુનત શાહ તબે હસી દીના, કૈસે ઊંટ મહલન પર ચીન્હા.
જંગલ મહ તેહ ખોજો જાઓ, કૈસે ઊંટ મહલન પર આયો
મહલ ન આવે ઊંટ હમારા, તો તખ્ત ઉપર નહિ અલ્લહ નિહારા

અલ્લાહ તખ્ત પર કૈસે પાવે; જંહા લગી ઘટમેં ગર્વ રહાવે
જબ તુમ છોડો રાજ શરિરા, અલ્લાહ લખો તુમ અપના પીરા
છોડો માન ગુમાનરે ભાઇ, અલ્લાહ રૂપ તબહી મીલ જાઇ

## સાખી

તખ્ત ચઢે ક્રીન પાઇયા, સુનો શાહ સુલતાન;
હરદમ સાહેબ યાદ કરો, રચ્યાજીન સકલ જહાન.

( સુલતાન બોધ )

આપ કોણછો, કયાંથી આવો છો, ને મહેલમાં શું જુવો છો તે જણાવો. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે. હું સોદાગર છું, ને મારા દેશથી અત્રે આવેલો છું. મારૂં ઊંટ ખોવાઇ ગયું છે, તેથો આ મહેલની અંદર તેને જોઉ છું. આ પ્રમાણે સાંભળી સુલતાન ક્રોધે ભરાયો ને બોલ્યો કે અરે દીવાના સોદાગર મહેલમાંતે ઊંટ હોય, જાવ જંગલમાં જઇને શોધ કરો વિગેરે કહ્યું. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યુ કે, જ્યાં સુધી અલ્લાહ સાથે પ્રેમ પ્રીતમાં મસ્ત ન રહેતાં તખ્તના ગર્વ ગુમાનથી રાજી રહો છો, ત્યાં સુધી અલ્લાહની પ્રાપ્તિ શીરીતે થવાની છે; જ્યારે મહેલમાં ઊંટ આવી શકે નહિ, ત્યારે તખ્ત પર બેસી રાજ્ય ગુમાન ન છોડવાથી અલ્લાહની પ્રાપ્તિ પણ થાય નહિ; અને જે મનુષ્ય અલ્લાહની પ્રાપ્તિ કરી શકતા નથી તે મનુષ્ય ઉંટના સમાનજ ગણાયછે, વિગેરે ઘણાં માર્મિક વચનો કહ્યાં ત્યારે સુલતાનને પુર્વની સુર્તિ આવી ને એજ પીરછે એમ જણાતાં એમનો શરણો લઉં એવો વિચાર કરે છે, એટલામાં કબીરસાહેબ અંતર્ધ્યાન થયા. સુલતાન જુવેછે તો સોદાગર મળે નહિ તેથી વિરહ વધારે ઉપજ્યો, પરંતુ રાજ્ય કારભારના વહિવટને લીધે કેટલેક દિવસે તે વાત ભુલીગયા.

એક સમયે સુલતાન મહેલની અંદર સોગટાંબાજી રમતાહતા, ત્યાં સદ્‌ગુરૂ કબીરસાહેબ પરદેશી ( મુસાફર ) રૂપે પધાર્યા તેમને જોતાં સુલતાને પુછ્યું કે:—

## ચોપાઇ

કહે શાહ તુમ કોનહો ભાઇ, કેહી કારણ તુમ મહલપર આઇ
હમ પરદેશી દુર દિશાારા, દેખત ફિરહી સરાય બસારા
શાહ કહે યહ મહલ હમારા. કહાં સરાય જો કરહી બસારા
જેહી મહલ હીરા જડા અપારા, તાપર ધુની તુમ કેસે બારા
અબતુમ જાઓ શહેર બાઝારા. તહાં જાય કરો સરાય બસારા
મહલ તુમ્હારો હોયન ભાઇ, તુમભી મુસાફર બસો સરાઇ
બહુત બાદશાહ તુમ આગે ભયેઉ, મહલ કાહુકે સંગ ન ગએઉ
યહ જગ સકલ સરાય બસેરા, ઇનમે નહિ કોઉ કેહી કેરા
જહાંકે તહાં છુટહી ધામા, યહ સબહી દીન ચાર મુકામા
હરદમ સાહિબકો પહિચાનો. મહલ સરાય એક કર જાનો

( સુલતાન બોધ )

હો મુસાફર તમારે મહેલમાં આવવાનું શું પ્રયોજન છે તે જણાવો. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે, કોઇ સારી યોગ્ય લાગે તેવી જગોએ મારે આ ધર્મશાળા ( સરાય ) માં ઉતારો કરવો છે. એ મુજબ જણાવતાં સુલતાન ક્રોધે ભરાયા ને કહ્યું કે, આ સ્થાન ધર્મશાળાનું ( સરાયનું ) ન હોય કે અહિંયા ઉતરવાનું ચહાવછો જાવ બજારમાં જઇ ધર્મશાળા શોધી ત્યાં ઉતરો શું આ મહેલને તમે સરાય ( ધર્મશાળા ) ધારોછો વિગેરે પ્રશ્નો પુછ્યા ત્યારે સદ્‌ગુરૂએ ઉત્તર દીધો કે જે મહેલ તમે તમારો ધારોછો એ મહેલ તો તેનો તેજ છે, ને તેના ભોકતા તમારી પુર્વે થઇ ગએલા સર્વે સુલતાનો છોડીને ચાલતા થયા છે; પણ મહેલ કોઇની સાથે ગયેલો છે નહિ, તેથી મહેલને તથા સર્વ સ્થળને સરાય ( ધર્મશાળા ) ગણેલી છે તેમાં રહેનાર મુસાફર છે. એથી મહેલ તમારો કહેવાય નહીં માટે ગુમાન છોડી એક સાહેબને ઓળખો તથા સર્વ મનુષ્યોને એક સમાન જાણો કે, જેથી સર્વ ઉપાધિ મટે વીગેરે જણાવ્યું તેથી પુર્વની સ્મૃતિ યાદ આવવાથી સુલતાને ફરી પણ મનમાં વિચાર્યું કે એજ જંદાજી મને હરદમ જ્ઞાન આપે છે પણ હું અચેત છું કે જેથી

તેમનો ઉપદેશ માહારા હૃદય ઊપર રહેતો નથી અને સાહ્યબી છુટતી નથી વિગેરે વિચારમાં છે એવામાં સદ્દગુરૂ કબીરસાહેબ ત્યાંથી અંતર્ધ્યાન થયા. સુલતાને જોયું તો ત્યાં પંથી મળે નહિ. તેથી સુલતાનને વિરહ વધ્યો અને તે વિરહથી ઘણાં દિવસ ગુજર્યા બાદ રાજ્ય કારભારમાં પડવાથી જ્ઞાનોદય વિસ્મૃત થઇ દુનિયાના ચાલુ વ્યવહારમાં જોડાયા.

એક સમયે સૈન્ય લઇ સુલતાન શિકાર રમવા ચાલ્યા, તે દુર વનમાં ગયા છતાં કોઇ શિકાર હાથ લાગ્યો નહિ. ને બપોરે થવા આવ્યા. ત્યારપછી એક હરણ નજરે પડયું તેને ઘેરો ઘાલ્યો ને સુલતાને હુકમ કર્યો કે, જેના તરફથી એ હરણ જશે તેણે તે હરણનો શિકાર કરી આપવો પડશે દૈવગતિથી તે હરણ સુલતાન પાસેથીજ નાઠું તેથી સુલતાન તેની પાછળ દોડ્યા. ને વનમાં ઘણે દુર ગયા પણ હરણ હાથ લાગ્યું નહિ. તેથી સુલતાનને ઘણો પરિશ્રમ પહોંચ્યો તથા જલની તૃષા લાગી તેથી શોધ ( જલની ) કરવા માંડી એવામાં તે વનમાં એક ફકીર ( દરવેશ ) નજરે આવ્યા ત્યાં તેમની પાસે બે સ્વાન ( કુતરા ) બે ખીલાએ બાંધેલા હતા, ને ત્રીજો ખુંટો ( ખીલો ) ખાલી હતો; એક બાજુ પાણીનું માટલું ભરેલું હતું. ત્યાં આગળ સુલતાને આવી ફકીર (કબીર સાહેબ ) ને દુવા સલામ કરી; અને પાણી માટે યાચના કરી. ફકીરે ( કબીરસાહેબે ) તે પીવા આપ્યું તેથી સુલતાને પીને થાક ખાવા માટે ત્યાં આરામલીધો. બાદ ફકીરે ( કબીરસાહેબે ) ઉપર બતાવેલા બે સ્વાનને નીચે મુજબ ખાવાનું મૂક્યું તેનું પ્રમાણઃ—

### સાખી

બાકર કાઢી અગ્નિસે, મિશ્રી ઘૃતહી મિલાય;
ન્યામત ધરી રિકાબમે; કુત્તાસેં કહે ખાય.

( સુલતાન બોધ )

અગ્નિમાં બાટીઓ ઘાલેલી હતી તે કાઢીને તેમાં સાકર ઘી મેળવી મલિદા જેવું બનાવી બે રિકાબીમાં કાઢી બે સ્વાન ને ખાવા મુકી

પણ તે સ્વાનોએ ખાધું નહીં તેથી સોટીથી ભય બતાવ્યો. ત્યારે સુલતાને ફકીર પ્રત્યે દર્શાવ્યું કે, આ સ્વાન ન્યામત (મલીદો) ખાવામાં શું સમજે, ને તે શી રીતે ખાય; તમે શું કરવા સોટી બતાવોછો વિગેરે નમ્રતા પુર્વક જણાવ્યું. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે, જે પ્રમાણે એમણે કર્તવ્ય કરેલું છે. તે પ્રમાણે તેમને ફળ ભોગવવું પડે છે; એમાં બીલકુલ ફેર પડે નહિ. ત્યારે શાહે ફરી પુછયું કે, એ પુર્વજન્મમાં કોણ હતા, તે આપ કૃપા કરી જણાવો. ત્યારે સદ્‌ગુરૂએ નીચે પ્રમાણે કહ્યું:—

## ચોપાઇ

તબ દુરવેશ કહે સમુઝાઇ, સુનો શાહ તુમ મન ચીત લાઇ
બલખ શહર એક નગ્ર રહાઇ, તહાંકે હે યહ હોનો રાઇ
ઇબ્રાહીમ અહે એક તહાં રાજા, તાકે બાપ ઔર દુજે આજા
રાજ પાય કછુ ભક્તિ ન કીના, તાતે જન્મ સ્વાનકો લીના

(સુલતાન બોધ)

હે મુસાફર અહીંથી થોડે છેટે બલખ શહેર છે, ત્યાં એક બાદશાહ ઇબ્રાહીમ અધ્ધમ રાજ્ય કરે છે. તેના બાપ તથા આજાએ (માનાબાપે) બેઉ જણે ભક્તિ (બંદગી) કરી નથી, તેથી તે યોની છોડ્યાપછી તેઓ સ્વાનની યોની પામ્યા છે વિગેરે જણાવ્યું. ત્યારે શાહના મનને અંદેશો વધવા લાગ્યો ને ફીકરમાં પડ્યા તેથી ફરી પ્રશ્ન કર્યો કે, આત્રીજો ખુંટો ખાલી છે તે શા માટે છે, ને તે બાબતમાં શી હકીકત છે; તે પણ કૃપાકરી જણાવો. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે, એજ નગ્રમાં હાલ જે ઇબ્રાહીમ બાદશાહ છે, તે પણ રાજ્યકાજના ગર્વમાં ભક્તિ કરતા નથી; અને જો ભક્તિ નહિ કરેતો તેમની પણ એ દશાને પ્રાપ્ત થતાં ત્રીજા ખુટાએ બંધાશે ને એ ત્રણે સાથે રહેશે. જ્યારે સદ્‌ગુરૂએ એ પ્રમાણે કહ્યું ત્યારે સુલતાને સદ્‌ગુરૂ પ્રત્યે જણાવ્યું કે, આપ ખુદાનું નુરછો હું પોતેજ ઇબ્રાહીમ બાદશાહ છું; માટે મારાપર કૃપા કરીને પ્રાપ્ત થતી સ્વાનની યોનીથી બચાવો. એવું કહી પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કે, હર વખતે દાખલા

આપે છે તેજ આ પુરૂષ છે કે, બીજા, એ પ્રમાણે વિચાર કરે છે; તેવામાં સદ્ગુરૂ સ્વાન સહિત અંતર્ધ્યાન થયા. સુલતાન જોવા લાગ્યા તો ફકીર તેમ સ્વાન કોઇ પણ મળે નહીં જેથી પૂર્ણ વિરહમાં આવી સુલતાન ત્યાંથી પોતાના શહેરમાં આવ્યા, બાદ કેટલેક દિવસે રાજ્યકાજમાં ગુંથાયાથી એ વાતની સુર્તિ તેઓને રહી નહીં.

એક સમયે સુલતાને કબુતરપર બાજ છોડયો, તેથી બાજે કબુતરને પકડી મારી નાંખ્યું. ત્યારે સદ્ગુરૂએ ગેબી વાણીથી જણાવ્યું કે, હે સુલતાન જેમ બાજે કબુતરને મારી નાંખ્યું, તેવી રીતે તમારી ગતિ પણ થવાની છે. આ અવસર તેમ મનુષ્ય દેહ ફરી ફરી આવવાનો નથી, માટે રાજ્ય ઇત્યાદિ ચાર દિવસનું સુખ મિથ્યા ગણી ચેતીને ચાલો કે જેથી અલ્લાહની પ્રાપ્તિ થતાં આવાગવનનું દુઃખ મટે. આ ગેબી વાણી સુલતાનને રોમેરોમ વ્યાપી ને જ્ઞાનોદય થતાં રાજ્યપાટ છોડી ફકીર બની જંગલમાં વાસો કર્યો. ત્યારે નગ્ર લોક કાજી, વજીર, મુલ્લાં, અમીર, ઉમરાવ વિગેરે જંગલમાં જઇ બાદશાહને તેમની પાછળ ( નગ્રમાં ન આવે તો ) પોતાનો પ્રાણ આપવા તૈયાર થયા; તેથી બાદશાહ મોહ પામી ફકીરી છોડી પોતાના નગ્રમાં પાછા આવી રાજ્ય કારભારમાં ભળ્યા. જ્યારે આટલી આટલી વખતે ચેતાવતાં ચેત્યા નહીં ત્યારે સદ્ગુરૂએ કેટલોક સમય વિત્યાબાદ બાદશાહની દાસીમાં પોતાનું રૂપ દાખલ કરી બાદશાહની સુવાની સય્યા જે પુષ્પે બિછાવેલી હતી તેનાપર શયન કર્યું. રાત્રે સુવાના વખતે સુલતાન શયન ગૃહમાં આવી દાસીને સુતેલી જોતાં ક્રોધાયમાન થયા, ને દાસીને હાંક મારી ઊઠાડવા માંડી; પરંતુ દાસી સ્વરૂપે પોઢેલા સદ્ગુરૂ બોલ્યા નહીં. એથી સુલતાને જેરબંધ ( તાંજણ ) લઇ માર મારવો શરૂ કર્યો, ત્યારે સદ્ગુરૂ ( દાસી સ્વરૂપે ) ખડખડીને દાંત કાઢવા માંડ્યા; તેથી શાહના મનમાં અચંબો થયો કે, આટલો માર માર્યો છતાં હસે છે એનું શું કારણ આમાં કાંઇ ભેદ હોવો જોઇએ. એમ ધારી પૂછવા માંડયું કે, હે દાસી આટલો માર પડે છે છતાં તું કેમ હસે છે, તેનું કારણ જણાવ? ત્યારે સદ્ગુરૂએ ઉત્તર આપ્યો કે:—

## ચોપાઇ

તબહી સહેલી કરે બખાના, સુનો શાહ તુમ ચતુર સુજાના
એક ઘડી સુખ હમજો લીના, તા કારણ ઇતના દુઃખ દીના
સદા સર્વદા જો સુખ કરહી, તા પર માર કીતના પરહી.
કહા કરૂ મોહી રહો ન જાઇ, તા કારણ મોહી હાંશી આઇ
ઉમર ભર સુખ કીના એસા, તાકા હાલ હોયગા કેસા
સાચી રાહ અહો તુમ શાહા, જન્મ પાય કછુ લાગો લાહા

( સુલતાન બોધ )

હે સુલતાન એક ઘડીના સુખમાટે હું સય્યાપર સુતી એટલામાં મારાપર કેટલો માર પડયો, તો જેનાપર તમો અહોનીશ વિશ્રાંતિ લ્યો છો તેથી તમારે કેટલો માર સહન કરવો પડશે, તેનો વિચાર મારા મન પર આવવાથી મને દાંત આવે છે, કે તમારી શી વલે થશે ? વિગેરે જણાવી સદ્ગુરૂ ત્યાંથી અંતર્ધ્યાન થયા. બાદ ઘણાં દિવસ વિતતાં સુલતાન એ વાતનું ભાન પણ ભુલી ગયા.

એક સમયે એક માથામાં ઘા પડેલા સ્વાનને જોઇ સુલતાનની બેગમની સાહેલીઓએ તેને હાંકી મુકવા માટે માર મારવા માંડયો, એટલામાં સુલતાન આવવાથી સુલતાને તે સ્વાનને મારતાં રોકી. એ સમયે સ્વાને જણાવ્યું કે, હું પણ તમારા જેવોજ પુર્વે સુલતાન હતો, પરંતુ અલ્લાહની બંદગી નહીં કરવાથી આ જન્મ લેવો પડયો છે; માટે આ અવસર અલ્લાહની બંદગી કરવાનો છે તે ચુકશો તો તમારે પણ સ્વાન નો અવતાર લેવો પડશે એમ જણાવી સ્વાન અદ્રશ્ય થયો.

એક સમયે ફરીથી ગેબી વાણી થઇ કે હે સુલતાન આ સુખ હવે છોડો, નહિતો હવે શી વલે થશે તેનો મન સાથે વિચાર કરો એ મુજબ જણાવ્યું. જ્યારે ગેબી વાણી સાંભળી ત્યારે સુલતાનના મનને નિશ્ચય થયો કે, મને ઘણી વખત ચેતાવ્યો છતાં મેં અજ્ઞાન અને સુખ સંપત્તિમાંજ દિવસ ગુજાર્યા અને બુઢ્ઢો થઇ મરવાની હાલતમાં પણ આવ્યો છતાં

જ્ઞાનોદય થયો નહીં; માટે હવે શોધ કરી એ જંદાબાવાની શરણમાં જાઉ એમ ધાર્યું, બાદ ઘણાં દિવસ ગુજર્યા.

એક દિવસ સ્વારી ચઢાવવાનો હોવાથી હાથીપર બેસી સ્વારીમાં નીકળ્યા, તે સમયે રસ્તામાં એક મરેલું ઊંટ પડયું હતું તેનો પૂર્ણ વિચાર કરી તપાસતાં સુલતાનને ખરેખરો વૈરાગ્ય ઉત્પન્ન થયો, ને ફકીર વેશ ધારણ કરી રાત્રીના સમયે બલખ શહેર છોડી જંદાબાવાની શોધ માટે જંગલ તરફ કુચ કરી. ત્યાં પ્રમાણ:—

## સાખી

સોલહસેં સાહેલીયા, તુરી અઠારહ લખ;
સાંઇયા તેરે કારણે, છોડ્યા શહર બલખ.

(સુલતાન બોધ)

સુલતાનને જંગલમાં ગયા પછી પગે છાલાં પડી ગયા, ત્રણ દિવસ સુધી અનાજ પણ મળ્યું નહિ, તડકો પણ ઘણો વેઠયો છતાં વૈરાગ્ય ખરેખરો થયેલો હોવાથી જંદાબાવાની શોધ ચાલુ રાખી; ત્યારે સદ્ગુરૂએ દયા કરી દર્શન આપ્યાં. તે સમયે સુલતાનને પ્રેમને લીધે નેત્રમાં હર્ષાશ્રુ આવ્યા, ને ગદગદ કંઠે સદ્ગુરૂના ચર્ણારવિંદમાં પડી માફી માંગી કે, અલ્લાહ આપે મને ઘણી વખતે બોધ આપ્યો; છતાં મેં (અભાગીએ) ગ્રાહ્ય કર્યો નહિ. પણ હવે મારા પર કૃપા કરી માફી બક્ષી મારૂં જન્મ મરણાદિનું અસહ્ય સંકષ્ટ કાપી આપના શરણમાં રાખો. ત્યારે સદ્ગુરૂએ દયા લાવી સુલતાનને સર્વભેદ સમજાવી, સહજ ચોકા આરતી કરી પાન પરવાનો આપી, સત્યશબ્દ દ્રીઢાવ્યો. જેથી સુલતાન અમરલોકવાસી થયા. વિગેરે સુલતાનની હકીકતો છે.

ઉપર દર્શાવેલી હકીકત શિવાય સુલતાન ફકીર થયા પછીની કેટલીક હકીકત છે. પરંતુ ગ્રંથનું કદ વધી ન જાય તેટલા માટે આ પુસ્તકની અંદર સારાંશ દાખલ કર્યો છે. માટે વધુ માહિતી મેળવવી હોય તેઓએ સુલતાન બોધ વાંચવાથી મળશે.

કબીરસાહેબ સુલતાનને બોધ આપ્યા બાદ ઘણા સુજ્ઞ જેવા કે, શંકરાચાર્યજી રામનુજસ્વામી વિગેરે માહાત્માઓ સાથે ઘણી જ્ઞાનગોષ્ટિ કાશીજીના લહેર તલાવમાં કબીરનામ ધારણ કરતાં પહેલાં કરી છે; પણ પુરતી હકીકત નહીં મળવાના લીધે દર્શાવવામાં આવી નથી. સદ્ગુરૂએ કફરીયા દેશમાં કાફરોને તેમજ શેખ મન્સુરને પણ બોધ આપ્યો છે. વિગેરે હકીકત થયા બાદ કાશી નગરમાં સદ્ગુરૂ શી રીતે પ્રગટ થઇ કબીરસાહેબ નામ ધર્યું અને શું શું લીલા કરી તથા કોને કોને બોધ આપ્યો, વિગેરે હકીકત આગળ એકાદશમ્ રત્નઃમાં આવશે.

**ટીપઃ**—કાશીનગરમાં પ્રગટ થયા બાદ જે જે લીલાઓ તથા કર્તવ્યો કબીરસાહેબે કરેલાં છે તે તથા જ્ઞાનગોષ્ટિ તથા બોધ આપ્યા છે તે વિગેરે કલિયુગની હકીકત ઘણાં પુરૂષોની અજાણમાં નહીં હોય, કે કેમકે તેકર્તવ્યો ચાલુ વખતમાં વંદનાપાત્ર થયેલાં છે. માટે ગ્રંથ મોટો ન થાય એ હેતુથી વધુ પ્રમાણો નહીં આપતાં સંક્ષેપ્તમાં સારાંશ રૂપેજ એ હકીકત એકાદશમ્ રત્નઃથી આપવામાં આવી છે.

—દશમ્ રત્નઃ સંપુર્ણ.—



# એકાદશમ્—રત્ન:

## સત્યલોકથી કબીરસાહેબનું કાશીજીના લહેર તલાવમાં પ્રકાશરૂપે પધારી બાળકરૂપે પ્રગટ થવું, નીરૂ તથા નીમાને મળવું, તેમના ઘેરજવું, ને બાળલીલા બતાવવી વિગેરેનું વિવરણ.

### જન્મોત્રી—મંગલ

સત્યગુરૂ હંસ ઉબારન, મનમે કીયે હે બિચાર;
જેષ્ઠ માસ વર્ષા ઋતુ, પગ ધારેઉ ચંદ્રવાર.
ચહુદીશ દમકે દામિની, શ્વેત ભવર ગુંજાર;
તહાંવા આપ પધારીયા, જલપર સેજ સંવાર.
બાલકકા તન ઠાઢીયા, નીકટ સરોવર તીર;
સુરીનર મુની સબ દેખહી, સાહેબ ધર્યો હે શરીર.

( શબ્દાવળી )

વિક્રમી સં. ૧૯૫૪ ના જેષ્ઠ શુક્લપક્ષ પુર્ણીમાને સોમવારના શુભ દિવસે સત્યલોકથી સત્યપુરૂષનું તેજ કાશીજીના લહેર તલાવમાં પ્રગટ થયું. એ સમયે ત્યાં સ્વામી રામાનંદજીના શિષ્ય અષ્ટાનંદજી સ્નાન કરવા આવ્યા હતા તેમણે તાદૃસ્ય જેયું. વર્ષાઋતુને લીધે આકાશમાં વાદળાનો ઘેરાવો થઇ રહેલો હતો તેથી અંધકાર છવાયલો માલુમ પડતો હતો, વિજળી ચમકી રહી હતી, ઝરમર ઝરમર વૃષ્ટિ થઇ રહી હતી, મોર, ચકોર, ઇત્યાદિ પક્ષીઓ મધુર ભાષાથી ટહુકાર કરી રહ્યા હતાં; તલાવમાં કમળ પુષ્પ ખીલી રહ્યા હતાં, ને લીલાલહેર છવાઇ રહી હતી, તે સમયે તેજના પ્રકાશથી પૃથ્વી તથા આકાશ તેજોમય જણાતું હતું. એ તેજ આકાશમાંથી ધીમેધીમે નીચે ઉતરતાં સર્વ તળાવમાં ઝગમગાહટ થઇ ગયો ને પ્રત્યેક

દિશા પ્રકાશમય બની તેથી માહાજ્યોતિ ફેલાતાં એ તેજને જોવા કોઇ સમર્થવાન નહતું; તેથી અષ્ટાનંદજી આશ્ચર્ય ચકિત થયા ને વિચારવા લાગ્યા કે આ બનાવ નવીનજ લાગે છે. જ્યારે એ તેજ પુર્ણ નીચે ઉતરી રહ્યું ત્યારે તે લહેર તળાવમાં કમળપુષ્પમાં ઠર્યું, ને સર્વ પ્રકાશ બાહ્યદ્રષ્ટિથી જોવાતો બંધ થવાથી અષ્ટાનંદજી તળાવપરથી નીકળી ગુરૂશ્રી સ્વામી રામાનંદજી પાસે આવી સર્વે હકીકત કહી સંભળાવી. ત્યારે તેઓશ્રીએ સર્વ હકીકત સાંભળી જણાવ્યું કે, એ પ્રકાશ જે તમોએ જોયો તેનું ફળ શીઘ્રજ તમારા જોવા તથા સાંભળવામાં આવશે, વિગેરે જણાવ્યું.

એ પ્રકાશે લહેર તળાવમાં કમળપુષ્પમાં નિવાસ કર્યો. તે પ્રકાશ મનુષ્ય—બાળક સ્વરૂપના આકારમાં થવાથી જલ ઉપર તેમજ કમળપુષ્પમાં રમતા ખેલતા હતા, તેથી બાળકના સાદસ્ય હાથ પગ ફેંકતા માલમ પડવા માંડ્યા. એ પ્રકાશ સ્વરૂપે આવી બાળક સ્વરૂપે કોણ થયું હતું તે જાણવાની વાંચકોને ઉત્કંઠા હશેજ ? તેથી દર્શાવવામાં આવે છે કે,

સત્યપુરૂષની આજ્ઞાથી સત્યલોકમાંથી જગત ચેતવણીના કાર્ય નીમીત્તે તથા સ્વપચ સુદર્શનજીના માતા—પિતા જે બ્રાહ્મણ—બ્રાહ્મણી ( નરહર—લક્ષ્મીણા ) નો અવતાર જુલ્હા જુલ્હીનો થયેલો હતો તેમના ઓધ્ધાર નિમિત્તે તથા કલિયુગમાં સત્યધર્મની સ્થાપના કરી ધર્મદાસજી સાહેબને ગુરવાઇ પ્રદાન કરવા વિગેરે નિમિત્તે જ્ઞાનીજી ( યોગજીતજી—સત્યસુકીતજી—મુનીંદ્રજી—કરૂણામયસ્વામી ) પ્રકાશમય તેજસ્વી સ્વરૂપે જેષ્ટ શુકલપક્ષ પુર્ણિમાને ચંદ્રવારના દિવસે કાશી નગ્રના લહેર તળાવમાં આવી બાળકરૂપે સદ્‌ગુરૂ કબીરસાહેબ નામ ધારણ કરી પ્રગટ થયેલા હતા. તેઓશ્રીએ કોઇ પણ સમયે યોની જન્મ લીધો નથી એ જગજાહેર છે.

સ્વપચ સુદર્શનજીના માતા પિતા બ્રાહ્મણ—બ્રાહ્મણીનો દેહ છોડી જુલ્હા—જુલ્હી ( નીરૂ—નીમા ) નો અવતાર થયો હતો, એ નીરૂ જુલ્હા કાશીનગ્રમાં રહેતા હતા. તે પોતાની સ્રી નીમાને તેના પીયરથી પહેલું આણું કરી પોતાને ઘેર જતાં લહેર તળાવપર આવી પહોંચ્યા, તે વખતે

નીમાને તૃષા લાગવાથી તળાવમાં પાણી પીવા ગયાં. ત્યાં બાળકની પ્રાપ્તિ નીચે મુજબ થઇ.

### જન્મોત્રા મંગળ

નીરૂ નામ જુલ્હા, ગવન કીયે ઘરજાય:
તાસ નાર બડ ભાગની, જલમેં બાળક પાય.
નીરૂ દેખ રીસાયા, બાળક દેહો તુમડાર:
લોક કુટુંબ સબ દેખહી, હાંસી કરે સંસાર.

( શબ્દાવળી )

જ્યારે નીમાને પુષ્પમાંથી બાળકની પ્રાપ્તિ થઇ તે સમયે પોતાનું અહોભાગ્ય જાણી ગોદમાં લઇ પોતાના સ્વામી પાસે આવ્યાં. ત્યારે નીરૂએ પુછ્યું કે, આ બાળક કોનો અને કયાંથી લાવી? નીમાએ જણાવ્યું કે, હું આપની આજ્ઞા લઇ તળાવમાં પાણી પીવા ગઇ, ત્યારે પાણી પીધા બાદ દ્રષ્ટિ પ્રસરતાં આ સુંદર રમણિક બાળક પુષ્પમાં હાથ પગ હલાવતાં જોયો: તેથી તેને લઇ આપની પાસે આવી છું. એ સાંભળી નીરૂસે જણાવ્યું. કે, કોણ જાણે કોણે કેવું કર્મકરી તળવાપર મૂકી ગયુ હશે, માટે જાજા એ બાળકને જયાંથી લાવી હોય ત્યાં પાછો મુકી આવ. ત્યારે નીમાએ કરગરી કહ્યું, હું આ સુંદર અલૌકિક બાળકને છોડી નહીં શકું. તે સમયે નીરૂએ ક્રોધે ભરાઇ ફરી કહ્યું કે, દુનિયામાં મારી હાંશી થાય કે પ્રથમ પોતાના સાસરે જઇ સ્ત્રીની સાથે પુત્રને પણ લેતો આવ્યો. માટે જા કહું છું કે તું જલ્દીથી મુકી આવ એ મુજબનો વાર્તાલાપ થઇ રહ્યો છે એવામાં સદ્દગુરૂ કબીરસાહેબ બાળકરૂપે હતા તેઓશ્રીએ હોંકારો આપી જણાવ્યું કે:--

### જન્મોત્રી મંગળ

તબ પ્રભુદીન હુકારડા, લે ચલો અપને ધામ
મુક્ત સંદેશી આઇયા, આયેલ તુમરે કામ.
પુરબ જન્મકે બ્રાહ્મણ, સેવા ચુકે મોર;
તા કારણ હમ આઇઆ. દરસન દીના તોર.

કરગ્રહી લીન ઉઠાય કે, લીનો અંક મીલાય;
નાર પુરૂષ મીલ હરખહી, મહા પરમ ધન પાય.
પ્રેમ પ્રીત કર લે ચલી, કાશી નગ્ર મંઝાર;
ધન ભાગ્ય વા દેશકો, જહાં સત્યગુરૂ પગધાર.
અન્ન પાણી નહિ આસહી, દીનદીન બાઢે રંગ,
નાર પુરૂષ દોઇ ઝુરહી, દેખત ઊનકો અંગ.
સાહેબ કબીરજીકો મંગલ, જો ગાવો ચિતલાય;
ભવ જલ પાર ઉતારહે, હંસા લોકકોં જાય.

( શબ્દાવળી )

હે નીરૂ તથા નીમા તમે બન્ને સાંભળો, એ મુજબ જ્યારે બાળકની વાણી થઇ ત્યારે આશ્ચર્ય ચકિત, થઇ કાન દઇ સાંભળવા માંડ્યું. એટલે સદ્‌ગુરૂએ જણાવ્યું કે –તમે બન્ને સ્વપચ સુદર્શનજીના માતા પિતા હતા તે વખતે મારો ઉપદેશ ગ્રાહ્ય ન કર્યો, જેથી તમે તે દેહ છોડી બ્રાહ્મણ બ્રાહ્મણી થયાં, ત્યાં પણ મેં બાળક સ્વરૂપે આવી બોધ આપ્યો; તે પણ તમે ગ્રાહ્ય કર્યો નહીં, તેથી તમારો આ ત્રીજો અવતાર જુલ્હા–જુલ્હીનો થયો છે. હું પૂર્વ પ્રેમના ભાવે તથા સ્વપચ સુદર્શનજીના વચન ખાતર ઉપદેશ આપી તમારો ઓધ્ધાર કરવા સારૂ મુક્ત સંદેશી આવેલોછું, માટે તમે હાથે કરીને આ વખત ગુમાવશો નહીં; અને મને લેઇ જતાં હાંશી થશે એવો ડર નહીં રાખતાં સુખેથી ઘેર લઇ જાવ. જો મારૂં કહેવું માનશો ને યોગ્ય ઉપદેશ ગ્રાહ્ય કરશો તો તમારૂં આવાગવનનું દુઃખ દુર કરીશ. વિગેરે હકીકત સંભળાવી, જે આ બેઉજણ કાન દઇ સાંભળતા હતા તેમની પકકી ખાત્રી થઇ કે, આ બાળક કોઇ મહાન્ પ્રતાપી પુરૂષ છે, માટે લઇ જવાને કોઇ પ્રકારનો વાંધો નથી; એવી રીતે વિચાર કરી લહેર તળાવપરથી સદ્‌ગુરૂ કબીરસાહેબને લઇ પોતાને ઘેર આવ્યા.

જ્યારે પોતાના ઘેર નીરૂ તથા નીમા આવ્યા, ત્યારે સર્વ લોકો બાળકને જોઇ હાંશી કરવા માંડ્યા. તેમને નીરૂએ સર્વ હકીકતથી વાકેફ કર્યા, પરંતુ કેટલાકે માન્યું અને કેટલાકે માન્યું નહીં.

નીરૂએ તેમનું નામ પાડવા કાજીને બોલાવીને કુરાન જોઇ નામ મૂકવા જણાવ્યું, ત્યારે બાળકરૂપ કબીરસાહેબે પોતેજ પોતાનું નામ "કબીર" છે એમ કહ્યું; તેથી કાજી આશ્ચર્ય ચકિત થયાને કુરાનમાં પણ કબીર, અકબર, કિબ્રા, કીબરિયા એ ચાર નામ આવ્યાં, તેથી કાજી વિચારમાં પડ્યા કે આ નીરૂ જુલ્હાના છોકરાનું નામ આવા મોટા મહાન્ ખુદાનું નામ મુકવું એ વ્યાજબી નથી. બાદ ફરીથી કુરાન જોવા માંડ્યું તો સર્વ કુરાનમાં "કબીર" "કબીર" એવું જોવામાં આવ્યું, ત્યારે સંદેહ ઉત્પન્ન થયો કે આ શો ચમત્કાર! કે સર્વ કુરાનમાં "કબીર" "કબીર" શિવાય બીજું કાંઇપણ દેખાતું નથી; કાજીઓએ ઘણાંએ ફાંફાં માર્યાં પણ કંઇ વળ્યું નહીં, ત્યારે કહેવા લાગ્યા કેઃ—

## સાખી

સકલ કુરાન કબીરહે, હરફ લીખે જો લેખ;
કાશીકે કાજી કહે, ગઇ દીનકી ટેક.
(કબીર મન્સુર વિગેરે)

આવું ભારી નામ મૂકવાથી દીનની ટેક જશે, માટે હે નીરૂ એને ઘરમાં લઇ જઇ જબહકર (મારીનાંખ) તેથી નીરૂએ બાળકરૂપ કબીરને અંદર લઇ જઇ છુરી ચલાવી. છુરી આરપાર થઇ ગઇ પણ ન ઘાત થયો, તેમ ન રક્તનું બિંદુ પડ્યું, અને છુરી માર્યાનું ચિન્હ પણ માલમ પડ્યું નહિ. ત્યારે બાળકરૂપ કબીરે નીરૂ પ્રત્યે કહ્યું કે, હે નીરૂ મારા માતા પિતા કોઇ છે નહીં તેથી હું ઉત્પન્ન થતો નથી, તેમજ મરતો નથી ને મને કોઇ મારી શકતું નથી; ને હું કોઇને મારતો નથી, મારે શરીર નથી ફક્ત દેખાવ તરીકે દેખાય છે એટલુંજ છે. મારે માંસ, હાડકાં, ચામડું નથી કે મારાપર ઘા થઇ શકે; માટે આ અવસરે ચેતીને જન્મ મરણનો ફેરો મટાડો. પણ અજ્ઞાનતાને લીધે નીરૂ તેમનું કહેલું (જ્ઞાન) મનપર લીધું નહીં, ને કાજીને વિદાય કર્યા. ત્યારબાદ નીરૂ, નીમા કાજી દ્વારાએ સર્વ જન સમુહમાં વાર્તા ફેલાઇ. ત્યારે સર્વ કહેવા લાગ્યા કે એ બાળક પોતાની મેળે બોલે છે તથા પરચા આપે છે, તેથી સિધ્ધાવતાર કોઇ દેવ અગર સ્વયં

પરમાત્માએ દેહ ધરી છે અને નીરૂને ત્યાં આવેલા છે, નહીંતો બાળક પોતાની મેળે પોતાનું નામ કહે નહીં; વિગેરે જેમ જેના મનમાં આવે તેમ કાશીનગ્રમાં બોલી વાતો કરવા લાગ્યા.

બાળકરૂપ કબીર દુધપીતા નહોતા તેથી નીરૂ નીમા બેઉએ જણાવ્યું કે, જ્યારે તમે દુધ પણ પીતા નથી ત્યારે અમે પણ ખાવાના નથી માટે દુધ પીઓ. ત્યારે સદ્ગુરૂએ જણાવ્યું કેઃ—

## ચોપાઇ

જુલ્હા જુલ્હી દુખિત નિહારી, તબ હમ તીનતે બચન ઉચ્ચારી
કોરી એક બચ્છીયા લે આવો, કોરા ભાંડા એક મંગવાવો
તતક્ષણ સો જુલ્હા ચલિ જાઇ, ગઉકી બચ્છીઆ કોરી લાઇ
કોરા ભાંડા એક ગહાઇ, ભાંડા બચ્છીયા શીઘ્રહી આઇ
દોઉ કબીરકે સન્મુખ આના, બચ્છીયા દિશા દ્રષ્ટિ નીજ તાના
બચ્છીયા હેઠ સો ભાંડા ધરેઉ, તામે છિનહી દુધતે ભરેઉ
દુધ હમારે આગે ધરહી, યહ વિધિ ખાન પાન નીત કરહી

(સ્વસંવેદ બોધ વિગેરે)

જ્યારે તમારી દુધ પીવાડવાનીજ ઇચ્છા છે, તો એક ગાયની વાછરડી કોરી (વગર સંયોગની) તથા એક કોરો ઘડો લઇ આવો. એ પ્રમાણે કહેવાથી નીરૂ બેઉ ચીજ લેઇ આવ્યા ત્યારે બાળક રૂપ કબીરસાહેબે કહ્યું કે, વાછરડીના નીચે કોરોઘડો મૂકો, તે મુજબ નીરૂએ મૂકયો. બાદ સદ્ગુરૂએ વાછરડીના તરફ દ્રષ્ટિ કરતાં તેને થાન થઇ દુધ મુકેલા ઘડામાં પડતાં ઘડો ભરાઇ ગયો; ત્યારે તે દુધનું તેઓશ્રીએ પ્રાસન કર્યું. એ આશ્ચર્ય જનક હકીકત પણ કાશી નગ્રમાં ફેલાતાં લોકો દીગમુઢ થયા. એ પ્રમાણે કબીરસાહેબે બાળવયમાં ઘણાં પરચા બતાવ્યા છે, અત્રે ફકત સંક્ષેપ્તમાંજ મોટી મોટી બાબતોના પરચા જણાવેલા છે.

જ્યારે મોટા થયા ત્યારે બાળકો ભેગા ખેલવા લાગ્યા, ત્યાં ખેલતાં ખેલતાં બાળકોમાં બ્રહ્મજ્ઞાનની વાતો કહેવા લાગ્યા; અને સાધુઓ સાથે પણ

જ્ઞાનગોષ્ટિ કરવા લાગ્યા. ત્યારે સાધુઓ પણ આશ્ચર્ય ચકિત થયા ને આ કોઇ સિધ્ધ પુરૂષ છે એવું માનવા લાગ્યા.

એક વૃધ્ધ સ્ત્રીને જલનનો રોગ થયો હતો. તે કોઇથી પણ મટનો નહોતો. તેણે કબીરસાહેબની આશ્ચર્ય ચકિત વાત સાંભળી તેથી જ્યાં કબીરસાહેબ રમતા હતા ત્યાં આવીને કહેવા લાગી કે, મારા પર કૃપા કરી મારો જલનનો રોગ મટાડો, ત્યારે કબીરસાહેબે એક ધુળની ચપટી લઇ તેના પર નાંખી તેથી તેને જલનનો રોગ મટી ગયો.

એક સમયે જુલ્હાની સર્વ ન્યાત એકઠી મળી નીરૂને ઘેર આવી નીરૂ પ્રત્યે જણાવ્યું કે, હવે કબીરને આપણા શાસ્ત્ર મુજબ સુનત કરાવવી જોઇએ. નીરૂએ તે સર્વેનું કહેવું માન્ય કરી નાઇ ( હજામ ) ને બોલાવી સુનત ક્રિયા કરવા માંડી. તેનું પ્રમાણ તથા શું હકીકત બની તે નીચે દર્શાવવામાં આવે છે કેઃ—

## ચોપાઇ

તબ નાઇ કબીર ઢીગ આયા, લે અસ્તુરા નિકટ નિયરાયા
પાંચ ઇંદ્રી તાકો દીખલાયો, કાટિ લેહુ જો તોહી મન ભાયો
( સ્વસંવેદ બોધ વિગેરે )

જ્યારે નાઇ ( હજામ ) અસ્ત્રો લઇ કબીરની સુનત કરવા સારૂ કબીરસાહેબ પાસે આવ્યો, ત્યારે કબીરસાહેબે એક લીલા એવી બતાવી કે, હજામને પાંચ ઇંદ્રિયો માલુમ પડી. ત્યારે કબીરસાહેબે કહ્યું કે હે નાઇ જે ઇંદ્રિની સુનત કરવી હોય તે ઇંદ્રિની કર, તેથી નાઇ ગભરાયો ને સુનત કરવી પડતી મૂકી ચાલ્યો ગયો. તેથી સુનત થઇ નહીં અને કબીરસાહેબ બાળકો ભેગા ખેલવા ગયા.

જ્યારે કબીરની સુનત ન થઇ ત્યારે નીરૂ તથા તેની જ્ઞાતિવાળાએ કાજીને બોલાવ્યા, અને તેમની સમ્મતિથી ગૌનો વધ કર્યો. એ બાબત કબીરસાહેબે જાણી તેથી બાળકમાંથી ખેલવાનું પડતું મુકી આવી જોયું તો ગાયને મરેલી જોઇ, તેથી કાજી સાથે ઘણી વાર્તાલાપ થતાં ગાયની પાસે

જઇ અંજલી ભરી પાણી છાંટી સજીવન કરી, જેથી સર્વે ભરાયલા માણુસો દિગમુઢ બન્યા; બાદ કબીરસાહેબ તેમના ઘેરથી ગોવધ કર્યાના કારણથી અંતર્ધ્યાન થયા. ત્યારે નીરૂ તથા નીમાને શોચ થયો ને શોધ કરવા માંડી પણ પત્તો લાગ્યો નહીં. તેથી ઘણું રૂદન કરવા માંડ્યું ને અન્ન જલ પણ લીધું નહીં; તેથી કબીરસાહેબને દયા આવવાથી નીરૂને રસ્તામાં મળ્યા. તે સમયે નીરૂએ જણાવ્યું કે, અમે ઘણાં દિવસથી શોધીએ છીએ માટે ચાલો. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે, અમે દયાહીન પુરૂષને ત્યાં રહેવા ઇચ્છતા નથી. જ્યારે એવું નીરૂએ સાંભળ્યું ત્યારે ચરણમાં પડી ક્ષમા માંગી અને જણાવ્યું કે, એ ગુન્હો મારો નથી પણ બીજાની સમ્મતિથી એ કાર્ય થયું છે; હવે પછી એવું નહીં કરીયે, એ મુજબ વિનંતી કરવાથી કબીરસાહેબ નીરૂને ઘેર ગયા.

બાળકરૂપ કબીરસાહેબ ઘેર ગયા બાદ બાળકોમાં ખેલતા ને હરિ કૃષ્ણ ગોવિંદ અમારા હૃદયમાં છે, તેમને ભરણ પોષણનું કાર્ય પરમાત્મા તરફથી ઇનાયત ( બક્ષીસ ) થયેલું હોવાથી જગતનું પાલણ કરેછે. એ મુજબનું કહેવાથી મુસલમાન લોકો તેમને કાફર કહેતા ત્યારે તે જવાબ દેતા હતા કે, જે બીજાનો માલ લુંટીલે છે તે, કપટ ભેખ ધરી સંસારને ધુતે છે તે, નિર્દોષ જીવના પ્રાણનો ઘાત કરે છે તે, માંસ ભક્ષણ કરે છે તે, મદિરાપાન કરે છે તે, વિગેરે દુરાચરણવાળો કાફર ગણાય. પરંતુ મારામાં તેમાંનું એકે દુરાચરણ નથી, પણ તમે પોતાના દુરાચરણ છોડતા નથી માટે તમેજ કાફર છો વિગેરે ઘણું સમજાવતા તેથી મુસલમાનો તેમનાપર ઘણાં બળતા હતા.

બાળક રૂપ કબીરસાહેબ જ્યારે મોટી ઉમ્મરના થયા ત્યારે ગળામાં ઉપવીત ( જનોઇ ) નાંખ્યું, તિલક કરવા માંડ્યું, વિગેરે ધારણ કરવાથી સાધુ જેવા માલમ પડવા માંડ્યા. તેથી તેઓશ્રીને બ્રાહ્મણો કેહેવા લાગ્યા કે, આ તમારો ધર્મ નથી એતો વૈષ્ણવનો ધર્મ છે, ને આ ઉપવીત ધારણ કરવાનો ધર્મ બ્રાહ્મણોનો ( એટલે અમારો ) છે; અને રામ—નારાયણ વિગેરે કહો છો તે પણ હીંદુ ધર્મને ઘટે છે, કાંઇ તમો મુસલમાનને ઘટતું નથી વિગેરે કહેતા. ત્યારે તેમને જવાબમાં જણાવતા કે, તાણો હું તણુછું તેથી

તારતો અમારાથીજ ઉત્પન્ન થયા જે તમારા ગળામાં નાંખોછો એ તમારૂં શીરીતે થયું. રામ ગોવિંદનો મારા હૃદયમાં વાસ છે, તમો ગીતાજીનો પાઠ પઢોછો પણ મુળભેદની ગમ નથી તે મારા હૃદયમાં છે. તમે રામગોવિંદની પ્રાપ્તિ અર્થે ઠેરઠેર ભમો છો છતાં પણ મળતા નથી, તેનો ભેદ પણ હું જાણુંછું; તેથી હું ઉપવિત, તિલક નામોચ્ચાર વિગેરે કરૂંછું. (કબીરમન્સુર વિગેરે) આ પ્રમાણે બ્રાહ્મણો તથા કબીરસાહેબ વચ્ચે ઘણો વાર્તાલાપ થતો તોપણ બ્રાહ્મણોના મનની ખાત્રી થઇ નહિ. ત્યારે છેવટે કબીરસાહેબે પોતાનું હૃદય ચીરી અંદરની જનોઇ તથા રામકૃષ્ણ ગોવિંદ હૃદય સ્થાને દેખાડયા, તોપણ બ્રાહ્મણો તેમને મુસલમાન જાણી તેમજ જાદુગીર જાણી તેમના પર દ્વેષ લાવતા. જયારે કાંઇ ન ચાલતું ત્યારે જણાવતા હતાકે તમારા ગુરૂ કોણ છે, નુગરાથી કોઇપણ ભક્તિ થાય નહિ એવું શાસ્ત્ર કહે છે. સદ્‌ગુરૂ કબીરસાહેબ સ્વતાહા સિદ્ધ તથા પૂર્ણજ્ઞાની હતા ને કલિયુગમાં તો તેમને ગુરૂ પ્રનાલિકા સ્થાપના કરવાની હતીજ તે કારણથી કલિયુગના મનુષ્યો નુગરા ગણી આગળ ગુરૂપ્રનાલિકામાં વાંધો ન કાઢે તે સારૂ ગુરૂ કરવાની જરૂર હોવાથી સ્વામીજી રામાનંદજી પાસે જવાની તૈયારી કરી. ( કલિયુગ શિવાયના યુગોમાં તેમણે ( કબીરસાહેબે ) કોઇને ગુરૂ કરેલા નથી તે આગળ જણાવી ગયા છીએ ). વિગેરે હકીકત છે.

—એકાદશમ્ રત્નઃ સંપુર્ણ.—



# દ્વાદશમૂ—રત્નઃ

## સ્વામી રામાનંદજીનેગુરૂ કર્યા બાબતનું તથા કબીર લીલા ગોરખનાથજીનું આવવું ને પરાસ્ત થવું, લોઇ સંબંધી હકીકત તથા નીરૂનીમાનું ગતથવું, વિગેરે બાબતનું વિવરણ.

### ચોપાઇ

કોઇ ન બુઝે ભેદ હમારા, રામાનંદ પહ તબ પગુધારા
તબ અપને મન કીન્હ ઉપાઇ, તીનહી દરસ નહીં જબ પાઇ
(જ્ઞાનસાગર)

રામાનંદ ગુરૂ દીક્ષા દીજે, ગુરૂ દક્ષિણા કછુ હમસે લીજે
શુદ્ર કાન ન લાગો ભાઇ, તીન લોકમેં મોર બડાઇ
(કબીર ચરીત્ર બોધ)

કબીરસાહેબ રામાનંદજી પાસે ગયા ને ત્યાં કહ્યું કે મને આપનો શિષ્ય બનાવી મારી પાસેથી ગુરૂ દક્ષિણા લ્યો. ત્યારે રામાનંદજીએ સંક્ષેપ્તમાં જણાવ્યું કે, અમો શુદ્રને ઉપદેશ આપતાનથી. માટે અમો તમોને ચેલા કરી શકનાર નથી. જયારે કબીરસાહેબે એવો ઉત્તર સાંભળ્યો એટલે ત્યાંથી ચુપચાપ થઇ પોતાનાઘેર આવ્યા. બાદ શુંકર્યું તેની હકીકત આનીચે દર્શાવવામાં આવી છે.

રામાનંદસ્વામી હમેશાં પ્રાતઃ કાળમાં એક પ્રહરબાકી રહે તે સમયે ગંગાજીમાં સ્નાન કરવા જતા હતા, તે સમય સાધીને કબીરસાહેબ ગંગાજીના કિનારે બાળ સ્વરૂપ ધરી પોઢયા.

### ચોપાઇ

જાહી રામાનંદ ગંગ સ્નાના, તેહી મારગમેં જા પૌઢાના
તબહી પાંવ ગુરૂ લાગ કબીરૂ, રામરામ બોલો મત ધીરૂ
(જ્ઞાન સાગર વિગેરે)

ગંગાજીમાં રામાનંદ સ્વામી સ્નાન કરવા જતા હતા, તે સમયે કિનારામાં બાળક સ્વરૂપે કબીરસાહેબ પોઢેલાહતા. તેમને રામાનંદ સ્વામીની ખટાઉ (પાવડી)ની ઠોકર લાગવાથી રડવામાંડયું, જેથી તે બાળસ્વરૂપ કબીરસાહેબને ઊંચકી રામાનંદસ્વામીએ માથે હાથ ફેરવી કહ્યું કે, બચ્ચા રામ, રામ કહો; એ પ્રમાણે થયું તે દિવસથી કબીરસાહેબે રામાનંદ સ્વામીને ગુરૂ તરીકે માન્યા. સ્વામીજી ગંગાજીમાં સ્નાન કરવા પેઠા ને કબીરસાહેબ મોટું સ્વરૂપ ધારણ કરી પોતાને ઘેર આવ્યા. બાદ બીજે દિવસે કંઠી, માળા, તિલક, જનોઇ, સ્વેતવસ્ત્ર, ઇત્યાદિ ધારણ કરી રામનામની ધ્વનિના શબ્દો ગાવા માંડ્યા. ત્યારે હિંદુઓએ પુછ્યું કે, નુગરા થઇ કંઠી, માલા તિલક કેમ ધારણ કરો છો. તે સમયે તેઓશ્રીએ જણાવ્યું કે, હું નુગરો નથી પણ મારે માથે શ્રીરામાનંદજી સ્વામીએ હાથ મૂકી મને ઉપદેશ આપ્યો છે; અને તેથી તેઓશ્રીને મારા ગુરૂ માનું છું; જ્યારે કબીરસાહેબે એવો ઉત્તર આપ્યો, ત્યારે તેવાત કાશી નગ્રમાં ફેલાંતા સાધુઓ તથા રામાનંદ સ્વામીના ચેલાઓના શ્રવણે પડી. ત્યારે સર્વે મળી રામાનંદજી પાસે આવી જણાવ્યું કે, આપે શુદ્રજાતિમાં ઉત્પન્ન થયેલા કબીરને દિક્ષા આપી એ આપ જેવા મહાન્ પુરૂષને યોગ્ય કેમ લાગ્યું. ત્યારે રામાનંદ સ્વામી ચમક્યાને વિચાર કરવા લાગ્યો , મેંતો તેમને ઉપદેશ આપ્યો નથી ને આ સર્વે જણાવે છે કે દિક્ષા આપી; ત્યારે ખરૂં શું તે જાણવું જોઇએ. એમ ધારી આવેલા સર્વને જવાબ આપ્યો કે, પ્રથમ અહીં કબીરે આવી દિક્ષામાંગી હતી, ત્યારે મેં તેમને (શુદ્રને) દિક્ષા નહિ આપું એ પ્રમાણે કહ્યું હતું; માટે તમે કહોછો તે વાત તદન ખોટીછે વિગેરે જણાવ્યું. ત્યારે સર્વેએ એકમત થઇ જણાવ્યું કે, જેવાત અમે તમારા આગળ દર્શાવી તે કબીર પોતેજ કહેછે. તેથી તેમને બોલાવી પુછવું જોઇએ. ત્યારે બીજે દિવસે કબીરસાહેબને બોલાવ્યા, ને બાહાર બેસાડયા; તે વખતે રામાનંદજી સ્વામી પડદામાં રહી માનસીક પુજા કરતા હતા. તે પુજા કરી રહ્યા બાદ પડદામાંથી કબીરસાહેબ પ્રત્યે સવાલ કર્યોકે, મેં તમોને દિક્ષા ક્યારે આપી છે ? તે જણાવો. ત્યારે કબીરસાહેબે ગંગાકિનારે બનેલી હકીકત કહી સંભળાવી. એ ઉપરથી રામાનંદસ્વામી એ

ફરી પ્રશ્ન કર્યો કે, તે વખતે તો નાનું સ્વરૂપ હતું ને આ વખતે તો તમે મોટું સ્વરૂપ ધારણ કર્યું છે તેથી ખરૂં કેમ મનાય ! માટે ગંગા કિનારે જે સ્વરૂપથી ઉપદેશ લીધો તે સ્વરૂપ આ વખતે ધારણ કરો તો હું ખરૂં માનું, એટલે કબીરસાહેબે નાનું બાળસ્વરૂપ ધારણ કર્યું ને પડદામાં ગયા. એથી રામાનંદસ્વામી આશ્ચર્ય ચકિત થયા ને કોઇ મહાન્ પ્રતાપી પુરૂષ કાંઇ કાર્ય નિમિત્તે પ્રગટ થઇ અને મારી પાસે દીક્ષા લીધી છે એમ માન્યું; તેમજ સર્વ જનસમુહ તથા સાધુ મંડળમાં પણ તે વાત બહાર પડી.

## કબીર લીલા.

એક સમયે ગુરૂ રામાનંદસ્વામીને ત્યાં કબીરસાહેબ ગયા, તે વખતે ગુરૂ રામાનંદસ્વામી માનસીક પુજા કરતા હતા. તેમણે ધ્યાનમાં ઠાકોરજીને મુકુટ ચઢાવી દીધો, ને પુષ્પમાલ ચઢાવવી ભૂલી ગયા. તેથી વિચારવા લાગ્યા કે, પુષ્પમાળ ચઢાવ્યા શિવાય પુજા અધુરી રહે; અને મુકુટ ઉતારૂં તો પુજા ખંડિત થાય તેથી સંભ્રમ થયા. તે બાબત કબીર-સાહેબે જાણી તેથી ગુરૂને ગભરાયલા જોઇ બહારથી જણાવ્યું કે, " ગુરૂજી તોડકે જોડદો. " જ્યારે એ મુજબના વચનો શ્રવણે પડયાં, ત્યારે રામાનંદે પુષ્પમાળના દોરાની ગાંઠ છોડીને ઠાકોરજીને પહેરાવી ગાંઠ બાંધી દીધી; જેથી સંભ્રમતા મટતાં માનસીક પુજા પરિપુર્ણ થઇ. એટલે બાહાર આવી જણાવ્યું કે, " ગુરૂજી તોડકે જોડદો " એવું કોણે કહ્યું હતું ? ત્યારે સર્વે શિષ્યોએ જવાબ આપ્યો કે, કબીરે કહ્યું હતું. એ મુજબ સાંભળી ગુરૂજીએ કબીરની ઘણી પ્રશંસા કરી, ને અંતર્ગતની વાત જાણી તેથી સર્વેમાં તેમની પ્રતિષ્ઠા વધારી; જેથી રામાનંદજીના સર્વ શિષ્યોએ કબીર સાહેબની ઘણીજ મર્યાદા તે સમયથી રાખવા માંડી.

જહાંગસ્તશાહ નામે એક સિદ્ધ સાધુ ( ફકીર ) હતા. તે સર્વથી વાદવિવાદ કર્યા કરતા હતા. તેમને કેટલાક સાધુઓએ જણાવ્યું કે, તમે કબીર સાહેબના દર્શન કરી તેમની પાસે સવાલ કરો; કારણ તે રામા-નંદસ્વામીના સર્વ શિષ્યોમાં પ્રતિષ્ઠિત સંત છે તે તમારો જવાબ આપશે.

એ મુજબ જહાંગસ્તશાહે સાંભળ્યું કે તુરત કાશી નગરમાં આવી કબીર-સાહેબના મકાનપર આવ્યા. તે વાત કબીર સાહેબને જાણ પડતાં પોતાની મઢીના બારણા આગળ એક સુવર ઉત્પન્ન કર્યું. જેથી જહાંગસ્તશાહ બારણા આગળ સુવર જોઇ પાછા જવા માંડયા. ત્યારે કબીરસાહેબે તેઓને હાંક મારી બોલાવ્યા કે, બાહારથીજ કેમ પાછા વળ્યા ! ત્યારે જહાંગ-સ્તશાહે જણાવ્યું કે, તમે આવા પ્રતિષ્ઠિત સંત થઇ બાહાર બારણા આગળ સુવર બાંધ્યું છે, જેથી તમારાં આચરણ મને ઠીક ન લાગવાથી તમારી પાસે આવવું મને વ્યાજબી લાગતું નથી. ત્યારે કબીરસાહેબે કહ્યું કે, મેં તો બારણા આગળ સુવર નામનું જાનવર બાંધ્યું છે; પણ તમે તો સંત થઇ ભીતર ઘટમાં ક્રોધ વિગેરે સર્વ વિષય રાખ્યા છે તેનો વિચાર કરી તપાસો તો માલુમ પડે, એ પ્રમાણે કહેતાની સાથે જહાંગ-સ્તશાહ અંદર આવી સદ્‌ગુરૂ કબીરસાહેબના ચરણમાં પડયા. ( આ બાબતની પૂર્ણ હકીકત નિર્ભયજ્ઞાન ગ્રંથમાં આપેલી છે, આ જગોએ ફક્ત સારાંશજ આપ્યો છે. )

એક સમયે કબીરસાહેબ પોતાની પર્ણ કુટીપર બેઠા હતા, ત્યાં એક સાધુ પધાર્યા, ત્યારે તેમનો આદર સત્કાર કર્યો. બાદ આવવાનું પ્રયોજન પુછતાં તે સાધુએ જણાવ્યું કે, ચારમુક્તિ શી રીતે મળે એ પ્રમાણે સવાલ કર્યો. તેના જવાબમાં કબીરસાહેબે પ્રત્યુત્તર દીધોકે, અમુક સ્થાને કુતરી વિઆઇ છે તેના કાળા બચ્ચાને મારૂં નામ દઇ પુછો તે તમારો ખુલાશો આપશે. ત્યારે તે સાધુએ ત્યાં જઇ પુછવા માંડયું તો પુછતાં બરોબર તુરત તે મરી ગયું ને તે યોનીમાથી છુટયું, બાદ ભંગીને ત્યાં અવતર્યું. બચ્ચું મરીજવાથી સાધુએ કબીરસાહેબ પાસે આવી જણાવ્યું કે તમારૂં નામ દઇ પુછતાં બરોબરજ બિચારૂં બચ્ચું મરી ગયું. ત્યારે કબીર સાહેબે જણાવ્યું કે, કાંઇ હરકત નહીં પરંતુ જાવ ફરી અમુક ભંગીને ત્યાં બાળક અવતર્યું છે; તેને પણ મારૂં નામ દઇ પુછી જુવો એટલે માલુમ પડશે. તેથી તે સાધુએ ભંગીને ત્યાં જઇને પણ પ્રથમ મુજબ પુછ્યું, તો ત્યાં પણ પ્રથમ મુજબ થયું ને તે છોકરાનો દેહ છુટી

રાજાને ત્યાં જન્મ થયો. તેથી સાધુ ફરીથી કબીરસાહેબ પાસે ગયા અને જણાવ્યું કે, વાહ તમે પણ ખરા કે તમારૂં નામ સાંભળતા બચેબરજ બિચારાં બાળકો પણ મરી જાય છે, ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, એમાં મારો કોઇ પણ જાતનો દોષ નથી, પરંતુ હવે મારૂં કહેવું માની એક વખત અમુક રાજાને ઘેર જઇ તેને હમણાં પુત્ર થયેલો છે તેને પુછી જુઓ. તેથી તે સાધુ રાજાને ઘેર ગયો અને પુછવા માંડયું તો તે બાળકે જવાબ દીધો કે, ધન્ય છે! કબીરને કે જેનું નામ બે વખત સાંભળવાથી હું આ પદ્ને પ્રાપ્ત થયો; તેથી તેઓશ્રીની આગળ ચાર મુક્તિ પણ શા હીસાબમાં છે. માટે તેઓશ્રીની પાસે ઉપદેશ ગ્રહણ કરો કે જેથી આવા ગવનનો ફેરો મટે વિગેરે જણાવ્યું. ત્યારે તે સાધુ કબીરસાહેબ પાસે આવી તેમના ચરણમાં પડયા ને યથેચ્છ ભક્તિ ગ્રહણ કરી. વિગેરે હકીકત છે. ( જુઓ કબીર ચરિત્ર બોધ. )

એક સમયે રામાનંદ સ્વામીના શિષ્યો સાથે કબીરસાહેબ રામાનુજ ગુરૂદ્વારે દક્ષિણ દેશમાં તૌતાદરી ચાલ્યા, તે વખતે સાથે પાડા ઉપર સામાન લાદી ચાલતાં ચાલતાં સર્વે રાજનુજ સ્વામીના દ્વારે આવી પહોચ્યા; અને પ્રસાદ (જમવા)નો સમય થયો.

રામાનુજસ્વામી આચારી ધર્મ પાળતા હતા તેથી સ્નાનનું ધ્યાન વિશેશ હતું, અને શુદ્રની છાંયા પડેતો જમે નહીં. મતલબકે જાતિનું ધ્યાન વિશેશ હોવાછતાં બ્રાહ્મણ હોયતોજ શુદ્ધ માનતા, બીજી કોમને પોતાના આશ્રમમાં રસોડામાં પેસવા દેતા નહીં. તેથી કબીરસાહેબને પોતાના ભંડારમાં દાખલ કરવા માટે વિચારવા લાગ્યા. બાદ તેઓને ખોટું ન લાગે એવી રીતનો એક એવો ઠરાવ કર્યો કે, જે વેદનો શ્લોક (મંત્ર) બોલે તે ભંડારમાં બેસે. તેનું કારણ એ હતું કે કબીરસાહેબ વેદનો શ્લોક જાણતા નથી ( એવું એ જાણતા હતા ) તેથી આપણે ના કહેવી મટે અને આપો આપ બહાર બેસે.

એ ઠરાવ થયાથી સર્વે વારા ફરતી શ્લોક (: વેદના ) બોલી રહ્યા, ત્યારે કબીર સાહેબની વારી આવી, તેથી તેમણે જે પાડાપર સામાન લાદી

લાવ્યા હતા તેના મસ્તક પર હાથ મુકી પાડાને જણાવ્યું કે, હે પાડા મનેતો કાંઈ વેદના જ્ઞાનની પરવાહ નથી પણ તું સર્વેને પઢીને બતાવ એ મુજબ કહ્યું. ત્યારે સદ્‌ગુરૂની પ્રબળ સામર્થ્ય સત્તાથી પાડાએ વેદના મંત્રો એક પછી એક બોલવા માંડયા, જેથી સર્વ આશ્ચર્ય પામ્યા ને પોતાના દોષની ક્ષમા માંગી; બાદ સર્વેએ એક મત થઇ ભોજન કર્યું. એ પ્રમાણે વેદ મંત્ર બોલવાનો રિવાજ હાલ પણ દક્ષિણના: આચાર્ય મંડળ તથા સાધુ મંડળમાં ચાલે છે.

એક સમયે ગોરખનાથજી કબીરસાહેબની ખ્યાતિ સાંભળવાથી ગીરનારથી ફરતા ફરતા કાશી નગ્રમાં આવ્યા, તેમની સાથે બીજા નાથ તથા ચોરાશી સિધ્ધ પણ તે વખતે હતા. તે સર્વ રામાનંદસ્વામીની ગુફા દ્વારે આવી પહોંચ્યા ને જણાવ્યું કે, ગોરખનાથજી તમારી સાથે વાદવિવાદ કરવા ચાહે છે. એ ખબર રામાનંદસ્વામીને થતાં સર્વ સાધુ મંડળસહ બહાર પધાર્યા ને સભા ભરી, ત્યાં ગોરખનાથજીએ એક ત્રિશુળ દાટયું ને તેનાપર અધ્ધર બેઠા. બાદ રામાનંદજીસ્વામી પ્રત્યે જણાવ્યું કે, આપની જમાત પૈકી કોઇપણ સાધુ આ ત્રિશુળ પર બેશી શકે એમ હોયતો હું વાદવિવાદ કરવા માંગતો નથી, ને એવો કોઇપણ ન નીકળે તો સર્વ હાર્યા એમ જણાવી નાથ બનવું પડશે વિગેરે જણાવ્યું. એ વાર્તા સાંભળી સ્વામીજીએ અંતર્ધ્યાન કરી જોવા માંડતાં જણાયું કે, સર્વ સાધુનાં આસન ધરતીપર છે, ને નાથજીનું આસન શ્રેષ્ઠ ( ઉંચે ) છે એમ ભાસ્યું. તેથી તે આસનના ઉપર સુર્તિ કરી જોતાં ધ્યાનમાં આવ્યું કે, કબીરજી તેમના ઉપર શ્રેષ્ટ અધિકારી છે એમ માલમ પડયું, તેથી સુર્તિ નીચે ઉતારી. જ્યારે એ મુજબની રચના જોઇ ત્યારે કબીરને યાદ કરતાં માત્રમાં તો તેમના સાન્નિધ્ય આવી ઉભા રહેલા જોયા તેથી આનંદ પામ્યા. તે સમયે કબીરસાહેબને જણાવ્યું કે, આપણે ત્યાં નાથજી પધાર્યા છે, એવોના નિમિત્તે આપણાથી જે પ્રમાણે બની આવે તે પ્રમાણે આદર-સત્કાર કરવો એ આપણું કર્તવ્ય છે. એ મુજબ સ્વામીજીએ જણાવ્યું. ત્યારે કબીરસાહેબે નાથજીને કહ્યું કે, આપ અમારે ત્યાં પધાર્યા છો તો

પ્રથમ વિશ્રાંતિ લ્યો, પછી આપ જે પ્રમાણે કહેશો તેમ વર્તીશું. પણ ગોરખનાથજીએ જવાબ દીધો કે, અમારી શરત પુરી કરો પછી જે કહેવું હોય તે કહો. ત્યારે કબીરસાહેબે ત્રિશુળ સામુ જોઇ નાથજી પ્રત્યે જણાવ્યું કે, હે નાથજી ત્રિશુળપર યા વાંસપરતો નટ પણ નાચી શકે છે, પણ અમોએ આપની મહેમાનગીરી નિમિત્તે એક અધર આસન બિછાવેલું છે તે પર આપ બિરાજો; તો આ આપના ત્રિશુળપર અમે તમારી સાથે બેસીશું. એવું જણાવી એક નળીમાંથી સુતરની દોરી કાઢી પૃથ્વીપર એક ખીલી ઠોકી, ત્યાંથી આકાશમાં તે દોરી ફેંકી ગુપ્ત થયા. બાદ અધરથી (સુતરની દોરીના છેડાપરથી) અવાજ કર્યો કે, હે નાથજી આપના સારૂ આસન તૈયાર છે, નીચે ત્રિશુળપર શું કરવા બેશી રહ્યા છો; પધારો આપની મહેમાનગીરી કરવા ચાહું છું. એ સાંભળી નાથજી ગભરાયા ને ત્રિશુળ પરથી નીચે ઉતરી સુતરની દોરીપર ચઢવાનો વિચાર કર્યો, પણ તેના ભેદની ખબર ન હોવાથી પરાસ્ત થયા. બાદ કબીરસાહેબ નીચે ઉતર્યા ત્યાં આગળ ઘણી જ્ઞાન–ગોષ્ટિ થઇ છે (જુઓ ગોરખ–ગોષ્ટિ તથા ગર્ભાવલી) ગોષ્ટિ થયા બાદ બે કર્તવ્યો નાથજીએ બતાવ્યા તેમાં પણ પરાસ્ત થયા છે. તેની હકીકત આ નીચે દર્શાવવામાં આવી છે.

ગોરખનાથજી તથા કબીરસાહેબ ગંગા કિનારે ગયા, ત્યારે ગોરખનાથજી દેડકા બની પાણીમાં પેસી ગયા; તેથી તેમને કબીસાહેબે ઢુંઢી કાઢી બહાર આણ્યા. બાદ કબીરસાહેબની વારી આવવાથી જલમાં જલસ્વરૂપ થઇ મળી ગયા, તેમને ગોરખનાથજીએ ઘણા ઢુંઢયા પણ મળ્યા નહીં ને હારખાધી; ત્યારે છેવટે કબીરસાહેબ પોતાની મેળે તેમનાજ કમંડળમાંથી પ્રગટ થઇ બાહાર આવ્યા.

ગોરખનાથજીએ બે સર્પ કબીરસાહેબની પર્ણ કુટીપર મોકલ્યા તે પાછા આવ્યા નહીં. તેથી ગોરખનાથજી તેમની કુટીપર ગયા ને કબીરસાહેબને હાંકપાડી. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, અમારે ત્યાં બે પરોણા પધાર્યા છે, તેની પરોણાગત કરવા રોકાયલોછું માટે આપ સુખેથી

પધારો. એ મુજબ સાંભળી નાથજી અંદર આવી જુએ છે તો, બે સર્પ શાંતિમાં બેઠેલા જોયા. ત્યારે નાથજીની ખાત્રી થઇ ને જણાવ્યું કે, આપ પ્રતિષ્ઠિત પુરૂષછો, આપણામાંજ સંતોષના સર્વત્ર ગુણ રહેલા છે; અને આપ અદ્વૈત, સ્વયંઅલખ, અવિનાસીછો વિગેરે જણાવી હાર્યા એમ કબુલ કરી, ગર્વગુમાન છોડી દઇ સદ્દગુરૂ કબીરસાહેબને ચરણે નમ્યા. તેનું પ્રમાણઃ—

સાખી

નૌ નાથ ચોરાશી સિધ્ધા, ઇનકા અનહદ જ્ઞાન;
અવિચલ ઘર કબીરકા, યહ મતિ બિરલા જાન.
ઝોરી ઝંડા કુબડી, સેલી ટોપી સાથ;
દયા ભઇ કબીરકી, ચઢાઇ ગોરખનાથ.

( ગોરખ ગોષ્ટિ વિગેરે )

ગોરખનાથજીની હાર થવાથી ઝોલી, ઝંડો, કુબડી, સેલી ટોપી ઉતારી તેમના ચરણમાં મૂકી, કબીર સાહેબે તેમનેજ બક્ષીસ કરી; વિગેરે હકીકતગોરખનાથજીના સંબંધે છે. ( અત્રે ફક્ત તેનો સારાંશજ દર્શાવ્યો છે.)

એક સમયે કબીર સાહેબ ગંગાજીના કિનારે સહેલ કરતા કરતા એક જંગલમાં આવી પહોંચ્યા, જ્યાં એક વનખંડી નામન સાધુની પર્ણકુટી હતી; ત્યાં સાધુઓનો આશ્રમ જાણીગયા પરંતુ ત્યાં કોઇ જોવામાં નહિ આવવાથી વિશ્રાંતિ લેવા થોડીકવાર થોભ્યા. એટલામાં ત્યાં એક કન્યા લોઇ નામની આવીને કબીરને (નવીનપુરૂષ પેખવામાં આવ્યાથી) પુછ્યું કે, આપનું નામ શું છે? અને આપની જાતિ શી છે? તથા આપ કયા ભેખનામહાત્મા છો? ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, મારૂં નામ કબીર છે, અને મારી જાતિ પણ કબીર છે, તેમજ મારો ભેખ પણ કબીર છે. જ્યારે લોઇએ એ મુજબ સાંભળ્યું ત્યારે કબીરસાહેબ પ્રત્યે જણાવ્યું કે અહિંઆ ઘણા સંત આવે છે, પણ આવી રીતનું કહેવું કોઇનું થયું નથી. ત્યારે કબીરસાહેબે કહ્યું કે તું કહે છે તે ખરૂં છે. કેમકે અમારૂં નામ, જાતિ તથા ભેખ સર્વથી જુદાંજ છે, વિગેરે ત્યાં કબીરસાહેબ તથા લોઇ પ્રત્યે વાર્તાલાપ

થયો. ત્યાર પછી ત્યાં પાંચ સાધુ આવી પહોંચવાથી લોઇ દુધ લાવી હતી તેમાંથી સાત પડીઆ ભરી પીવા સારૂ સર્વના આગળ મુકયું (જેમાં પોતાનો પણ એક પડીઓ હતો) તે પાંચે સાધુએ દુધ પીધું, પરંતુ કબીરસાહેબે પીધું નહીં, તેથી લોઇએ પૂછ્યું કે આપ કેમ પીતા નથી? ત્યારે કબીરસાહેબે તેને જવાબ આપ્યો કે, એક સંત ગંગાજીની પેલી પારથી અહીં આવે છે, તેથી મેં મારો પડિયો તેમના નિમિત્તે રહેવા દીધો છે. ત્યારે લોઇએ જણાવ્યું કે, આપ પીઓ મારી પાસે બીજું દુધ બચત છે તેમાંથી આપીશ. તેનો કબીરસાહેબે જવાબ આપ્યો કે, અમો શબ્દ અહારી છીએ વિગેરે ઘણો વાર્તાલાપ થયો. એ પ્રમાણે જીકર ચાલી રહી છે એવામાં ગંગાજીની પેલી પારથી એક સંત આવી પહોંચ્યા, તેમને કબીરસાહેબે પોતાનો પડીઓ આપી દીધો. તે સંતે પીધો. આ પ્રમાણે થવાથી આશ્ચર્ય પામી લોઇએ સદ્‌ગુરૂ કબીરસાહેબને વિનંતી કરી કે આપ મને ઉપદેશ આપો કે જેથી મારૂં આ વાગવનનું દુઃખ દુર થાય. તે વિનંતી સદ્‌ગુરૂએ સ્વીકારી તેને ઉપદેશ આપ્યો, જેથી તેનું મન શુદ્ધ થતાં કબીરસાહેબની તે શિષ્ય બની. કેટલીક દંત કથા લોઇ માટે એવી ચાલે છે કે કબીરની લોઇ સ્ત્રી છે પરંતુ તે હકીકત તદન ખોટી છે. લોઇ કબીરસાહેબની શિષ્ય છે. સ્ત્રીને માટે તો કબીરસાહેબે કેટલી સાખીઓ કહી છે તે પરથી ખાત્રી થશે તેમાંની થોડી નીચે પ્રમાણે.

### સાખી

કાલી નાગણ વિષ ભરી, વિષ લૈ બૈઠી હાટ;
પાલે પરી કબીરકે, કીન્હી બારહ વાટ.
નારી નિરખન દેખીયે, નીરખ ન કીજે દોર;
દેખતહી તે બિષ ચઢે, મન આવે કછુ ઓર.
જો કબહુક દેખિયે, બીર બહિન કે માંય;
આઠ પ્રહર અલગા રહે, તાકો કાલ ન માય.
ભગ ભોગે ભગ ઉપજે, ભગતે બચા ન કોયે;
કહેં કબીર ભગતે બચા, ભગત કહાવે સોય.

ગાય ભેંશ ઘોડી ગધી, નારી નામહે તાસ;
જેહી મંદીરમેં યે બસે, તહાં ન કીજે બાસ.
કામી ક્રોધી લાલચી, ઇનતે ભક્તિ ન હોય;
ભક્તિ કરે કોઇ સુરમા, જાત બરણુ કુલ ખોય.

( કબીર કસોટી )

જે મહાન્ પુરૂષના આવા વાકયોથી સર્વને ઉપદેશ કરે છે તે પુરૂષ સર્વથી ન્યારા રહેલા છે. તે સ્રીના પાસમાં મ પડે ? એ વાંચક વર્ગના ઉપરજ ન્યાય કરવાનું ત્રાજવું સોંપું છું. માટે જે કોઇ મનુષ્ય કબીરસાહેબને સ્રી હતી એમ ધારતા હશે તેમણે પોતાના મન પરથી એ અસર કાઢી નાંખવી જરૂરની છે. જેઓએ કબીરસાહેબના ઘણાં પુસ્તકોનું અધ્યયન કર્યું હશે, તે તો એમજ કબુલ કરશે કે એ અલૌકિક પુરૂષ છે.

એ મુજબ ઘણા પરચા કબીરસાહેબે આપ્યા છે, છતાં પુત્ર ભાવનાને લીધે નીરૂ તથા નીમાએ તેઓશ્રીનો ઉપદેશ સ્વીકારેલો નહીં હોવાથી પ્રાણાંતે સદ્ગતી થવી મટી જઇને કોઇ કંદોઇઅણનો અવતાર ધારણ કરવો પડયો; ત્યાં સદ્ગુરૂ કબીરસાહેબ ગયા છે જેની હકીકત આગળ ષોડસમ્ રત્નઃમાં દર્શાવી છે.

—દ્વાદશમ્ રત્નઃ સંપુર્ણ—



# ત્રયોદશમ્‌—રત્નઃ

## કબીરસાહેબનું મગધદેશમાં જવું, વિરસિંહ વાધેલા રાજાને ઉપદેશ આપવો, પરત આવવું, સિકંદરશાહ લોદીનું કાશીમાં આવવું. જલનરોગ મટાડવો તથા અનેક લીલા તેમજ કસનાયો બાબતનું વિવરણ.

નીરૂ નીમાની દેહ ગત થયા પછી એક સમયે કબીરસાહેબ કાશી નગ્રમાંથી નીકળી જોનપુરમાં ગયા. ત્યાં વિરસિંહ વાધેલા રાજા રાજ્ય કરતા હતા ને તેમનું રાજ્યધાનીનું શહેર તે હતું. એ શહેરમાં એક રાજ્ય મંદીર હતું ત્યાં સદ્‌ગુરૂ પધાર્યા જ્યાં સર્વ ભકત એકત્ર મળ્યા હતા. ને પદ્માવતી રાણીના હાથમાં આરતી હતી. નામદેવ ગાતા હતા, રવિદાસજીના હસ્તમાં તાલ હતી, ધના ભક્ત પખવાજ વગાડતા હતા. તે શિવાયના રંકા, વંકા, સેના ભક્ત, સજના કસઇ વિગેરે ભકતો પણ આરતી સમયે હાજર હતા, આરતી થયા બાદ નામદેવે કબીરસાહેબને પુછ્યું કે, તમે કયાંના છો, કોણ છો, કયાંથી આવો છો, કયા ધર્મની માનંદી છે. તેના જવાબોમાં કબીરસાહેબ તથા નામદેવજીને ઘણો વાર્તાલાપ થયો છે. બાદ સર્વ ભજનમાં મશગુલ થયા ને કબીરસાહેબ એકલા એકાંત સ્થળે જઇ બિરાજ્યા.

વિરસિંહ વાધેલા રાજાએ પોતાની અગાશીપરથી નિહાળતાં સર્વ ભકતો ભજનમાં બેઠેલા જોયા, પણ એક પુરૂષ ( કબીર ) ને ન્યારા બેઠેલા જોયા તેથી ધ્યાન કરી જોતાં અલૌકિક ભેખ જણાયો. તે સમયે તેઓશ્રીનો ભેખ આ નીચે જણાવ્યા મુજબ હતો.

સ્વેતટોપી ધારણ કરેલી હતી, સ્વેતઝભ્ભો ( જામો ) પહેર્યો હતો, માળા, તિલક ધારણ કર્યું હતું, હસ્તમાં કુબડી હતી, અને સ્વેત સ્વરૂપ પ્રકાશમય હતું. જ્યારે રાજાના જોવામાં નવીન સંત આવ્યા ત્યારે છડીદારને જણાવ્યું કે, નામદેવજીને મંદીરેથી બોલાવી લાવ. એ મુજબ હુકમ

થવાથી છડીદાર ત્યાં જઇ નામદેવજીને તેડી લાવ્યો, તેમને રાજાએ નવીન સંત માટે પૂછ્યું; ત્યારે .નામદેવે સર્વ હકીકત કહી સંભળાવી, તેથી ફરી છડીદારને મોકલ્યો કે, એ સંતને બોલાવી લાવ તેથી છડીદાર ત્યાં ગયો ને કબીરસાહેબને જણાવ્યું કે, અમારા મહારાજા આપના દર્શનની અપેક્ષા રાખે છે. માટે કૃપા કરી પધારો. છડીદારને કબીરસાહેબે જવાબ આપ્યો કે, તેઓને રાજ્યનો ગર્વ છે, તેથી અમારે એવા સ્થળે આવવું વ્યાજબી નથી, માટે અમો આવનાર નથી. વિગેરે જણાવ્યું. એથી છડીદારે જઇ વિરસિંહ મહારાજાને સર્વ હકીકત કહી સંભળાવી. તે સમયે નામદેવજી ત્યાં હાજર હતા, તેમણે કહ્યું કે, એ મિથ્યાવાદી છે, સર્વ દેવની નિંદા કરે છે, અને આપના બોલાવવાથી તે આવતા નથી, એથી ઘુમંડી છે. વિગેરે જણાવ્યું. ત્યારે રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે, એવા મહાન્ પુરૂષોને આપણી શું સ્પૃહા છે કે તે આપણે ત્યાં આવે આપણેજ ત્યાં જવું એ શાસ્ત્રોક્ત છે. એ મુજબ જણાવી સ્વારી તૈયાર કરાવી સદ્ગુરૂ કબીરસાહેબના પાસે ગયા ને જોવા માંડયું તો પૃથ્વીથી સવાહાથ ઊંચુ અદ્ધર આસન માલુમ પડયું તેનું પ્રમાણઃ—

### ચોપાઇ

આવત દેખા જબ હમ ભાઇ, તબહમ લીલા એક બનાઇ
આસન અધર કીન્હ તેહી વારા, સવાહાથ ધરતીસેં ન્યારા
નૃપતિ દેખી અચરજ મન કીના, યહતો પુરૂષ અગમ કછુ ચીના
કીન અવલોકન જગ હમ સબહી, ઐસે પુરૂષ દેખે ન કબહી
રાજા ચરણ પકડે દોઉ ભાઇ, ધન્ય ધન્ય નૃપ કરહી બડાઇ
કહે રાય ધન ભાગ હમારા, દર્શન દીન્હ આય કરતારા

( વિરસિંહ બોધ )

જ્યારે પૃથ્વીથી સવાહાથ ઊંચુ અધર આસન દેખ્યું, ત્યારે રાજા આશ્ચર્ય યુક્ત બન્યા ને મનસાથે વિચાર કર્યો કે—ઘણાં સંતોના દર્શન મેં કરેલાં છે, પણ આવા સંત કોઇપણ જોવામાં આવ્યા નથી. એ મુજબ ધા-

રણા કરી સદ્‌ગુરૂના ચરણકમળમાં નમસ્કાર કરી વિનંતિ કરી જણાવ્યું કે, આપ મારાપર કૃપાકરી મારો મહેલ પાવન કરો ને મને યોગ્ય ઉપદેશ આપો. ત્યારે કબીરસાહેબે રાજાને પ્રત્યુત્તર આપ્યો કે, હે રાજા રાજકાજમાં રાજ્યનો મદ, અહંકાર તથા સાહ્યબી વિગેરે હોવાથી ભક્તિ સમાતી નથી, તે કારણથી અમો ત્યાં આવનાર નથી. ત્યારે રાજાએ ઘણી આજીજી કરી જેથી સદ્‌ગુરૂને દયા આવવાથી વિનંતી સ્વીકારી. જવા તૈયારી કરી. એટલે રાજાએ કબીરસાહેબને હાથીપર બેસાડી સ્વારીસહ વાજતે ગાજતે મહેલમાં લાવ્યા. હાથી પર પણ કબીરસાહેબનું આસન હાથી કરતાં સવા હાથ અધર ઊંચુ હતું.

મહેલમાં પધરામણી કર્યા બાદ માણેકદેવી પટરાણીને કહ્યું કે આપણે ઘેર મહાન્ સંત પધાર્યા છે તેથી પડદો દુરકરી અહીં આવો, ને સદ્‌ગુરૂના દર્શન કરી, ચરણામૃત લઇ, દિક્ષા લઇ પાવન થાવ વિગેરે જણાવ્યું. ત્યારે રાણીએ જણાવ્યું કે, આપ સમજીને ગુરૂ કરશો તો ઠીક નહિ તો પાછળથી પસ્તાવું પડશે. ત્યાં રાજા તથા રાણીને ઘણો વાર્તાલાપ થયો છેવટે પડદા બહાર આવી ચરણામૃત લીધું ને પ્રસાદ બનાવી સાહેબને જમાડી સંતોષ્યા. ત્યારપછી કચેરીમાં ગયાને સદ્‌ગુરૂને સિંહાસન પર બેસાડયા. ત્યાં નામદેવજી તથા રવિદાસજી હાજર હતા તેમની સાથે જ્ઞાન ગોષ્ટી થતાં તેઓ પણ સદ્‌ગુરૂને માનવા લાગ્યા.

એક સમયે રાજાને શિકારનો શોખ થયો. ત્યારે સદ્‌ગુરૂએ જણાવ્યું કે હત્યા કરવી એ મહાપાતક છે. પરંતુ રાજાએ ધ્યાનમાં લીધું નહિ, ત્યારે છેવટે સદ્‌ગુરૂએ શિકાર મળવાનો નથી એ પ્રમાણે કહ્યું. તોપણ રાજાએ માન્યું નહિ અને સદ્‌ગુરૂને શિકારકેમ નહીંમળે એ બતાવવા સારૂ સાથેલેઇ શિકારમાટે ગયા છેવટે શિકાર મળ્યો નહિ અને સેન્યની નાશભાગ થઇ તેમજ સર્વને તૃષાલાગી તેથી કેટલાક પાણીની શોધ માટે ગયા પણ પાણી મળ્યું નહિ. જ્યારે સર્વત્ર પાણી શોધીને થાકયા, ત્યારે કબીરસાહેબે જણાવ્યુંકે અહિંથી થોડે દુર ઉત્તરદિશા તરફ એક ઉત્તમ ફુલવાડી (બાગ)

છે, ત્યાં આપણે સર્વ ચાલોને પાણી પી તૃપ્ત થાવ. એ સાંભળી રાજા સ્તબ્ધ થયો ને જણાવ્યું કે, અમે અહિંઆ ઘણા દિવસથી જોઇએ છીએ પરતું કોઇ સ્થાને ફુલવાડી જોવામાં આવેલી નથી, માટે આપનું કહેવું યથાર્થ શીરીતે મનાય. ત્યારે દિવાને કહ્યું કે, એ વાત ખરી પણ સંતોનું કહેવું મિથ્યા પણ નહોય, માટે ચાલો તપાસતો કરીએ; એ ઉપરથી સર્વ જણ ઉત્તરદિશા તરફ ગયા તો ત્યાં એક અલૌકિક બાગ જોવામાં આવ્યો, તેથી ત્યાં જઇ પાણી પી તૃપ્ત થઇ સદ્ગુરૂની પાસે રાજા તથા સર્વેએ મળી ક્ષમા માંગી. બાદ સદ્ગુરૂને સાથે લઇ પોતાના મહેલપર આવ્યા, ને રાણીને સર્વ હકીકત કહી સંભળાવી, જેથી રાણીએ પણ તેમનો ઉપદેશ ગ્રાહ્ય કર્યો. સદ્ગુરૂએ ચોકા આરતી કરી પાન પરવાનો આપી, સત્યનામનો ઉપદેશ કર્યો. રાજાને સત્યલોક જોવાની ઉત્કંઠા થઇ તેથી સદ્ગુરૂએ રાજાના જીવાત્માને સત્યલોક દેખાડી પાછો લાવ્યા. પશ્ચાત્ સદ્ગુરૂ ત્યાંથી અંતર્ધ્યાન થઇ કાશી નગ્રમાં પધાર્યા.

એક સમયે સિકંદરશાહ બાદશાહ દિલ્લીથી કાશીજીમાં પધાર્યા કયા કાર્ય નિમિત્તે પધાર્યા તથા શું કાર્ય બન્યું તેની હકીકત આ નીચે દર્શાવવામાં આવીછે.

વિક્રમી સંવત્ ૧૫૪૫ માં સિકંદરશાહ લોદી બાદશાહ દિલ્લીની ગાદીપર તખ્તનસીન હતા, તેમના અંગમાં જલન ( દાહ ) નો રોગ હતો તેથી દરબારમાં જાહેર કર્યું કે, મારો રોગ કોઇ મટાડે એમ છે; ત્યારે કેટલાક ઉમરાવોએ જણાવ્યું કે, કાશીજીમાં ઘણા મહાન્ સંત પુરૂષો વસે છે; તે આપનો રોગ દુર કરી શકશે, બાકી આખા હિંદુસ્તાનમાં બીજા કોઇ સ્થળે એવા મહાન્ પુરૂષો નથી કે જેથી આપનો રોગ દુર થાય. એ મુજબનું કહેવાથી સિકંદરશાહ કાસીજીમાં પધાર્યા ને પ્રથમ રામાનંદ સ્વામીની ખ્યાતિ સાંભળવાથી તેમના તરફ ગયા, ત્યારે મ્લેચ્છનું મ્હોં નહિ જોવાને લીધે સ્વામીજી મ્હોં ફેરવી બેઠા; તેથી બાદશાહે ક્રોધે ભરાઇ તલવારથી ધડપરથી રામાનંદજીનું શિષ જુદું કરી નાંખ્યું. શિષ જુદું થવાથી રામાનંદ સ્વામીના અંગમાંથી રૂધીર તથા દુધ બન્નેવ સરખી ધારા વહેવા માંડી, મહાત્માનો

વિનાશ કરવાથી શિકંદરના શરીરમાં દાહ વધારે લાગવા માંડી, આ બાબતની શિષ્યોએ કબીરસાહેબને ખબર આપી. સિકંદરશાહે પોતાને જલન વધવા માંડ્યાથી ઘણાંઓને પૂછતાં જણાયું કે, અહિંયા એમના કબીરજી કરીને એક શિષ્ય છે, તેમની પાસે ક્ષમા માંગતા તે તમારૂં દુઃખ દુર કરી શકશે. વિગેરે જાણ થતાં કબીરસાહેબને તેડવા માટે નોકરોને મોકલ્યા, ત્યારે રસ્તામાં ગુરૂના મૃત્યુની વરધી મળતાં કબીરસાહેબ ત્યાં આવી પહોંચ્યા તેમના દર્શન થતાં સિકંદરશાહને જલનનો રોગ મટીગયો, ને સિકંદરશાહે કબીરસાહેબ પાસે ગુરૂ ઉપર ઘાત કર્યા બદલ માફી માંગી, જેથી તેમની વિનંતિ સ્વીકારી કબીરસાહેબ પરચો બતાવી રામાનંદ સ્વામીને પુનઃજીવિત કર્યા. (જુઓ જ્ઞાનસાગર)

સિકંદરશાહે એ મુજબ પરચો જોયો, ત્યારે સદ્‌ગુરૂને સાથે લેઇ કચેરીમાં પોતાની જોડે બેસવા આસન આપ્યું, તેથી સિકંદરશાહના પીર શેખ તકી બળવા લાગ્યા, કે અમારા પુર્વજોને પણ આ અધિકાર મળ્યો નથી, ને આ કાફરને જોડે બેસાડેછે. એ સારૂ કહેવાય નહિ. તેથી સિકંદરશાહ પાસે આવી (શેખતકી તથા બીજા હિંદુ સલમાન જે કબીરસાહેબ તરફ દ્વેશ બુધ્ધિ રાખતા હતા તેઓએ) ફરીઆદ કરીકે, આ કબીરજી બેઉ દીનથી વિરૂધ્ધ વર્તે છે, ને પોતે સ્વયં પરમાત્માનો દાવો ધરાવે છે; માટે તેનો ખુલાસો આપ કરી આપો. જેથી સિકંદરશાહે કબીરસાહેબને પુછ્યું કે; આ લોકો કહે છે તે વાત સાચી છે? ત્યારે કબીરસાહેબે હા કહી. તેથી સિકંદરશાહે જણાવ્યું કે, જો તેવો દાવો ધરાવતા હો, તો હું ગાયને મારૂં તમે જીવિત કરો. એમ કહી સિકંદરશાહે ગાય મંગાવી જબહ કરાવી (મારી નાંખી) તે સદ્‌ગુરૂએ પુનઃજીવિત કરી તેથી બાદશાહ ચરણે પડયો, ને શેખ તકીની ઇર્ષા વધી. તેણે બાદશાહને ઉંધુ છતું સમજાવી જાદુગર છે, તેથી હું કહું તે પ્રમાણે તમે કરો અગર મને કરવા દ્યો, તેથી બાદશાહે પોતે કરવાની ના પાડી ને જણાવ્યું કે તમારી ધ્યાનમાં આવે તેમ કરો; પણ મનેતો તેઓપર પૂર્ણ વિશ્વાસ છે. એ પ્રમાણે શાહે કહેવાથી શેખ તકીએ ઇર્ષાને લીધે કબીરસાહેબની નીચે પ્રમાણે કસની લીધી.

૧ હાથ પગમાં બેડી નાંખી ગંગાજીમાં નાંખ્યા, ત્યાં બેડી ગળી જઇ જળપર તરવા માંડયું.

૨ અગ્નિમાં બાળવા માંડયા પણ બળ્યા નહીં

૩ તલવારના ઘા માર્યા પણ બીલકુલ વાગ્યું નહીં.

૪ દેગમાં પુરી મ્હોં બંધ કરી, નીચે અગ્નિ કરી ત્યારે કબીરસાહેબ ત્યાંથી અંતર્ધ્યાન થઇ બાદશાહ પાસે જઇ બેઠા.

૫ તોપના મ્હોડે બાંધી ઉડાડતા તોપ નહીં ફુટતાં પાણી ભરાઇ ગયું.

૬ મકનો હાથી છોડયો પણ સામે કેસરી રૂપ જોઇ હાથીનું ત્રણવાર નાશી જવું થયું.

૭ કુવામાં નાંખી ઇંટો ભરી તેથી ત્યાંથી અંતર્ધ્યાન થઇ બાદશાહ પાસે જઇ બેસવું.

એ મુજબ બાવન કસની એો શેખતકીએ કબીરસાહેબની લીધી પણ એકે તરફથી શેખ તકી જીત પામ્યા નહીં.

એક દિવસ બાદશાહ, કબીરસાહેબ, તથા શેખ તકી ગંગા કિનારે સેહેલ કરવા બેઠા હતા. ત્યાં એક મડદુ તણાતું આવતું જોઇ શેખતકીએ કબીરસાહેબ પ્રત્યે જણાવ્યું કે, આ મડદાને જીવિત કરો, ત્યારે કબીરસાહેબે કમાલ ( એટલે જીવ નહિતે ) કહી હાંક મારી, તેથી જીવિત થઇ કબીરસાહેબ પાસે આવી પગે લાગ્યા. કબીરસાહેબે તેના મસ્તક પર હાથ મુકયો, તેથી કમાલજી શ્રેષ્ઠતા પામ્યા; અને ત્યારથી એવું કહેવાયું કે, કબીરે કમાલ કીધો.

જ્યારે એ બીના શેખ તકીએ જોઇ ત્યારે કહેવા લાગ્યા કે, એમાં થોડો ઘણો જીવ હોવો જોઇએ તેથી તે ઉઠી આવ્યો. પરંતુ આ કબરમાં ( ત્યાં આગળ એક કબર હતી તે બતલાવી ) મારી પુત્રી જે ઘણાં દિવસથી મરણ પામેલી છે તેને આ કબરમાં દાટેલી છે, તે જીવતી થાય તો તો તમારી ખરેખર સત્યતા મનાય? એ મુજબ જણાવવાથી ત્રણે

જણ કબર પાસે ગયા ને ત્યાં કબીરસાહેબે કહ્યું કે " ઉઠ શેખતકીકી બેટી " એ પ્રમાણે ત્રણવાર કહ્યું પણ ઉઠી નહીં. ત્યારે ચોથીવાર " ઉઠ કબીરકી બેટી " એ પ્રમાણે કહેવાથી તુરતજ શેખ તકીની મરણ પામેલી બેટી કબરમાંથી બાહાર નીકળી, ને સદ્ગુરૂના ચરણે નમી; તેનું નામ કમાલી મુકયું. જ્યારે શેખતકીએ પોતાની બેટી જીવતી થયેલી જોઇ, ત્યારે પોતાને ઘેર લઇ જવા દાવો ધરાવ્યો. પરંતુ કમાલીએ જણાવ્યું કે, હું તો તમારી બેટી નહીં પણ કબીરની બેટી છું. કેમકે તેમનાથી હું જીવી છું; તેથી કમાલ તથા કમાલી બેઉ સદ્ગુરૂના સાથે ગયાં. તેમને સદ્ગુરૂએ જ્ઞાનોપદેશ આપી શિષ્ય બનાવ્યા. ( ઘણાઓની સમજ એવી છે કે, કમાલ તથા કમાલી એ કબીરસાહેબનાં પુત્ર તથા પુત્રી છે, પણ આ ઉપરથી વાંચકોને સ્હેજમાં જણાશે કે તે બેઉ કબીરસાહેબના શિષ્ય હતાં એ નિર્વિવાદ છે. )

એક દિવસ બાદશાહે તેર ગાડીઓ ભરી કોરાં પુસ્તકો કબીર-સાહેબ પાસે મોકલ્યાં ને જણાવ્યું કે, એકજવાર કલમ શાહીમાં બોળી લખી આપો ? તે પણ કબીરસાહેબે એકજ કલમે લખી આપેલાં છે. વિગેરે વિગેરે ઘણાં પરચા આપ્યા બાદ ફાલ્ગુન સુકલપક્ષ પુર્ણિમાનો દિવસ આવ્યો, ત્યારે સદ્ગુરૂએ પોતાની નિંદા કરાવા નિમિત્તે શું કાર્ય કર્યું; તે ચતુર્દશમ્ રત્નઃમાં દર્શાવવામાં આવશે.

—ત્રયોદશમ્ રત્નઃ સંપુર્ણ.—



# ચતુર્દશમ્—રત્નઃ

## હોળીનો જલસો, કબીર લીલા, દીલ્હી તથા પંજાબમાં જવું, નાનક સાહેબનો મેળાપ, સમનને ઘેર જવું, સર્વાનંદ સાથે તથા રામાનંદજી સાથે થયેલી ગોષ્ઠી, તત્વાજીવાનું વૃતાંત. કબીરવટનું સ્થાપન વિગેરેનું વિવરણ.

કબીરસાહેબ ફાલ્ગુણ સુકલપક્ષ પુર્ણિમા ( હોળી ) ના દિવસ એક કંજરી ( ગણિકા ) તથા રવિદાસજી બેઉને બેઉ બગલમાં લેઇ, હાથમાં એક પાણીનો શીશો ઝાલી, બજારમાં પડતા આખડતાના દેખાવમાં આવી પહોંચ્યા. તે જોઇ જ્ઞાની પુરૂષો હતા તે એમ કહેતા હતા કે, એમની લીલાનો પાર નથી એમની કૃતિ અગાધ છે; ને જે અજ્ઞાનીને ઇર્ષાવાન પુરૂષો હતા તે એમ કહેતા હતા કે હવે એમનું ખોટું કર્તવ્ય પ્રગટ થઇ ગયું. વિગેરે જેમ જેના મનમાં ફાવે તેમ કહેતા. કબીરસાહેબ બજારમાંથી ફરતા ફરતા કાશીજીની રાજય કચેરી ભગઇ હતી ત્યાં આવી પહોંચ્યા.

એ દિવસે હોળીના તહેવારને લીધે મેળો હોવાથી ઘણા રાજા રજવાડા કાશીજીની સભામાં આવેલા હતા, જેમાં મુખ્ય લોદી સિકંદર શાહ તથા વિરસિંહ વાઘેલા રાજા હતા, તે સિંહાસનારૂઢ હતા. તે સર્વેએ એ દશા કબીરસાહેબની જોઇ ત્યારે વિરસિંહ વાઘેલા રાજાએ તે સ્થીતિ અપ્રતિષ્ઠિત હોવાથી મ્હોં ફેરવ્યું ને મનમાં શંકા આવી કે, ગુરૂજીની તેમજ તેમની સાથે મારીપણ નિંદા થાયછે, ને મારે એ સ્થિતિ જોવી વ્યાજબી નથી; તેથી મ્હોં ફેરવતાં ઉઠી આદર સત્કાર કર્યો નહિ. એ રીતનું જયારે સદ્‌ગુરૂએ જોયું ત્યારે સભાના વચ્ચે જઇ પાણીનો શીશો જે હાથમાં હતો તે પગપર ઢોળી દઇ નીચે બેસી જઇ બેઉ પગને ફુંકો મારવા માંડી, જેથી સર્વે આશ્ચર્ય ચકિત થયા. ત્યારે લોદી સિકંદરશાહે સદ્‌ગુરૂ કબીરસાહેબને પુછ્યું કે, શીશાનું પાણી ઢોળી દઇ બેઉ પગને ફુંકો કેમ મારો છો, તે કંઇ અ-

મારાથી સમજાતું નથી. માટે તેનું કારણ જણાવો. ત્યારે કબીરસાહેબે કંઇજ ઉત્તર નહીં દેતાં રવિદાસજીને ઇશારાથી જણાવ્યું કે, એ બાબતનો ખુલાસો જે છે તે તમે આપો. એથી સદ્ગુરૂની આજ્ઞાથી સર્વ સભા સાંભળે એમ રવિદાસજીએ જવાબ આપ્યો કે, જગન્નાથપુરીમાં હરખો પંડયો પ્રસાદનું મટકું ઉતારતો હતો તે હાથમાંથી સરી જવાથી પગપર એકદમ પડયું તેથી પગે દાઝયો, તે સમયે કબીરસાહેબ ત્યાં ઉભેલા હતા તેમણે તેના પગપર પાણી સીંચી શાંતતા આપી છે. તેનો દેખાવ અત્રે દર્શાવેલો છે. વિગેરે કહી સંભળાવ્યું. એ સાંભળી સર્વ સભાના રાજા રજવાડા તથા દરબારી મંડળ વિસ્મય પામ્યા. બાદ સદ્ગુરૂ કચેરીમાંથી વિદાય થઇ પોતાની પર્ણકુટીપર પધાર્યા.

સભામાં ચકચાર થઇ કે, એ વાત શી રીતે સત્ય મનાય? કેમકે કબીરસાહેબ તો અત્રે હતા ને જગન્નાથપુરી અહિંથી ઘણે દુર છે, તેથી ત્યાં ગયા શી રીતે ને પંડ્યાના પગપર પાણી સીંચી શાંતિ શી રીતે આપી; માટે એ સત્ય કહેવાય નહીં. તેથી સર્વેએ ચોકકસ વિચાર કર્યો કે, અહીંથી હલકારો મોકલી ખબર મંગાવવાથી સત્ય યા અસત્ય જણાશે. એ મુજબ ઠરાવ પડવાથી સિકંદરશાહ લોદીએ તથા વિરસિંહ વાઘેલા બેઉ જણે પોતાના બે હલકારાઓને સાંઢણીયો લઇ જગન્નાથજી તરફ સત્ય હકીકત શું છે તે જણાવવા પંડ્યાપર પત્ર લખી મોકલ્યા. એ બેઉ હલકારા બેઉના પત્ર લેઇ કાશીજીથી વિદાય થયા, તે કેટલેક દિવસે જગન્નાથપુરીમાં આવી પહોંચ્યા; અને હરખા પંડ્યાના હસ્તમાં બેઉ જણે પત્ર આપ્યા. તે પંડ્યાએ વાંચી જોયો ત્યારે મનમાં આશ્ચર્ય પામ્યો કે, તે દિવસે અહીં પણ હતા ને ત્યાં પણ હતા; એમની લીલાનો કોઇપણ પાર પામ્યા નથી, ને પામશે પણ નહીં. જ્યારે પરિપૂર્ણ વાંચી રહ્યા ત્યારે બેઉ હલકારાને રૂબરૂમાં જણાવ્યું કે, જે કબીરસાહેબે કાશીજીમાં હકીકત કહી તે અક્ષરે અક્ષર સત્ય છે, ને એમની લીલાનો પાર નથી વિગેરે જણાવ્યું ને પત્રોના જવાબ પણ તેવા લખી બીડી આપ્યા; જેથી પંડ્યા ને નમસ્કાર કરી જગન્નાજીથી કાશીજી તરફ આવવા વિદાય થયા. તે કેટલેક દિવસે કાશીજીમાં આવી

પહોંચ્યા, ને બેઉ હલકારાએ બેઉને બે પત્ર આપ્યા ને રૂબરૂમાં પણ હકીકત કહી સંભળાવી. તેથી સર્વ રાજા રજવાડા તથા દરબારીયો દીગ્મુઢ થઇ ગયા, ને કચેરી બરખાસ્ત થઇ.

વિરસિંહ વાઘેલા રાજાએ મનમાં વિચાર કર્યો કે, મારાથી ગુરૂનો દ્રોહ થયો છે, તે અપરાધની ક્ષમા ગુરૂથી મેળવવી જોઇએ. તે વિચાર દ્રઢ થતાં રાજા તથા તેમની રાણી ( માણેકદેવી ) એ બન્ને જણ ઉઘાડે પગે ચાલતા, હાથ બાંધી, બળતી સગડી માથે લેઇ, ગુન્હાની ક્ષમા માંગવા કબીરસાહેબની પર્ણકુટીપર આવી પહોંચ્યા. તેમને કબીરસાહેબે દુરથી જોયા ત્યારે કમાલ તથા કમાલીને આજ્ઞા કરી કે, એમના હસ્ત છોડી નાંખો, ને માથાપરની સગડીયો ઉતારી લ્યો. એ મુજબ આજ્ઞા થવાથી બન્ને જણ સામા જઇ સગડીયો ઉતારી લેઇ બંધન મુક્ત કર્યા, તેનું કારણ સદ્દગુરૂમાં મોટમપણું નહોતું. જ્યારે બંધન મુક્ત કર્યા ત્યારે ભોંયપર સાષ્ટાંગ નમસ્કાર કરતા કરતા સદ્દગુરૂના પાસે આવી ચરણમાં આળોટયા ને વિનંતી કરી કે એ મારો ઘણો મોટો ગુન્હો થયેલો છે; તે આપ કૃપા કરી માફ કરો વિગેરે ઘણી આજીજીથી વિનંતી કરી. જ્યારે સદ્દગુરૂની નમ્ર વિનંતી કરી ત્યારે તેમને થયેલા ગુન્હાની માફી કરી જણાવ્યું કે, ગુરૂ દ્રોહ જેવો એક પણ અપરાધ નથી, માટે હવે પછી ઘણા સાવધાન રહેવું ને ગુરૂને પરમાત્મા કરતાં પણ શ્રેષ્ટ ગણી તેમની આજ્ઞાનુસાર વર્તવું; જેથી આવા ગવનનું દુઃખ ગુરૂ કૃપાથી ટળે વિગેરે ઉપદેશીક વાકયો જણાવ્યા. જે રાજાએ ગ્રાહ્ય કર્યા. બાદ વિનંતી કરી જણાવ્યું કે, આપ કૃપા કરી મારાગૃહે પધારો જેથી કૃતાર્થ થઇયે. તે વિનંતી સ્વીકારી જણાવ્યું કે, અમે થોડા દિવસ પછી તમારા તરફ આવીશું વિગેરે હકીકત છે. આ શિવાય ઘણી અગમ લીલા કાશીજીમાં સદ્દગુરૂએ પ્રત્યક્ષ બતાવી છે. તેનો સંક્ષેપ્તમાં સારાંશ અત્રે મોટી મોટી લીલાઓનો દર્શાવેલો છે.

સિકંદરશાહે જ્યારે ઘણાં પરચા પ્રત્યક્ષ જોયા; ત્યારે કબીરસાહેબને પીર માન્યા; ને સદ્દગુરૂની આજીજી કરી કાશીજીમાંથી હસ્તી ( હાથી ) પર બેસાડી દીલ્લી લઇ ગયા, ત્યાં લઇ જઇ ઘણો આદરસત્કાર

તેઓશ્રીનો કર્યો. દીલ્લીમાં કેટલાક દિવસ ગુજર્યા બાદ સદ્ગુરૂ પંજાબ દેશ તરફ પધાર્યા ને નાનકસાહેબને મળ્યા.

નાનકસાહેબ મોજે તીલૈંડી જીલ્લા લાહોર દેશ પંજાબમાં વિક્રમી સંવત ૧૫૨૬ માં કાલુ નામના ક્ષત્રિના ઘરમાં ઉત્પન્ન થયા હતા. જ્યારે તેમની ઉમ્મર સોળ વરસની થઇ ત્યારે રૂપિયા વીશનો ભંડારો કર્યો હતો. વિક્રમી સંવત ૧૫૫૩ માં વેઇ નામની નદીમાં જ્યારે તે ન્હાવા ગયા ત્યાં પાણીમાં ગોથું લગાવી નીકળતી વખતે કબીરસાહેબ "બુઢ્ઢાબાવાના લેબાશમાં" પ્રગટ થયાને નાનકસાહેબને મળ્યા. તેઓશ્રીનો અલૌકિક ભેખ જોઇ શાંતિવળીને જણાવ્યુ કે, હો બુઢ્ઢાબાવા મારા પ્રત્યે આપની શી આજ્ઞા છે. ત્યારે કબીરસાહેબે દીનતા જોતાથી જણાવ્યુ કે હે નાનકજી મારી ઇચ્છા એવી છે કે, પાંચ દિવસની વાછરડી લાવો ને તેને દોહીને તેના દુધથી મારૂ કમંડળ ભરી આપો. એ સાંભળી નાનકસાહેબ આશ્ચર્ય પામ્યા, પણ ના નકહેવા પામતા પાંચ દીવસની વાછરડી શોધી લાવી દોહવા બેઠા તો તે વાછરડી કુદી ગઇ ને દુધ પ્રાપ્ત થયું નહીં, એ હકીકત થવાથી નાનકસાહેબ શરમાઇ ગયા ત્યારે કબીરસાહેબે કહ્યું કે, તમે ગુરૂપદ્વી ધારણ કરેલી છે, પરંતુ તે પદ્દને પ્રાપ્ત થવા હજી કંઇક કચાસ છે. વિગેરે જણાવી દર્શાવ્યું કે, હવે વાછરડી પાસે જાવ ને તેને કહો કે, બુઢ્ઢાબાવાને દુધ જોઇએ છે, માટે કમંડલ ભરી આપ. એ મુજબની આજ્ઞા થવાથી વાછરડી પાસે ગયા ને કબીરસાહેબના દર્શાવ્યા મુજબ કહી દોહવા માંડતાં સ્હેજમાં દુધથી કમંડળ ભરાઇ ગયું જેથી આશ્ચર્ય પામ્યા. દુધ લેઇ સદ્ગુરૂ પાસે આવ્યા ને તેમના સામિપ્ય મુકયું. એ સમયે ત્યાં ઘણી જ્ઞાનગોષ્ટી બેઉમાં થતાં છેવટે નાનકસાહેબ "બુઢ્ઢાબાવાના" ચરણે નમ્યા, ને યોગ્ય સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો. વિગેરે હકીકત સંક્ષેપ્તમાં અત્રે લીધી છે.

એક સમયે નવનાથ ચોરાશી સિધ્ધ તથા નાનકસાહેબ તેમજ કબીરસાહેબ એકત્ર મળી એક એકાંત રમણિક સ્થાનમાં બેઠા હતા, ત્યાં એક નાનકસાહેબનો શિષ્ય આવ્યો. તેણે વિચાર કર્યો કે ગુરૂદ્વારે જવું તો ખાલી હાથે ન જવું, તેથી પોતાના ગજવામાં હાથ નાંખતાં એક તલનો

દાણો નીકળ્યો તે લેઇ નાનકસાહેબને ચરણે નમી ભેટ ચઢાવ્યો. ત્યાં સર્વે મહાન્ પુરૂષો બિરાજમાન હતા તેથી સર્વમાં શી રીતે વહેંચવો તેના વિચારમાં પડ્યા. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, જળમાં તલનો દાણો ઘોળી સર્વેને વહેંચી આપો તે વાત સર્વેને પસંદ પડી, પણ તે સ્થળે પાણી નહોતું; નદી હતી પણ શુષ્ક પડી હતી તેથી સર્વ ગભરાયા કે હવે શું કરવું, ને એકેકના મુખાર્વિંદ સામુ જેવામાંડયું. છેવટે કબીરસાહેબે શુષ્ક પડેલી નદી તરફ અમી દ્રષ્ટી કરવાથી પાણી ઉત્પન્ન થયું, જેથી સર્વ આશ્ચર્ય જનક લીલા જોઇ ચકિત થયા; બાદ જળ લાવી તેમાં તલનો દાણો ઘોળી નાંખી તે પાણી સર્વેને વહેંચી આપ્યું. જ્યારે એ લીલા જોઇ ત્યારે સર્વેએ મળી કબીરસાહેબને જણાવ્યું કે, આપના ઉપર અમે ઘણાંજ પ્રસન્ન થયા છીયે, માટે જે ઇચ્છા હોય તે માંગો. ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, તમારી પાસે હું તો કાંઇ દેખતો નથી કે તે હું માંગુ. તે છતાં સર્વની એમજ ઇચ્છા થઇ છે કે માંગો ત્યારે માંગવાનું એટલુંજ છે કે—મને “પાંચ પૈસાભાર દરિદ્રતા આપો” એ શિવાય મારે કાંઇ બીજુ માંગવું નથી. એ મુજબની માગણી થઇ ત્યારે સર્વે અચંબો પામ્યા કે શી તેમની નમંતાઇ છે કે ધન દોલત ઐશ્વર્ય વિગેરે ન માંગતાં દરિદ્રતા માંગી એ માંગણી ઘણી ગંભીર છે. વિગેરે સર્વના મનપર ઠસ્યું, પણ એ દરિદ્રતા આપણી પાસે તો છે નહીં તો લાવવી કયાંથી કે તેમને આપી શકીયે. વિગેરે ઘણા ઊંડા વિચારમાં સર્વે પડયા. છેવટે એ નિશ્ચય થયો કે, દેવ લોક (સ્વર્ગ) માં જઇ ત્રિદેવપાસે તપાસ કરી લાવી આપીએ. વિચાર નિશ્ચય થતાં સ્વર્ગ લોકમાં પ્રથમ શિવજી પાસે ગયા, ને દરિદ્રતાની માંગણી કરી. ત્યારે શિવજીએ જણાવ્યું કે, મારી પાસે દરિદ્રતા નથી કે હું આપીશકું; બ્રહ્માજી પાસે જઇ તપાસ કરો. એ સાંભળી બ્રહ્માજી પાસે ગયા, ને દરિદ્રતાની માંગણી કરી. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે, મારી પાસે દરિદ્રતા નથી કે જેથી હું આપી શકું; વિષ્ણુજી પાસે જઇ તપાસ કરો. એ સાંભળી વિષ્ણુજી પાસે સર્વ સિધ્ધ ગયા, ને પાંચ પૈસાભાર દરિદ્રતાની માંગણી કરી. ત્યારે વિષ્ણુજીએ જણાવ્યું કે, મારી પાસેતો ફક્ત ત્રણપૈસા

ભાર દરિદ્રતા છે ને બે પૈસાભાર દરિદ્રતા બીજી નથી. છેવટે વિષ્ણુજીએ જણાવ્યું કે, જેમણે તમારી પાસે પાંચ પૈસાભાર દરિદ્રતા માંગી છે તેમનીજ પાસે પાંચપૈસા ભાર દરિદ્રતા છે, એમના શિવાય ત્રણ લોકમાં કોઇની પાસે "પાંચ પૈસાભાર દરિદ્રતા" નથી. તેજ પાંચ પૈસાભાર દરિદ્રતાના અધિકારી છે, વિગેરે જણાવ્યું તેથી સર્વે પાછા વળ્યા ને સર્વે હકીકત કબીરસાહેબને વિદિત કરી. ત્યારે કબીરસાહેબે ઉતર આપ્યો કે, હું પ્રથમ-થીજ કહેતો હતો કે તમારી પાસે હું કાંઇ દેખતો નથી કે તે હું માંગુ; અને તમે આપી શકો વિગેરે કહ્યું. એથી સર્વ પરાસ્ત થયાને ચુપચુપ રહ્યા. એ મુજબ ઘણી લીલાઓ પંજાબ દેશમાં પ્રત્યક્ષ બતાવી છે. બાદ પંજા-બદેશ છોડી સદ્‌ગુરૂ કાશી નગ્રમાં આવી પહોંચ્યા.

એક સમયે કબીરસાહેબ, શેખ ફરીદ, તથા કમાલજી એ ત્રણે જણ "સમન" ભક્તના ઘેર સાંજે ગયા. સમનની સ્રીનું નામ નેકી, ને પુત્રનું નામ શિવ હતું. જયારે તેમને ઘેર ત્રણ સંત ગયા, ત્યારે તેમનો આદર સત્કાર કરી બેસવા આસન આપ્યું. બાદ ભોજન સારૂ રસોઇ કરવાની સામગ્રી ઘરમાં ન હોવાથી ઘણી તજવીજ કરી પણ મળી નહીં, તેથી સંતોને ભોજન કરાવવા સારૂ એક વણિક—મોદીને ત્યાં બેઉ બાપ દિકરે જઇ ખાતર પાડયું; અને સિધુ લેવા શિવ અંદર પેઠો. સમન બહાર ઉભા રહ્યા, શિવ અંદર પેસીને સીધું જોઇયે તેટલુંજ લેઇ સમનને આપ્યું. બાદ શિવ બાહાર નીકળવા જાય છે એવામાં તે ઘરનો માલિક (વણિકમોદી) જાગી ઉઠયો, ને શિવના પગ ઝાલી લીધા. ત્યારે સમન પ્રત્યે શિવે જણાવ્યું કે, હું પકડાયોછું તે છુટવાનો નથી ને સવાર થતાં ભક્તિ વાગોવાતાં સંતો ભુખે બેસી રહેશે; માટે મારૂં શિશ કાપી લેઇ સિધુ લઇ જઇ રસોઇ તૈયાર કરાવી સંતોને ભોજન કરાવો વિગેરે જણાવ્યું. તે સાંભળી સમને શિવનું મસ્તક કાપી એક હસ્તમાં શિશ (મસ્તક) તથા બીજા હસ્તમાં સિધુ લેઇ પોતાના ઘેર આવ્યા. (એ હકીકત કબીરસાહેબ શિવાય બીજા બેઉ જણ જાણતા નહોતા.) ઘેર આવ્યા બાદ શિવનું મસ્તક તાકામાં મુક્યું, ને સર્વે હકીકત પોતાની સ્રીને કહીસંભળાવી; તે પણ ભક્તિવાન હતી તેથી આક્રંદ નહીં

કરતાં ખુશી દીલથી રસોઇ તૈયાર કરી, ને ત્રણ પતરાળાં ( પનવારા ) પીરસી સંતોને જમવા માટે વિનંતી કરી, ત્યારે કબીરસાહેબે જણાવ્યું કે, આપણે છએ જણ સંગાતે બેશી ભોજન કરીએ. ત્યારે સમને ઘણી આનાકાની કરી કે આપના પ્રસાદ લીધા પછી અમે બેસીસું, પણ શીવનુ મરણ થયેલું જાહેરમાં લાવી જીવીત કરવા સારૂ કબીરસાહેબે માન્યુ નહી; અને ત્રણ પતરાળાં પીરસ્યા હતા. તેમાંથી એકેકના બબે ભાગ કરી છએ પતરાળામાં સરખા હીસ્સા કર્યા ને શીવને હાંક મારી કે હે શીવ તું કયાં છે જલ્દી બોલ. ત્યારે સદ્ગુરૂના વચનથી શીશ બોલ્યું કે—મારૂં શીશ અહીં તાકામાં છે ને ધડ વણીકની દુકાને છે. જ્યારે એ મુજબનો પ્રત્યુત્તર સાંભળ્યો ત્યારે ફરીથી સદ્ગુરૂએ દર્શાવ્યું કે, શીશતો ઠગ તથા ચોરનું કપાય છે, ભક્તનું કંઇ કપાતુ નથી; માટે ચાલ જલ્દી અમે સર્વ પ્રસાદ લેવા ખોટી થઇએ છીએ. એવું વચન થતામાંજ ધડ વણીકની દુકાનેથી આવી શીશનાશાથેસંધાણ થઇ ગયું, તેથી સર્વ આશ્ચર્ય પામ્યાને શિવ આવી સદ્ગુરૂને સાષ્ટાંગ નમસ્કાર કર્યા; બાદ છએ જણે અધિકાર મુજબ પ્રસાદ લીધો. એ મુજબની હકીકત ભક્ત—સમન તથા શિવની છે. તે સંક્ષેપ્તમાંજ દર્શાવી છે.

ઉપર દર્શાવેલી હકીકતનું ઉલટ સ્વરૂપ કેટલેક સ્થળે એવું શ્રવણે પડેછે કે, કબીરસાહેબને ત્યાં ત્રણ સંત આવ્યા, ત્યારે તે સમયે ઘરમાં અનાજ ન હોવાથી કબીરસાહેબ તથા કમાલજી બેઉ ચોરી કરવા ગયા ને કમાલનું શીશ કાપ્યું. ને સંતોએ કમાલજીને જીવિત કરી બાદ સંતો જમ્યા વિગેરે હકીકત જનસમુહમાં ચર્ચાય છે. પરંતુ ઉપરની હકીકતથી સત્ય કે અસત્ય શું તે સુજ્ઞ વાંચકોના સમજવામાં સ્હેજમાં સમજાશે. એ બાબતમાં વધુ વિવેચન કરવું દુરસ્ત નહી ધારવાથી જેમ જેને ફાવે તેમ હકીકત કહે છે, પણ કબીરસાહેબ જેવા મહાન્ જ્ઞાનીને દોષ લાગતો નથી; તેના ભોગી જે કહેછે તેજ છે. લોઇના સંબંધમાં પણ લોક ચર્ચા એવી સાંભળવામાં આવેછે કે, કોઇ શાહુકારને ત્યાં ખભે ઊંચકી કબીરસાહેબ લઇ ગયા હતા, તે હકીકત પણ અસત્ય છે. એ બાબતની

સત્ય હકીકત ભક્તમાળ દ્વારે પ્રસિધ્ધછે કે, પીપાદાસ એક શાકુકારને ત્યાં ખભે ઉંચકી તેમની સ્ત્રી સીતાને લેઇ ગયા હતા. માટે સુજ્ઞ વાંચકો તેની તુલના કરી શકશે, લોઇ તેમની શિષ્ય હતા સ્ત્રી નહોતી ને તેમણે તે કર્તવ્ય કરેલું પણ નહોતું. એ બાબત જેમ જેને ફાવે તેમ હકીકત કહેછે; તેના ભોગી જે કહે છે તેજ છે.

એક સમયે સર્વાનંદજી મહાન્ વેદપાઠી પંડિત કાશીજીમાં કબીરસાહેબનું નામ પુછતા આવ્યા. એ સર્વાનંદજી પંડીતની હકીકત એવી છે કે–તે જાતે બ્રાહ્મણ હતા ને વેદમાં ઘણા પ્રવિણ હતાઃ તે દેશો દેશ ફરી સભા ભરી સર્વ પંડિતોને હરાવતા જ્યારે સર્વ દેશમાં ફરી પંડિતોને હરાવ્યા ત્યારે પોતાના ઘેર આવ્યા ને પોતાની માતોશ્રીને સાષ્ટાંગ પ્રણામ કરી દર્શાવ્યું કે મેં સર્વે પંડીતોને જીત્યા છે, માટે મારૂ નામ " સર્વાજીત પંડિત " મુંકો એ મુજબનું તેમની માતોશ્રીએ સાંભળ્યું ત્યારે પુછ્યું કે, સર્વે પંડીતોને જીત્યા એ સત્ય હશે પણ કાશીજીમાં કબીરસાહેબ રહે છે, તેમને જીત્યા છે ? ત્યારે સર્વાનંદે પ્રત્યુત્તર આપ્યો કે, કાશીજીમાં ગયો હતો ખરો પણ તેમની સાથે વાદવિવાદ થયો નથી ને ભેટ પણ થઇ નથી. ત્યારે તેમની માતોશ્રીએ જણાવ્યું કે, ફરીથી કાશીજીમાં જા ને કબીરસાહેબને જો જીતી આવે ત્યારે તારૂં નામ " સર્વાજીત " મુકીશ, તે શિવાય હું મુકનાર નથી. એ મુજબની માતોશ્રીની આજ્ઞા થવાથી નમન કરી કાશીજી તરફ વિદાય થયા, ને કેટલેક દિવસે કાશીજીમાં આવી પહોંચ્યા, અને કબીરસાહેબનું નામ પુછતા પુછતા કબીરસાહેબની પર્ણકુટી નજીક આવ્યા. ત્યાં એક કુવો હતો તેનું પાણી ઘણી સ્ત્રીઓ ભરતી હતી, તેમાં કબીરસાહેબની શિષ્ય કમાલી પણ હાજર હતા. જોગજોગે સર્વાનંદજીને તૃષા લાગવાથી કોહોનું પાણી છે એમ નહીં પુછતાં ( તૃષાથી પીડિત થયેલા હોવાથી ) કમાલીને પાણી પાવાનું કહેતા. કમાલીએ પાણી પાયું. બાદ શાતા વળતા સુર્તિ આવવાથી કમાલીને પુછ્યું કે, તમે શી જ્ઞાતિના છો ? ત્યારે કમાલીએ સત્ય જે હકીકત હતી તે દર્શાવી, તેથી હલકી કોમ જાણી પંડીતજી નાખુશ થયા. ત્યારે કમાલીએ ઘણા

શબ્દો બ્રહ્મજ્ઞાનના કહી સંભળાવ્યા, પણ સર્વાનંદજીનું મન માન્યું નહીં. છેવટે સર્વાનંદજીએ એક આબખોરો પાણીનો ભરી કમાલીને આપ્યો ને જણાવ્યું કે, આબખોરો લઇ જઇ કબીરજીને આપો. તે આબખોરો લેઇ કમાલીએ કબીરસાહેબને આપ્યો અને સર્વ હકીકત સર્વાનંદજીના સંબંધની કહી સંભળાવી. ત્યારે કબીરસાહેબે એક સુઇ લેઇ તે આબખોરાના અંદર નાંખી, જેથી આરપાર છિદ્ર થતાં નીચેથી પાણી ટપકવા માંડયું. બાદ તે આબખોરો સર્વાનંદજી પંડીતને આપી આવ એ મુજબનો હુકમ થતાં તે આબખોરો લઇ કમાલી સર્વાનંદજી પાસે આવ્યા ને તેમના સ્વાધિન કર્યો. તેમાં સોઇ જોઇ તથા તે સોઇથી આરપાર છિદ્ર થયેલું અને જલ ટપકતું માલમ પડવાથી ઘણા આશ્ચર્ય ચકિત થયા. એ આશ્ચર્ય ચકિત થવાનું કારણ એ છે કે, સર્વાનંદજીએ જે આબખોરો પાણીનો ભરીને મોકલ્યો, તેની સંજ્ઞા એ હતી કે મારૂં જ્ઞાન ભરપુર છે. ત્યારે સદ્‌ગુરૂએ તેની સંજ્ઞા જાણી લેઇ એક સોઇ નાંખી તે આરપાર થતાં જલ ટપક્યું. તેનો આશય પંડીતજીને એ જણાવ્યો કે તમારૂં જ્ઞાન સંપુર્ણ છે ખરૂં પણ આરપાર જઇ શકે એવું નથી વિગેરે મતલબ હતો.

સર્વાનંદજી પંડીતે વાદવિવાદ કરવા સારૂ સભા ભરવાની કોશીશ કરવા માંડી તે એવી કે પ્રથમ રામાનંદજી સ્વામી તરફ ગયાને પંડીત, સીધ્ધ, સાધુ વિગેરે તે સભામાં આવે એ મુજબ જણાવ્યું, તે સર્વમતે પસાર થવાથી સભા ભરવાનો દિવસ મુકરર થયો. તેથી કબીરસાહેબ શિવાય કોઇપણ વાદમાં જીતી સકશે નહીં એવું જાણી રામાનંદસ્વામીજીએ કબીરસાહેબને બોલાવવા તેમના મુખ્ય શીષ્ય અનંતાનંદજીને મોકલ્યા. અનંતાનંદજી કબીરસાહેબ પાસે ગયાને ગુરૂજીની આજ્ઞા કહી સં-સંભળાવી; તેથી સભા ભરાઇ હતી ત્યાં અનંતાનંદજીની સાથે કબીરસાહેબ આવી પહોંચ્યા. પ્રથમ સર્વાનંદજીએ પંડીત, સાધુ વિગેરેમાં પ્રશ્ન કર્યા પણ સંપુર્ણ જ્ઞાન વગર પુરતા જવાબ આપી શક્યા નહિ. છેવટે સર્વાનંદજીને તથા કબીરસાહેબને જ્ઞાનગોષ્ટીનો ઘણો વાર્તાલાપ થતાં સર્વાનંદજી પરાસ્ત થયા. ત્યારે કબીરસાહેબને ચરણે પડ્યા. બાદ

જણાવ્યું કે, આપનું જ્ઞાન અગાધ છે, તેમાં મારી સમજ શક્તિ પણ પહોંચતી નથી; તેમ સોઇ આરપાર થતાં પાણી ટપક્યું, તેનો પ્રત્યક્ષ પુરાવો મને મળી ચુક્યો છે, માટે આપ મારા પર કૃપા કરી આપનો શિષ્ય કરો વિગેરે જણાવ્યું. ત્યારે કબીરસાહેબે તેમની આધિનતા જોઇ ગુરૂ મર્યાદાનો લોપ નહીં થવા સારૂ રામાનંદજી સ્વામી પાસેથી તેમને દિક્ષા અપાવી, મતલબ કે–ગુરૂ રામાનંદજીના શિષ્ય થયા, ને તેમનો જે જે વિદ્યાનો ગર્વ હતો ને ઉતરી ગયો. આ હકીકત સારાંશરૂપે લીધેલી છે જ્ઞાનગોષ્ઠી વિગેરેની વધુ હકીકત સર્વાનંદજીની ગોષ્ટીમાં છે તે જોવાથી પુર્ણ ખાત્રી થશે.

એક સમયે રામાનંદજી સ્વામી તથા કબીરસાહેબ ગંગાજીના તટે સફર કરવા ગયા, તે ઘણા દુર નીકળી પડયા; ત્યાં એકાંત સમય હોવાથી ગુરૂ–શિષ્ય વચ્ચે ઘણી જ્ઞાનગોષ્ટી થઇ. છેવટે ગુરૂ રામાનંદજી સ્વામીએ વૈકુંઠ બતાવવા જણાવ્યું, ત્યારે બેઉ ગુપ્ત રીતે વૈકુંઠની સહેલ કરવા ચાલ્યા; વૈકુંઠમાં પગ ધારણ કરતાંજ કબીરસાહેબને તેમના કરતાં વિશેષ માન મળ્યું, તેથી ગુરૂજી ઝંખવાણા પડયા; પ્રથમની જ્ઞાનગોષ્ટીમાં કબીરસાહેબે મારો દેશ ન્યારો છે એમ જણાવ્યું હતું. તેથી સ્વામીજીએ કબીરસાહેબને જણાવ્યું કે, હવે તમારો દેશ કેવો છે તે બતાવો, પ્રત્યક્ષ પેખ્યા શિવાય પતિજ આવે નહીં. તેથી કબીરસાહેબ ગુરૂજીને સાથે લેઇ સત્યલોકની રાહે ચાલ્યા, ને સત્યલોક પ્રત્યક્ષ બતાવી સત્યપુરૂષના દર્શન કરાવ્યાં. જેથી રામાનંદજી સ્વામીએ તેમના ઘણા વખાણ કર્યાં ને પુર્ણ સંતોષ પામ્યા; બાદ બેઉ જણ સત્યલોકથી પલટી કાશીજીમાં આવ્યા. ત્યારે અનંતાનંદજીએ વિનંતી કરી કે, ઘણા સમયથી આપ બેઉ જણ ક્યાં પધાર્યા હતા, તે કૃપા કરી જણાવો ત્યારે ગુરૂજીએ સર્વે હકીકત કહી સંભળાવી. બાદ જણાવ્યું કે, મારા કરતાં પણ કબીરજી શ્રેષ્ઠ છે, તેમનો દેશ તથા જ્ઞાન જુદું અસ્તાં અગાધ છે; માટે તેમનું જ્ઞાન ગ્રાહ્ય કરવા મારો વિચાર થાય છે. છેવટે ગુરૂ–શિષ્યનો સંવાદ થતાં અનંતાનંદજીએ જણાવ્યું કે–આપની એમજ મરજી થઇ છે તો આપ ગુપ્ત રીતે અંતઃક-

રણમાં ધારણ કરશો તો સારૂ પણ પ્રત્યક્ષ રીતે ધારણ કરશો નહીં. કારણ કે જગત્માં આપના જેવા મહાન્ પુરૂષની હાંસી થશે ને ગુરૂ–શિષ્યનો નાતો અવ્યવસ્થીત જણાશે. વિગેરે જણાવ્યું તેથી રામાનંદજીએ ગુપ્ત રીતે તેઓશ્રીનું જ્ઞાન ગ્રહ્ય કર્યું છે. વિગેરે હકીકત છે. ત્યાં રામાનંદજીનું વચન તેમના જ્ઞાન માટે કેવું થયું છે તે નીચે મુજબ.

### સાખી

કર્તા તુમહી સાધહો, સત કબીર હો દેવ,
તનમન તુમકોં અર્પિહો, કુલ દિક્ષા મોહી દેવ.

કબીરસાહેબે ઘણા દિવસો સુધી ગુરૂ–મર્યાદા રાખી સેવા બજાવી, ને રામાનંદજી સ્વામીએ તેમની પ્રસંસા ઘણી વધારી. અત્રે ફકત સારાંશમાં હકીકત દર્શાવી છે, એની પુર્ણતયા હકીકત રામાનંદની ગોષ્ટીમાં વર્ણવી છે. કેટલાક દિવસો ગુજર્યા બાદ રામાનંદજી સ્વામીનો ચલાવો ( દેહાંત ) થયો વિગેરે હકીકત રામાનંદજી સંબંધે છે.

એક સમયે કેટલાક સંતો કાશીજીમાં આવ્યા ને કબીરસાહેબને વિનંતી કરી જણાવ્યું કે–તત્વા તથા જીવા નામે બે ભાઇયો બ્રાહ્મણ છે, તે નર્મદા નદીના તીરે રહે છે તેમણે એક સુકા વડનું લાકડું પોતાના આંગણે રોપેલુ છે, ને એવું પ્રણ લીધુ છે કે જે કોઇ સંત આવે તેમનો આદર સત્કાર કરે છે, પણ તેમનું ચરણામૃત લેઇ થડમાં નાંખેથી એ થડ લીલું જેના ચરણામૃતથી થાય તેમની પાસેથી ગુરૂ–દિક્ષા લેવી; એ મુજબ પ્રણ લીધુ છે. ત્યાં ઘણા સંતો ગયા ને તેમનું ચરણામૃત લેઇ ઘણી વખત થડમાંનાંખ્યુ પણ તે લીલું (નવપલ્લવ) હજી સુધી થયું નથી; તેથી સંતોની જગત્માં ઘણી હાંસી થાય છે, માટે તે અમારૂ દુઃખ દુર કરો. તે વિનંતી સ્વીકારી સદ્ગુરૂએ જણાવ્યું કે–તમે સર્વ ત્યાં ફરી જાવ ને હું તમારી પાછળ આવુંછું. આપ સર્વ સંતોના ચરણરજના પ્રતાપથી દુઃખ દુર કરીશ એવું નમ્રતાઇથી જણાવ્યું. જેથી સર્વ સંત મંડલ કાશીજીથી નર્મદાતીરે જવા વિદાય થયું, ને સદ્ગુરૂ કાશીજીથી નીકળ્યા તે મથુરાપુરીમાં આવી પહોંચ્યા.

એ સમયે ધર્મદાસજી ગોસ્વામી તિર્થયાત્રા કરવા નિમિત્તે નીકળેલા હતા તેમણે પણ મથુરાપુરીની યમુના નદિના કીનારે પડાવ નાંખ્યો હતો, તેમને મળ્યા ને ઘણી જ્ઞાનગોષ્ટી કરી. ( તે બાબતની હકીકત પ્રથમ ભુમિકામાં દર્શાવેલી છે તે જુવો. ) જ્યારે ધર્મદાસજી ગોસ્વામીના હૃદયમાં તે ઉપદેશ ન ઠસ્યો, ત્યારે મથુરાપુરીમાંથી અંતર્ધ્યાન થયા ને કચ્છ દેશમાં અલિદાસ ધોબીને મળ્યા; તેમને યોગ્ય જ્ઞાનોપદેશ આપ્યો ને શરણમાં લીધા. બાદ ત્યાંથી પાટણ નગ્રમાં રાજા જગજીવન પાસે પધાર્યા ને તેમને ઉપદેશ આપ્યો છે. ત્યાં શુ હકીકત થઇ તે નીચે પ્રમાણે છેઃ—

પાટણ નગ્રમાં જઇ જન સમુહમાં તેઓશ્રીએ ઉપદેશ આપવા માંડયો, પણ કોઇએ તેઓશ્રીનો ઉપદેશ ગ્રાહ્ય કર્યો નહીં. ત્યારે જગજીવન રાજાની એક નવલખી ફુલવાડી ( વાટિકા ) જે ચારગાઉ લાંબી તથા ત્રણગાઉ પહોળી હતી, જે બાર વર્ષથી શુષ્ક પડી હતી ત્યાં પધારી એક ખુણામાં આસન લગાવી બેઠા; જેથી શુષ્ક પડેલી વાટિકા સદ્ગુરૂના આગમનથી નવપલ્લવ થઇને ફલ ફુલ પત્ર ઇત્યાદીનો ઘટાવ થઇ ગયો ને પક્ષીઓ કિલોલ કરવા લાગ્યા. ત્યાં માળી આવી પહોંચવાથી નવપલ્લવ વાટીકા જોઇ આશ્ચર્ય પામ્યો. બાદ તે વાટીકામાંના ફળ, ફુલ તોડી છાબમાં ભરી રાજ્યસભામાં આવ્યો ને રાજાને પ્રણામ કરી છાબ ભેટ કરી, અને સર્વે હકીકત કહી સંભળાવી. તેથી રાજા તેમજ સભા વિસ્મય પામ્યા, ને તે વાટિકા પ્રત્યક્ષ જોવાની ઉત્કંઠા થવાથી સર્વે તે વાટિકા જોવા ગયા તો પ્રત્યક્ષ નજરે જોયું. ત્યારે શા કારણથી આ બીના બની તે જાણવા સારૂ જોશીઓને બોલાવી રાજાએ પુછયું કે, આ વાટિકા બાર વર્ષથી શુષ્ક પડી હતી તે આજે પ્રફુલીત થઇ તેનું શું કારણ તે જણાવો. ત્યારે જોશીઓએ જોશ જોઇ કહ્યું કે, અત્રે કોઇ મહાન્ સંત મહાત્માનું આગમન થયેલું જણાય છે, તે શિવાય શુષ્ક પડેલી વાટિકા એકદમ પ્રફુલ્લિત થાય નહીં; માટે તે મહાત્માશ્રીની શોધ કરાવો. એ મુજબ રાજાએ સાંભળવાથી વાટિકામાં તપાસ કરવા પોતાના સેવકોને મોકલ્યા, ત્યારે તપાસ અંતે કબીરસાહેબને એક વૃક્ષ નીચે આસન લગાવી

બેઠેલા જોયા, તેથી સેવકોએ આવી હકીકત જણાવી. તેથી રાજા તથા સર્વ દરબારીઓ, જોશીઓ, વિગેરે ત્યાંથી ઉઠી જ્યાં સદ્‌ગુરૂ આસન લગાવી બેઠા હતા ત્યાં આવ્યા, ને દંડવત્ પ્રણામ કર્યા બાદ વિનંતી પુર્વક રાજાએ જણાવ્યું કે—અમારા ધનભાગ્ય કે આપ જેવા માહાત્માશ્રીના પધારવાથી બાર વર્ષથી શુષ્ક પડેલી વાટિકા આજે નવપલ્લવ થઇ એ આપનોજ પ્રતાપ છે, તેમજ આપના દર્શનથી અમો આનંદ પામ્યા છીયે; માટે આપ કૃપા કરી અમારા ગૃહે પધારો, કે જેથી આપની સેવા બજાવી કૃતાર્થ થઇએ વિગેરે રાજા જગજીવને દર્શાવ્યું. ત્યાં સદ્‌ગુરૂએ ઘણાં વચનો રાજાને જ્ઞાનોપદેશ માટે સમજાવ્યા ને છેવટે રાજાને જણાવ્યું કેઃ—

તુમતો કૌલ ભુલાને ભાઇ, કીયે કૌલ તુમ ગયે બિસરાઇ.

( જગજીવન બોધ ).

હે રાજા તમોએ જે કોલ ગર્ભમાં કર્યો હતો તે બહાર આવ્યા પછી વિસ્મૃત થઇ અનેક કાર્યોમાં મશગુલ થયા છો ને કોલને યાદ કરતા નથી, તેથી અંત સમયે શું થશે તેનો વિચાર કરી યોગ્ય ભક્તિ ધારણ કરો કે જેથી આવાગવનનું દુખ દુર થાય, એ કોલ યાદ કરાવવા તથા ભુલ મટાડવા અત્રે અમારૂં આગમન થયું છે વિગેરે સદ્‌ગુરૂએ જણાવ્યું. ત્યારે રાજા એકદમ નિંદ્રાવસ્થાથી જેમ કોઇ જાગૃત થાય તેવી રીતે સચેત થયા, ને સદ્‌ગુરૂના ચરણે પડી ભુલ મટાડવા યોગ્ય ઉપદેશ આપવા માટે વિનંતી કરી. જ્યારે એ મુજબની આધિનતા જોઇ ત્યારે રાજાની પ્રાર્થનાથી તેમના ઘેર આવવા સ્વીકાર્યું, તેથી રાજાએ પાલખી મંગાવી તેમાં સદ્‌ગુરૂને બેસાડી ઉઘાડે પગે પાલખી રાજાએ પોતે સ્કંધ ( કાંધ ) પર લેઇ વાજતે ગાજતે મહેલમાં લાવી પધરામણી કરી; યોગ્ય આસને બીરાજમાન કર્યા ને આદર આતિથ્ય કર્યું. બાદ રાજાએ વિનંતી કરી કે, મને યમ બંધનના ત્રાસથી બચાવો ને આપના શરણમાં લ્યો. તે વિનંતી સ્વીકારીને સદ્‌ગુરૂએ ચૌકા આરતીનો સર્વ સાજ મંગાવી મહેલના બાહાર સુંદર મંડપ બંધાવી ત્યાં ચૌકા આરતી કરી, તરણુતોડી, પાન પરવાનો તથા સત્યશબ્દોપદેશ રાજા જગજીવન, તથા તેમની બાર રાણી,

ચાર પુત્ર તેમજ અમીર ઉમરાવ તથા કેટલાક નગરના વાસીયોને આપ્યો. ત્યાં પાંચસેં જીવોને બોધ આપી તેમના જીવની તારણગતિ સદ્ગુરૂએ કરી વિગેરે હકીકત છે. આ હકીકત સંક્ષેપ્તમાં જણાવી છે. વધુ વિગતવાર હકીકત જગૃજીવન બોધમાં સવિસ્તર આપેલી છે તે જોવાથી ખાત્રી થશે. રાજા જગજીવનને બોધ આપ્યા પછી સદ્ગુરૂ પાટણ નગ્રથી અંતર્ધ્યાન થઇ નર્મદા નદીના કિનારે તત્વા જીવા બ્રાહ્મણને ઘેર પધાર્યા, ને તેના આંગણા આગળ સંતોની રાહ જોતા ફરતા હતા.

જે સંતોને કાશીજીથી સદ્ગુરૂએ વિદાય કર્યા હતા તે પણ નર્મદા નદીના કિનારે તત્વા જીવા બ્રાહ્મણને ત્યાં આવી પહોંચ્યા, ને જુવે છે તો તેમના પણ પહેલાં સદ્ગુરૂ ત્યાં આવી પહોંચેલા જણાયા; ત્યારે તેમને નમન કરી તત્વા જીવાને સર્વ હકીકત કહી સંભળાવી. જેથી તત્વા–જીવાએ તેઓશ્રીનો આદરસત્કાર કરી પોતાના ગૃહે પધરામણી કરી. બાદ યોગ્ય વિધિસહ સર્વનું પુજન કરી કબીરસાહેબનું પ્રણ મુજબ ચરણામૃત લેઇ તે સુકાવડના લાકડામાં નાખ્યું તેથી તે કાષ્ટનું ઠુંઠુ ફુટયું, ને નવ પલ્લવ વડ થઇ ગયો. ત્યારે તત્વા–જીવા બેઉ બાંધવો સદ્ગુરૂના ચરણે પડ્યા, ને તેમણે આધિનતા દર્શાવવાથી સદ્ગુરૂએ તેમને યોગ્ય જ્ઞાનોપદેશ આપી શિષ્ય કર્યા. એ વડ ઘણો વિસ્તાર વાળો થયો, તે "કબીરવટ (વડ)" ના નામે ઓળખાય છે. ત્યાં કરોડો મનુષ્યો યાત્રાળુઓ વિગેરે જાય છે, ને સર્વ દેશોમાં "કબીર વટ" જેવો એક પણ વડ નથી; એવું સર્વ કોઇનું કહેવું છે. તે વડ જગ જાહેર છે એટલે વધુ વિગત લખવાની જરૂર રહેતી નથી.

"કબીર વટ" નું સ્થાપન કર્યા બાદ ત્યાંથી અંતર્ધ્યાન થઇ સદ્ગુરૂ મગહરના નવાબ વિજલીખાન પઠાણ પાસે પધાર્યા, ને તેમને યોગ્ય જ્ઞાનોપદેશ આપી શિષ્ય કર્યા બાદ છેવટે જણાવ્યું કે, અમારો દેહ અત્રે થોડા દિવસ બાદ આવી છોડવાના છીયે, એવું જણાવી ત્યાંથી અંતર્ધ્યાન થયા; અને વિરસિંહ વાઘેલા રાજાના ગૃહે પધારી દર્શન આપ્યા. રાજાએ યોગ્ય સન્માન કર્યું, ત્યાં ચોકા આરતી કરી. બાદ તેમને પણ છેવટે

જણાવ્યું કે, હવે અમે થોડા દિવસ પછી અમારો દેહ મગહરમાં છોડવાના છીયે વિગેરે જણાવી સદ્‌ગુરૂ ત્યાંથી અંતર્ધ્યાન થયા ને ફરીથી કાશીજીમાં પધાર્યા. આ હકીકત સંક્ષેપ્તમાં દર્શાવી છે, ત્યાં કેટલાક દિવસ ગુજાર્યા બાદ કમાલજીને ઇલ્મ ફકીરી આપી દેશોમાં પર્યટણ કરવા આજ્ઞા આપી. વિગેરે હકીકત સારાંશરૂપે છે.

—ચતુર્દશમ્—રત્નઃ સંપુર્ણ—

## પંચોદશમ્—રત્નઃ

કમાલજીને ઇલ્મ ફકીરી આપવી, તેમનું પર્યટણ વિગેરે તથા ભંડારાની વિધિ; નાનક સાહેબ, તથા ધર્મદાસજી ગોસ્વામીનું કાશીજીમાં આગમન, છેવટે મગહરમાં દેહ મુકી ગુપ્ત થવું વિગેરે હકીકતનું વિવરણ.

કમાલબોધ વિગેરે ગ્રંથો દર્શાવે છે કે, કબીરસાહેબે કમાલજીને ઇલ્મ ( અમ્લ ) ફકીરી આપી જગત્‌ને ઉપદેશ કરવા જવા આજ્ઞા કરી તે આજ્ઞા કમાલજીએ મસ્તકે ચઢાવી સદ્‌ગુરૂને નમસ્કાર કરી કાશીજીમાંથી વિદાય થયા. તે ફરતા ફરતા અમદાવાદ ( અહમદાવાદ ) શેહેરમાં આવી પહોંચ્યા, ને ઉપદેશ આપવા શરૂ કર્યો; પણ કોઇએ ગ્રહણ કર્યો નહીં, ફક્ત દરીયાવખાન વજીરે ગ્રહણ કરવાથી તેમને દિક્ષા આપી. તેઓશ્રીના સત્યોપદેશથી હિંદુ મુસલમાન બેઉ કોમોની લાગણી અજ્ઞાનતાના લીધે દુખાવા લાગી. તેથી મહમદશાહની ( જે તે સમયે અમદાવાદમાં બાદશાહ હતા તેમની ) પાસે રૈયતે જઇ સર્વ હકીકત નિવેદન કરી; ત્યારે બાદ-

શાહે કાફર છે એમ ગણી જેલખાને નાંખવા હુકમ કર્યો. એ હુકમ થતાં કમાલજીને પકડી હાથપગમાં બેડી જડી જેલખાનામાં પુર્યા, પણ કમાલજી જેલખાનામાંથી અદ્રશ્ય થઇ માણેકચોકના બજારમાં આવી ઉભાને ઉપદેશ આપવા માંડયો. તે હકીકત બાદશાહને શ્રવણે પડતાં ફરીથી બીજીવાર પકડી જેલખાનામાં પુર્યા, એ મુજબ સાત વખત જેલખાનામાં પુર્યા, પણ એની એ હકીકત બની. તેથી બાદશાહ ગુસ્સે થયાને હુકમ કર્યો કે—એ કાફરને દરેક માણસે જઇ પાંચ ઇંટો મારવી. એ હુકમ દાંડી પીટાવી જાહેર કર્યો. તેથી શહેરની તમામ રૈયત ત્યાં જઇ દરેક મનુષ્યે પાંચપાંચ ઇંટો મારી પણ તેઓશ્રીને બીલકુલ વાગી નહીં, તેમ ઇજા પણ સદ્‌ગુરૂના પ્રતાપથી થઇ નહીં છેવટે દરિયાવખાનની વારી આવી, ત્યારે બાદશાહે વજીર પ્રત્યે જણાવ્યું કે કેમ તમે પાંચ ઇંટો મારતા નથી; અને સુનકાર થઇ ઊભા રહ્યા છો. ત્યારે બાદશાહને સલામ કરી નમ્રતાથી જણાવ્યું કે, એ મારા પીર—મુરસદ છે. જો મારૂં તો દ્રોહી થાઉં ને ન મારૂં તો આપનો ગુન્હેગાર થાઉં, માટે મારી વિજ્ઞાપ્તિ એ છે કે, આપનો હુકમ મસ્તકે ચઢાવી મુરસદના દ્રોહી ન થવા ખાતર મને પાંચ ફુલ મારવા હુકમ થવાની આવશ્યકતા છે. તે બાદશાહના હૃદયમાં સમાવાથી તેની માગણી મુજબ કરવા દેવા કબુલ કર્યું, તેથી પાંચ ફુલ લેઇ પોતાના ગુરૂ (મુરસદ) કમાલજીપર આસ્તેથી ફેંકયા, તે કમાલજીને વજ્ર સમાન વાગ્યા ને હાય મારી બેસી ગયા. ત્યારે દરિયાવખાન ત્યાં દોડી આવ્યા ને કમાલજી પ્રત્યે જણાવ્યું કે—આખા શહેરની રૈયતે દરેકે પાંચ પાંચ ઇંટો આપના ઉપર જોરથી ફેંકી, પણ આપે કંઇ પણ અરેકાર કર્યો નહોતો; અને મેં આપના ઉપર પાંચ ફુલ આસ્તેથી ફેંકયા, તે આપને વજ્ર સમાન લાગતાં આ સ્થીતિ થઇ તેથી મને અચંબો લાગ્યો તેનું કારણ કૃપા કરી જણાવશો. ત્યારે કમાલજીએ જણાવ્યું કે, એ તો સર્વ અજ્ઞાન છે ને તમે તો મને મુરસદ માનો છો તેથી એ ફુલ મને વજ્ર સમાન લાગ્યા છે, વિગેરે જણાવતા ગુસ્સાથી દરિયાવખાનને શ્રાપ આપ્યો કે તમોએ મુરસદનો દ્રોહ કર્યો છે માટે તમારો અવતાર પ્રેતયોનીમાં થતાં ભુતોના સરદાર

થઇ. એ મુજબ શ્રાપ દીધો. તેથી દરિયાવખાને શ્રાપ મુક્ત કરવા ઘણી આજીજીથી વિનંતી કરી પણ માન્યું નહીં તેમ દોષ ક્ષમા કર્યો નહિ. એ બાબતની બાદશાહને ખબર પડવાથી કમાલજી ઉપર ગુસ્સે થયા ને તેમનું શિશ કાપવા હુકમ કર્યો. ત્યારે દરિયાવખાને વિનંતી કરી કે. એ મારા પીર છે માટે તેઓશ્રી પર આવો જુલમ કરવો ઘટિત નથી. તેથી બાદશાહનો ફરી હુકમ થયો કે, શિરચ્છેદ નહીં કરતાં ચામડું ચીરી લ્યો; એ મુજબ ચોક્કસ હુકમ થતામાંજ બાદશાહને જલન થઇ. ત્યારે દરિયાવખાને ફરી વિનંતી કરી કે, આપને મેં પ્રથમજ જણાવ્યું હતું તો પણ આપનો ગુસ્સો હાથ રહ્યો નહીં તેથી આ દશાને પ્રાપ્ત થવાયુ; માટે આપ મારાપર કૃપા કરી તેમની પાસે જઇ આપે ક્ષમા માંગવી યોગ્ય ધારૂંછું. શાહને જ્યારે વીત્યું ને જલનથી રહેવાયું નહીં ત્યારે છેવટે કમાલજી પાસે બાદશાહ ગયા, ને પગેપડી ગુન્હાની ક્ષમામાંગી ત્યારે જલન શાંત થઇ. એ પરચો જોવાથી તે સમયે તેઓશ્રીના સાઠ શિષ્ય અમદાવાદમાં થયા. દરિયાવખાને ફરી આજીજીથી પ્રાર્થના કરી કે શ્રાપનો વર કંઇ પણ થવો જોઇયે. ત્યારે કમાલજીએ જણાવ્યું કે, તમારા દ્રોહનો વર મારાથી આપી શકાશે નહીં, પણ અમારા પીરની પાસે ચાલો ને તેમનો જ્યારે હુકમ થાય. ત્યારે શ્રાપનોવર શું તે નક્કી થાય. એ મુજબ જણાવવાથી કમાલજી, મહમદશાહ તથા દરિયાવખાન ત્રણે જણ અમદાવાદથી નીકળી કાશીજીમાં સદ્ગુરૂ કબીરસાહેબ પાસે આવી પહોંચ્યા ને તેઓશ્રીના ચરણે નમ્યા. બાદ મહમદશાહે સર્વે હકીકત કહી સંભળાવી. ત્યારે કમાલજી પ્રત્યે કબીરસાહેબે જણાવ્યું કે—દ્રોહ તો બન્યો છે ખરો, પરંતુ તે પોતાના દોષની માફી માંગે છે અને તમે તેમના પીર છો, માટે માફી બક્ષો. તેથી સદ્ગુરૂની આજ્ઞાથી કમાલજીએ દરિયાવખાનને માફી બક્ષી, ને પ્રેતયોનીમાંથી મુક્ત કર્યા. બાદ સદ્ગુરૂનું આતિથ્ય પુજન કરી મહમદશાહ, તથા દરિયાવખાન બેઉ તેઓશ્રીની આજ્ઞા લેઇ અમદાવાદ પરત આવ્યા. અહીંયા સદ્ગુરૂએ કમાલજી પાસેથી ઇલ્મ ફરીરી નહીં જાળવી તેથી અધિકાર લઇ લીધે છે. વિગેરે આ હકીકત સારાંશ રૂપે અત્રે લીધેલી છે. વધુ વિગત

માટે કમાલબોધ વિગેરે શાસ્ત્ર દ્વારેથી જોતાં પુરતી હકીકત વિદિત થશે વિગેરે હકીકત કમાલજી સંબંધે છે.

કાશીજીમાં કબીરસાહેબની કીર્તિ દીનપર દીન ઘણીજ વધવા માંડી, તેથી ઇર્ષાવાન પંડીતોથી દેખી ખમાયું નહીં. ત્યારે સર્વે એકઠા મળી વિચાર કર્યો કે હવેતો છેલ્લો ઉપાય એ છે કે, એમના પાસે દ્રવ્ય નથી, તેથી આપણામાંથી બાર મનુષ્યોએ સાધુનું સ્વરૂપ ધારણ કરવું; અને દેશોદેશમાં ફરીને સર્વે ભેખને જણાવવું કે કબીરજી અમુક દિવસે સર્વ ભેખનો મેળાવો ( ભંડારો ) કરે છે. તેથી કાશીજીમાં પધારવું એ મુજબનું આમંત્રણ કરવું. એ વિચાર નક્કી થતાં પંડીતોમાંથી બાર જણાએ સાધુઓનો વેશ ધારણ કર્યો, તેમાંથી ચારગુરૂ બન્યા. ને આઠ શિષ્ય થયા. તે એકેક દિશામાં ત્રણ ત્રણ જણ ( એકગુરૂને બે શિષ્ય ) ચારે દિશાએ ગયા. ને સર્વ ભેખને ભંડારાનું આમંત્રણ કર્યું. આવી રીતે કરવાનો તેમનો હેતુ એ હતો કે, ભંડારાનું આમંત્રણ થશે એટલે સર્વ ભેખ તેમની કીર્તિ સાંભળેલી છે, તેથી તેમના તથા ભેખના પણ દર્શન થશે એથી બમણો લાભ મળશે એવું જાણી સર્વ ભેખ જરૂર આવશે એટલે અત્રે કંઇ પણ સામગ્રી એમની પાસે તૈયાર નહીં હોવાથી ભંડારો થશે નહિ; તેથી ભેખમાં તથા જગત્માં જરૂર તેમની હાંસી તથા નિંદા થશેજ ત્યારે આપણી દાઝ ઓલાશે; એવું ધારી એ મુજબનો વિચાર નક્કી સર્વે મળી કર્યો હતો. પરંતુ ખાડો ખોદે છે તેજ પડે છે એ કહેવત સત્યજ છે.

જે દિવસના ભંડારાના આમંત્રણ કર્યા હતા તેના આગલા દિવસથી સંતોના જુથ દેશોદેશથી આવવા માંડ્યા. તે હકીકતથી કબીરસાહેબ વાકેફ હતા, તેથી ભરણપોષણનું કાર્ય કરાવા માટે કબીરસાહેબ કાશીજીથી બહાર નીકળી ઉત્તર દીશા તરફ મુખાવીંદ કરી સમાધી દ્વારે એકતાર લગાવી બેઠા. ત્યારે વિષ્ણુજીએ ( જેમનું ભરણપોષણનું કર્તવ્ય હતું તેમણે ) વણઝારાનું રૂપ ધર્યું, ને સામગ્રી તૈયાર લેઇ સંત મંડલમાં લાવી અનેક અંશ, વંશ, સંતોદ્વારાએ રસોઇ તૈયાર થતાં પંદર દિવસ સુધી ભં-

ડારો ચાલુ રાખી સર્વ ભેખને સંતોષ્યા. બાદ સર્વેને પુજા ભેટ આપી વિદાયગીરી આપી. એ કર્તવ્ય જેનો અધીકાર હતો તેમણે બજાવ્યો. જેથી સર્વ ભેખ ધન્ય કબીર ધન્ય કબીર વિગેરે જણાવતાં પોત પોતાના સ્થાનકે ગયા, ને ભંડારાની સમાપ્તિ થઇ. વિગેરે આ હકીકત સંક્ષેપ્તમાં દર્શાવી છે. વધુ વિગતવાર હકીકત કબીર ચરિત્ર બોધ, કબીર કસોટી, કબીર મન્સુર, સ્વસવેદ બોધમાં ઘણી પ્રસંશા સાથે વર્ણવેલીછે, તે જોવાથી પુર્ણ ખાત્રી થશે.

એક સમયે લક્ષ્મીજી કબીરસાહેબને છળવા આવ્યા, પણ તેમનાથી તે પરાસ્ત થયા નહીં; તેથી લક્ષ્મીજી પરત વળ્યા. એ સ્થળે કબીરસાહેબ તથા લક્ષ્મીજીને ઘણી વાર્તા લાપ થઇ છે અત્રે સુચનાર્થે સંક્ષેપ્તમાં હકીકત દર્શાવી છે.

એક સમયે નાનકસાહેબ ફરતા ફરતા કાશીજીમાં પધાર્યા ત્યાં બુઢાબાવાને જોયા ત્યારે ખાત્રી થઇ કે, જે હું એમને બુઢાબાવા કહું છું તે અત્રે કબીરસાહેબના નામથી પ્રખ્યાત છે, એવું જાણી તેમને ઓળખીને ચરણે પડ્યા ને કૃતાર્થ થયા.

કાશીજીમાં સદ્ગુરૂનો છેલ્લો સમય એ હતો કે એક સમયે બજારમાં એક પવિત્ર સ્થળે ઉભા રહી ઉપદેશ આપતા હતા ત્યાં ધર્મદાસજી ગોસ્વામી તેઓશ્રીને શોધ ખોળ કરતા કરતા આવી પહોંચ્યા, તેમણે ઉપદેશ સાંભળવાથી જાણ્યું કે મથુરા નગ્રમાં જેમણે મને ઉપદેશ સંભળાવ્યો હતો તેજ આ પુરૂષ છે ને તેજ ઉપદેશ કરે છે એવું નિશ્ચય કરી ભીડ હઠાવી સદ્ગુરૂને ચરણે નમ્યા. બાદ વિનંતી કરી જણાવ્યું કે, હવે આપ મને ઉપદેશ આપો. તે વિનંતી સ્વીકારી તેમને જણાવ્યું કે—હવે હુ તમારા ગૃહે થોડા દિવસ વિત્યા બાદ બાંધુગઢ આવીશ માટે હાલ જાવ એ મુજબ જણાવ્યું. તેથી સદ્ગુરૂની આજ્ઞા લેઇ ધર્મદાસજી ગોસ્વામી પોતાના ઘેર ( બાંધુગઢ ) ગયા ( જુઓ ભુમિકા )

## સદગુરૂ કબીરસાહેબ મગહરમાં ગુપ્ત થયાની હકીકતનું વિવરણ.

જ્યારે કાશીજીના મનુષ્યોએ કબીરસાહેબની અસીમ લીલાઓ

જોઇ, ત્યારે જાણ્યું કે, સદ્‌ગુરૂ સ્વયં પરમેશ્વર રૂપ છે; જે કોઇના માર્યા મરતા નથી, છેદન કરવાથી છેદાતા નથી, ડુબાવવાથી ડુબતા નથી અને બાળવાથી બળતા નથી તેમજ હથિયાર કોઇ એમના ઉપર કારકરતું નથી, તેમ છતાં જે કોઇ શત્રુતાથી વર્તે છે, વર્ત્યા છે, તેમને કોઇપણ જાતની હાની પહોંચાડી નથી; માટે હવે દ્વેષ ન રાખતાં એકત્ર મળી રહેવું. એ મુજબ વિચાર આવવાથી જે દ્વેષી પંડીત ગણ હતા તેમાંથી કેટલાક મનુષ્યો સદ્‌ગુરૂના ચરણે નમ્યા. સદ્‌ગુરૂને મગહરમાં જઇ અંતર્ધ્યાન થવાના જ્યારે બે દિવસ શેષ રહ્યા, ત્યારે સર્વ સંત, મહાન્ મહાત્મા પંડિત, ભક્ત તથા જનસમુહને સદ્‌ગુરૂએ જણાવ્યું કે—હવે અમારે અંતર્ધ્યાન થવામાં બે દિવસ શેષ રહેલા છે, તેથી આ કાશીજી છોડી મગહરમાં જવાના છીયે ને ત્યાં આખરનો દિવસ કરવો છે. કારણ કે સર્વ કોઇનું જાણવું એવું થાય છે કે—કાશીજીમાં જે કોઇ દેહ મુકે છે તે મુક્ત પામે છે, ને મગહરમાં દેહ મુકે છે તે ગર્ધવ ( ગધેડા ) ની યોનીમાં જાય છે. મતલબ કે, તે મોક્ષ પામતો નથી. એ સંશય ટાળવા માટે હવે અમે કાશીજી છોડીને મગહર જવાના છીયે વિગેરે જણાવ્યું. એ હકીકત એકમેકના આશયથી સર્વ શેહેરના મનુષ્યોમાં તે ફેલાઇ ગઇ. એ ખબર જોનપુરમાં વીરસિંહ દેવ વાઘેલા તરફ જતાં તે સમયે રાજા પોતાના પુત્રના લગ્ન માટે બહાર દેશ ગયેલા હતા, તેથી પટ્રાણી માણેકદેવીએ પોતાના સ્વામીપર પત્ર લખી ખબર આપી કે, સદ્‌ગુરૂ મગહરમાં દેહ છોડવાના છે. માટે એકદમ લગ્નકાર્ય છોડી મગહર જવાની જરૂર છે. તે પત્ર રાજા વિરસિંહ વાઘેલાના હસ્તમાં ગયો, ને વાંચી જોયો ત્યારે એકદમ સૈન્ય સહિત મગહરમાં આવી પહોંચ્યા; ને રાણી માણેકદેવી પણ જોનપુરથી આવી પહોંચ્યા. એ ખબર મગહરના નવાબ વિજલીખાન પઠાણે પણ સાંભળી ત્યારે ઘણોજ ખુશી થયો કે, અહો ધન્યભાગ્ય મારા કે સદ્‌ગુરૂ મારા દેશમાં આવી દેહ મુકવાના છે; તેથી તે પણ પોતાના સૈન્ય સહિત મગહરમાં આવી પહોંચ્યા.

જ્યારે કાશીજીમાં સર્વ સ્થળે એ વાર્તા ફેલાઇ ત્યારે કાશીજીના

મનુષ્યોને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું, ને દુઃખનું વાદળ સર્વ ઉપર છવાઇ જતાં કાશીજીમાં સુનકાર ભાસવા માંડયું, ને ઘણા લોકોએ આક્રંદ કરવા માંડયુ. આક્રંદ કરતા કહેતા હતા કે—આજે કાશીજીનો સુર્ય અસ્ત પામે છે તેથી અંધકાર થશે, અમો કેવા હીનુ ભાગી કે તેમની આજ્ઞાનો અંગીકાર અમારાથી કરાયો નહીં ને સત્ય અસત્યની પારખ થઇ શકી નહીં તેથી હવે પસ્તાવું પડે છે; એવું જેમણે ઉપદેશ ગ્રાહ્ય કર્યો નહોતો તેમનું કહેવું થતું હતું, વિગેરે કારણને લીધે સર્વ શહેરમાં શોક મચી રહ્યો હતો.

સદ્‌ગુરૂ જે દિવસે કાશીજીથી વિદાય થવાના હતા તે દિવસે સર્વ શહેર વાસીયો, તથા સંત મંડલ, તથા શિષ્ય મંડલ વિગેરે તેમની પર્ણ કુટીપર આવ્યા, તેમને શોકમાં ડુબેલા જ્યારે સદ્‌ગુરૂએ જોયા ત્યારે જ્ઞાનોપદેશ દ્વારાએ ઘણી સમજુત આપી જેથી સર્વને કંઇક શાંતિ વળી બાદ સદ્‌ગુરૂ સંત મંડલ, શિષ્ય મંડલ, તથા કેટલાક જનસમુહ જેમની ઇચ્છા મગહર આવવા જણાઇ તેમને સાથે લઇ મગહરમાં આવી પહોંચ્યા; તેઓશ્રીના સાથે દશ હજાર શિષ્ય મંડલ વિગેરે વર્ગ હતો.

જ્યારે સદ્‌ગુરૂ મગહરમાં પહોંચ્યા ત્યારે વિરસિંહ વાઘેલો રાજા, નવાબ વિજલીખાન પઠાણ તથા માણેકદેવી તેમજ કેટલાક શિષ્યો વિગેરે (જે પ્રથમથી ત્યાં આવી પહોંચ્યા હતા તે) આવી સદ્‌ગુરૂને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. સદ્‌ગુરૂએ પોતાનો ઊતારો અમી નદીના કીનારે એક સંતની પર્ણકુટી હતી ત્યાં લીધો. જ્યારે તે પર્ણકુટીમાં આવી પગ ધારણ કર્યો ત્યારે અમી નદી ઘણાં દિવસોથી શુષ્ક પડી હતી તે પુર્ણ જળાશયથી વિભુશિત થઇ ગઇ. વિગેરે હકીકત છે. એજ પર્ણકુટીમાં સદ્‌ગુરૂ અંતર્ધ્યાન થયા હતા.

અંતર્ધ્યાન થયાની હકીકત એવી છે કે, જ્યારે દેહ છોડવાનો સમય થયો ત્યારે પર્ણકુટીમાં ગયા ને ચાદર ઓઢી શયન કર્યું, અને બહારના મનુષ્યોને જણાવ્યું કે તાળુ મારી દ્યો. ત્યારે વિરસિંહ વાઘેલા રાજાએ જણાવ્યું કે—હો ગુરૂજી હું આપના શબને લેઇ હિંદુ ધર્માનુસાર અગ્નિ સંસ્કાર

કરીશ એવું જણાવ્યું. ત્યારે નવાબ વિજલીખાન પઠાણે સદ્ગુરૂ પ્રત્યે કહ્યું કે વિરસીંહ વાઘેલાને એ પ્રમાણે કદાપિ કરવા નહી દઉં, પણ મુસલમાન ધર્માનુસાર ભુમિદાહ (દફન) કરીશ. એથી બેઉ ગુરૂભાઇ વચ્ચે તકરાર ઘણી વધીને સામાસામી યુધ્ધ કરવા તૈયાર થયા. ત્યારે સદ્ગુરૂએ બેઉને વારી જણાવ્યું કે—આપસમે કોઇ યુધ્ધ કરશો નહીં, ને શસ્ત્ર ચલાવશો નહીં; જે થાય તેનો નિર્ણય આપસમે થશે, ને કંઇ વાંધો રહેશે નહીં. કારણકે ચાર દાહથી અમો ન્યારા છીયે વિગેરે જણાવ્યું. તેથી અંત સમયની વાટ જોવા લાગ્યા, વિગેરે હકીકત અંત સમય પહેલાંની છે.

સદ્ગુરૂએ જ્યારે મગહરમાં દેહ મુકવાનો સમય થયો ત્યારે સર્વ મંડલને જણાવ્યું કે, અમે હવે આ દેહ અમારો મુકીયે છીયે કોઇ શોક કરશો નહિ, ને અમારા બોધીક વચનો હૃદયમાં ધારણ કરજો; હું સદા સર્વદા તમારી સાથેજ છું વિગેરે જણાવવાથી સર્વના અંતઃકરણ અશ્રુથી ભરાઇ આવ્યા. સર્વેએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, તે સ્વીકારીને ચલાવાનો શબ્દ પઢી ચાદર ઓઢી શયન કર્યું; ને તાળુ દેવા આજ્ઞા કરી, તેથી તાળુ પર્ણકુટીને દઇ દીધું. જ્યારે તાળુ દીધું ત્યારે એક એવો ગેબી શબ્દ થયો કે, જે સાંભળી સર્વ મનુષ્યોના ચીત્તપર પ્રભાવ ઉત્પન્ન થયો ને જયજયકાર થઇ ગયો કે સદગુરૂ "સત્યલોક" અત્રેથી પધાર્યા એ શબ્દ તાળુ ખોલવા વિગેરેનો થયો હતો. તેની હકીકત આ નીચે દર્શાવવામાં આવેલી છે.

જ્યારે એ પર્ણકુટીની ઓરડીનું તાળુ ખોલ્યું, ત્યારે કેવળ બે ચાદર તથા થોડા કમળ પુષ્પ મળ્યા પણ દેહ મળી નહિ, તેથી સદ્ગુરૂએ ગેબી શબ્દથી જણાવ્યા મુજબજ થયેલું જોઇ આશ્ચર્ય ચકિત થયા ને હર્ષાશ્રુસર્વને ભરાયા. એ બે ચાદરમાંથી એક ચાદર વિરસિંહ વાઘેલાએ તથા એક ચાદર વિજલીખાન પઠાણે લીધી, ને કમળ પુષ્પમાંથી પણ તે મુજબ વહેંચણી કરી; તેથી બેઉ પ્રસન્ન થયા ને તે સ્થળપર બેઉ જણાએ મળી એક મંદીર બંધાવ્યું. એ મંદીરમાં જ્યાં સદ્ગુરૂએ પોતે

શયન કર્યું હતું ત્યાં આગળ વિરસિંહ દેવ વાઘેલાએ તેમની સમાધિ બનાવી ને નવાબ વિજલીખાન પઠાણે કબર એ મુજબ બેઉએ પાસે પાસે બનાવી બેઉએ પુજા કરી. જે હાલ મગહરમાં તે જગા દર્શનીક છે, ને ત્યાં સમાધીની પુજા સંત તથા કબરની પુજા ફકીર કરે છે. વિગેરે હકીકત કબીરસાહેબના અંતર્ધ્યાન થયાની છે.

કબીરસાહેબનું આદિ તથા અંત સમયે શરીર નહોતું, કેવળ એક તેજનું પ્રગટ થયું છે; ને એવીજ રીતે કબીરસાહેબનું પ્રગટ થવું તથા અંતર્ધ્યાન થવું છે. જ્યારે તેઓશ્રીની ઇચ્છા થાય છે ત્યારે પ્રગટ થાય છે, ને ઇચ્છા થાય છે ત્યારે અંતર્ધ્યાન પણ થાય છે. તેઓશ્રીની લીલા અગમ અગાધ તથા અસીમ છે, કોઇનાથી પણ ગણના થઇ શક્તી નથી. કબીરસાહેબ વિક્રમી સંવત ૧૫૭૫ ના માર્ગશીર્ષ ( અગહન ) સુક્લ પક્ષની એકાદશમી તીથી સુધી પ્રગટ રહી જગત્‌માં જ્ઞાનસુબોધ આપી વિચરતા હતા. વિગેરે હકીકત શાસ્ત્રદ્વારેથી મળે છે તે અત્રે દર્શાવવામાં આવી છે.

કબીરસાહેબ મગહરમાં અંતર્ધ્યાન થયા બાદ મથુરાપુરીમાં પધારી રત્ના–કંદોઇને બોધ આપી, બાંધુગઢમાં ધર્મદાસજી ગોસ્વામીને ત્યાં પધારી, તેમની શંકા નિવૃત કરી, ચૌદ અરબ જ્ઞાન સમજાવી બેહેંતાળીસ વંશની પ્રનાલિકા બાંધી ગુરવાઇ પ્રદાન કર્યા બાદ સદ્‌ગુરૂ સત્યલોકમાં પધાર્યા છે. ત્યાર પછી પધારવું થયું નથી. વિગેરેનું સંક્ષેપ્ત વિવરણ ષોડ્‌સમ્–રત્નઃમાં દર્શાવવામાં આવેલું છે.

—પંચોદશમ્—રત્નઃ સંપૂર્ણ.—



# ષોડ્ સમ્—રત્નઃ

**કબીરસાહેબનું મથુરાપુરીમાં પધારવું, ત્યાં રત્ના તથા કંદોઇને ઉપદેશ આપવો; બાંધુગઢ જઇ ધર્મદાસજી ગોસ્વામીને ઉપદેશ આપી, બેંતાળીસ વંશ—ગુરૂની સ્થાપના કરી ગુરવાઇ આપવી, બાદ અંતર્ધ્યાન થવું, વિગેરેનું વિવરણ.**

## ચોપાઇ

જુલહાકી જબ અવધ પુરાઇ, મથુરા દેહ ધર્યો તબ જાઇ
તહાં જાય હમ દરશન દીના, શબ્દ હમાર માન તેહી લીના
રત્ના ભક્ત કરે ચીત્તલાઇ, નાર પુરૂષ પરવાના પાઇ
તાકે દીનેઉ લોક નિવાસા, અંકુરી પઠાયેઉ નીજદાસા

( અનુરાગ સાગર )

દ્વાદશમ્—રત્નઃમાં દર્શાવી ગયા મુજબ નીરૂ—નીમાનું મૃત્યુ થયા બાદ બેઉ જણે કંદોઇની જ્ઞાતિમાં જન્મ લીધો, ને તે બેઉનો પુર્વના સંસ્કારથી વિવાહ થતાં બેઉ દંપતિ મથુરાપુરીમાં રહેતા હતા. પુરૂષ ( કંદોઇ ) ના નામની પુરતી માહિતી ન હોવાથી દર્શાવેલું નથી, પણ તેમની સ્ત્રીનું નામ રત્નાબાઇ હતું; તે બાઇ સાધુ—સંતની સેવા પુર્વના અંકુરને લીધે યથેચ્છ કરતા.

સદ્‌ગુરૂ કબીરસાહેબ મગહરમાંથી અંતર્ધ્યાન થયા બાદ સુદર્શનજીના વચનને પ્રતિપાદન કરવા સારૂ મથુરાપુરીમાં પધાર્યા, ને કંદોઇ તથા રત્નાબાઇને દર્શન આપ્યા; ત્યારે બેઉ દંપતિએ સંત જાણી આદર આતિથ્ય કર્યું. તે સમય ઉપર પુર્વનો વિસ્મૃત થયેલો અંકુર જાગ્રત કરવા

કબીરસાહેબે જણાવ્યું કે, હે દંપતિઓ આ છેલ્લો અવસર છે ને તમોને ઘણી વખતે અમોએ બોધ આપ્યો પણ ગ્રાહ્ય કર્યો નથી, તેથી તમારૂં આવાગવન છુટતું નથી; માટે અમારો સત્યોપદેશ ગ્રાહ્ય કરો કે જેથી હરવખત આવાગવનનું જે દુઃખ થાય છે તે દુર થાય વિગેરે જણાવ્યું. ત્યારે તે પુર્વના અંકુરવાન હોવાથી બેઉએ (કંદોઇના અવતારમાં) સત્યોપદેશ ગ્રાહ્ય કર્યો, તેથી સદ્ગુરૂએ તેમના ગૃહે ચૌકા આરતી કરી, તરણુ તોડી, યમદશી મટાડી, પાન પરવાનો આપી, શબ્દ દિઢાવ્યો. તેમના ગૃહે સદ્ગુરૂ કેટલાક દિવસ રહી બાદ મથુરાપુરીમાંથી અંતર્ધ્યાન થયા.

સદ્ગુરૂ કબીરસાહેબ મથુરાપુરીમાંથી અંતર્ધ્યાન થયા બાદ ત્યાંથી બાંધુગઢ પધારી ધર્મદાસજી—ગોસ્વામીને દર્શન આપ્યા, ત્યારે ધર્મદાસજી ગોસ્વામીએ સદ્ગુરૂનો આદરસત્કાર કરી પોતાના ગૃહે પધરામણી કરી. સદ્ગુરૂએ ધર્મદાસજી—ગોસ્વામીને ચૌદ—અરબ જ્ઞાનનો ભંડાર બક્ષ્યો, અને તેમના ગૃહે ચૌકા આરતી કરી, પાન પરવાનો સર્વને આપી, તરણુ તોડી, ગુરવાઇની સર્વ રીતભાત રહેની, કરની, ગહની વિગેરે બતાવી; અને જમ્બુદ્રીપની ગુરવાઇ આપી ને બહેંતાળીસ વંશની આશિકા આપી. ધર્મદાસજી—ગોસ્વામીએ પોતાની છપ્પન કોટી (ક્રોડ) જેટલી દોલત ચૌકા આરતી વખતે સદ્ગુરૂ કબીરસાહેબને અર્પણ કરી, તે સંત—સાધુ ઇત્યાદિને જમાડી, પુજા ભેટમાં સદ્ગુરૂએ વાપરી વિગેરે હકીકત સાર રૂપે અત્રે દર્શાવી છે.

ધર્મદાસજી—ગોસ્વામીને કલિયુગમાં ગુરવાઇ પ્રદાન કરી છે. ને ચૌદ અરબ જ્ઞાનોપદેશ ટીકા દર્શાવીછે. એ જ્ઞાન દ્વારાએ વચન વંશ ગુરૂ બહેંતાલીસને ચૌકા આરતીનો તેમજ ઉપદેશનો અધિકાર મળેલો છે, ને વંશ ગુરૂની પ્રનાલિકા બંધાઇ છે; એથી વંશ ગુરૂ જગત્‌ના સચ્ચા સદ્-ગુરૂ (કડિહાર) ગણાય છે. વંશ ગુરૂ દ્વારેથી મંહતસાહેબોને ચૌકા આરતીનો તેમજ ઉપદેશ કરવાનો અધિકાર મળેછે, જેથી તેઓશ્રી પણ જન સમુહને બોધ આપે છે. વિગેરે હકીકત અધિકાર સંબંધેની સાર રૂપે અત્રે દર્શાવવામાં આવેલીછે.

જ્યારે બેંહેતાળીસ વંશ ગુરૂની આશિકા સદ્‌ગુરૂએ ધર્મદાસ-જી–ગોસ્વામીને આપી, તે સમયે એકેક વંશ ગુરૂની ગાદીપર સ્થીત રહેવાની અવધ પણ બાંધી આપી છે. તેનું પ્રમાણ નીચે મુજબઃ—

## ચોપાઇ

વંશ બ્યાલીસકી તિથિ ભાંખો, સત્યકબીર પ્રમાન જો રાખો
બીસ દિવસ ઓ વર્ષ પચીસા, સિંહાસન સ્થિતિ એને દિવસા
વર્ષ પચીસ બીસ દીન કેરી, ભોગ પૂર્ણ થિત હોવે જેહી બેરી
ગદ્દી સૌંપે જો અધિકારી, નીજ ઇચ્છા પરમ ધામ પધારી
જબલો થિત કરાર નહીં પુજે, તબલો રાજ સિંહાસન ભુંજે
તીનકો કબહુન મૃત્યુકી પીરા, અમર કીન તેહી સત્યકબીરા
ગદ્દીકો કરાર નિયરાવે, સંત મહંત ખબરી તબ પાવે
સુને સંત પૃથ્વી ચહુ ખુંટે, દરશન હેત જાય તહાં જુટે
લેહી ચલાનેકો જબ બીરા, જગ પ્રત્યક્ષ નીરખે તેહી તીરા
યહી વિધિ આપ લોક ચલિ જાઇ, સંત મહંત બિદા તબ પાઇ

( સ્વસંવેદ–બોધ )

એકેક વંશગુરૂ ગાદીએ બેઠા પછી પચીસ વર્ષ ને વીશ દિવસ સુધી ગાદીએ સ્થીત રહે, એ મુદતથી અધિક તથા ન્યુન કોઇ વંશ ગુરૂ ગાદી ભોગવે નહીં; અને સદ્‌ગુરૂની આજ્ઞાનુસાર તેઓશ્રીનું આગમન, અધિકાર તથા અંતર્ધ્યાન થવું થયાજ કરે છે. જ્યારે ગાદીએ બેઠાને પચીસ વર્ષ ને વીશ દિવસ પુરા થવા આવે છે, ત્યારે તે સમય પેહેલાં અનેક સંત–મહંત–સેવક ઇત્યાદિ તેઓશ્રીના દર્શન નિમિત્તે વંશ ગુરૂના શુભ સ્થાને જાય છે. જ્યારે પચીસ વર્ષ ને વીશ દિવસ પુરા થયા છે તે દિવસે પોતાની ગાદીનો અધિકાર તેમના પાછળ બીજા વંશ ગુરૂ જે પ્રગટ થયેલા હોય છે તેમને સોંપે છે. બાદ પોતે "ચલાઉ–પરવાનો" લેછે, તે સમયે વંશ ગુરૂનો સુર્તિ–અંશ સત્યલોક સિધારે છે; અને શરીર ઠંડુ પડી જાય છે, ત્યારે તેઓશ્રીની દેહને ભોમી દાહ ( સમાધિ ) દેછે. સત્યપુરૂષના વચનો

કોઇ દિવસ મિથ્યા થતાં નથી, અને થવાનાં પણ નથી. સદ્ગુરૂ કબીર-સાહેબની અનેક લીલાઓ પ્રગટ છે. વિગેરે હકીકત સાર રૂપે વંશ ગુરૂની ગાદિપતિના અવધ માટે દર્શાવેલી છે.

ધર્મદાસજી—ગોસ્વામીએ વિનંતી કરીકે, હો સદ્ગુરૂ વચન વંશ પ્રગટ થાય ત્યારે મારા મનને પુર્ણ પ્રતિત આવે. તે વિનંતી સદ્ગુરૂએ સ્વીકારી, અને ધર્મદાસજી—ગોસ્વામીના ધર્મ પત્નિ—આમીનને ધર્મદાસજી ગોસ્વામીના હસ્તથી પાન પરવાનો આપ્યો; ત્યારે પ્રથમ વચન વંશ ચુરામની (મુક્તામની) સાહેબ પ્રગટ થયા, તેથી ધર્મદાસજી—ગોસ્વામીને પ્રતિત આવી; ત્યારે સદ્ગુરૂને સાષ્ટાંગ પાયલાગી (દંડવત્) કરી અપરાધની ક્ષમા માંગી એ મુજબ પ્રથમ વચન વંશ ગુરૂ ચુરામની સાહેબના પ્રગટ થયાની હકીકત અત્રે સાર રૂપે જણાવેલીછે;

જ્યારે વચનવંશ ગુરૂ ચુરામની સાહેબ યોગ્ય વયના થયા ત્યારે સદ્-ગુરૂએ પોતાના સ્વહસ્તથી ગુરવાઇ પદ્ ધારણ કરાવી ચોકા આરતી કરાવી "કબીર પંથ" નું સ્થાપન વચન વંશ દ્વારાએ કર્યું; અને સર્વ અધિકાર બક્ષ્યો. ત્યાં કેટલાક દિવસ સદ્ગુરૂ રહ્યા બાદ બાંધુગઢથી અંતર્ધ્યાન થઇ સત્યલોકમાં પધાર્યા, ને સત્યપુરૂષને દંડવત્ પ્રણામ કર્યો. તે સમયે મથુરા પુરીમાં વસનાર કંહોઇ તથા રત્નાબાઇનો પણ દેહ છુટયો હતો. તે પણ સદ્ગુરૂના સત્યોપદેશથી સત્યલોક વાસી થયા; જેથી સુદર્શનજી ને શાતા વળી. વિગેરે હકીકત સાર રૂપે કબીરસાહેબ અંતર્ધ્યાન થયા સંબધેની છે, બાંધુગઢમાંથી અંતર્ધ્યાન થયા બાદ વંશ ગુરૂનું સદ્ગુરૂએ સ્થાપન કરેલું હોવાથી ફરીથી હજી સુધી જગત્માં પ્રત્યક્ષ સ્વરૂપે પધાર્યા નથી ને કોઇને પ્રત્યક્ષ ઉપદેશ પણ આપ્યો નથી, તેનું કારણ સર્વ અધિ-કાર વંશ ગુરૂને બક્ષિસ કર્યા એજ છે.

વચન વંશ ગુરૂ ચુરામની (મુકતામની) સાહેબ ગાદીપતિ થયા બાદ ધર્મદાસજી—ગોસ્વામી જગન્નાથપુરીમાં જઇ ત્યાં પોતાનો દેહ મુકી અંતર્ધ્યાન થયા. હાલમાં બેહેતાલીશ વંશ ગુરૂ પૈકી દ્વાદશમા વંશ ગુરૂ

પં. શ્રી. ઉગ્રનામ સાહેબ દેશ છત્તીશગઢ જીલ્લા રાયપુર સ્થાન કબીર ધર્મ નગર ઉર્ફ દામાખેડામાં ગાદીપતિ છે. તેઓશ્રીનો મે સદુપદેશ ગ્રાહ્ય કરી શિષ્ય થયો છું, જેનું વિવરણ ગુરૂ પ્રેમમાં મગ્ન થઇ સમયાનુંસારે આગળ દર્શાવેલુ છે. તેમની પાછળ ગાદીપતિ થનાર વંશ ગુરૂ પં. શ્રી. દયાનામ સાહેબ વિક્રમી સવત ૧૯૫૫ માં પ્રગટ થઇ ગયા છે, વિગેરે વંશ ગુરૂની હકીકત છે,

કબીરસાહેબના એ શિવાયના હાલમાં બારપંથ ચાલે છે. તેના નામ પણ આ નીચે સુચનાર્થે દર્શાવેલા છે.

| | |
|---|---|
| ૧ નારાયણદાસજીનો પંથ | ૨ ચાગુદાસજીનો—પંથ |
| ૩ સુરત ગોપાલદાસજીના પંથ | ૪ મુલ નિરંજનનો—પંથ |
| ૫ ટકનારી- પંથ | ૬ ભગવાનદાસજીનો—પંથ |
| ૭ સત્યનામી--પંથ | ૮ કમાલી—પંથ |
| ૯ રામકબીર—પંથ | ૧૦ પ્રેમ ધામની વાણી |
| ૧૧ જીવા—પંથ | ૧૨ ગરીબદાસજીનો- પંથ |

એ શિવાય ઘણાં પંથો કબીરપંથીના જેવા તાદૃશ્ય જેના તેના અગ્ર ગુરવાઓએ ચલાવેલા છે. વિગેરે હકીકત સ્હેજ સુચનાર્થે અત્રે લખવી ભાગ પડી છે.

—ષોડ્સમ્—રત્નઃ સંપૂર્ણ.—



# ગ્રંથ સમાપ્તિનો આનંદ

**સત્યપુરૂષ સ્વરૂપ સદ્‌ગુરૂ કબીરસાહેબની પ્રસંશા, ગ્રંથોનું દીગ્ દર્શન વંશગુરૂની પ્રસંશા, મેળાવાવિગેરેની હકીકત, તથા ગુરૂ કૃપાથી આગ્રંથનો પ્રથમ ભાગ પરિપુર્ણ થયાનો છેવટનો આનંદ વિગેરેનું વિવરણ.**

હવે આ ગ્રંથની (પ્રથમ–ભાગની) સમાપ્તિ કરવાનો સમય નજદીક આવેલો છે, તેથી તે પહેલા ઇષ્ટદેવ ગુરૂ દેવની પ્રસંશા કરી તેઓશ્રીની તથા સર્વ સંત મંહતસાહેબોની આશિશ મેળવી પરિપુર્ણ કરવા યાચના કરૂં છું. તે કૃપા કરી સ્વીકારશો. અસ્તુ!

**—સત્યપુરૂષ સ્વરૂપ સદ્‌ગુરૂ કબીરસાહેબની પ્રસંશા—**

જેટલા અંશ સત્યપુરૂષના છે, તે સર્વમાં કબીરસાહેબ શ્રેષ્ટ છે. સત્યપુરૂષ તથા કબીરસાહેબ બન્નેવ એકજ સ્વરૂપે અસ્તાં બીલકુલ તફાવત નથી તેઓશ્રી નિર્વિકાર. નિરાકાર, વિદેહવત્, સત્યસ્થાનવાસી ભક્ત વત્સલ કરૂણાળુ વિગેરે અનેક શુભોપમાલાયક "કબીરસાહેબ" ને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી; તેઓશ્રીના ગુણાનુવાદ ગાવા ઇષ્ટ ધારૂં છું

અનાગત વકતા સદ્‌ગુરૂ–માહાત્મા–કબીરસાહેબે જ્યારે જ્યારે સૃષ્ટીની ઉત્પત્તિ થઇ, ત્યારે ત્યારે પ્રગટ થઇ અનેક ભક્તોને સુમાર્ગે દોર્યા છે; ને મનુષ્યોને કાલપુરૂષના ઘેરાવાથી બચવા દયાળુ સાહેબે અનેક સુમાર્ગોને દર્શાવી આ સૃષ્ટીના અનેક અંધકારથી ઘેરાયલા જીવોનો ઓધ્ધાર કરેલો છે. જેના દાખલા અગણ્ય છે. જેમાંના અલ્પ દાખલાઓ પ્રયાસ લઇ તેના ખરા પણાના પ્રમાણ સાથે આ ગ્રંથમાં દર્શાવી ગયા છે.

સદ્‌ગુરૂ કબીરસાહેબની લીલા અસીમ તથા અનહદ છે. તેમણે યુગે યુગે પ્રગટ થવાથી કોને અને કયે સ્થાને કયા કયા સમયે જીવોને બોધ

આપી સત્યલોક વાસી કરાવ્યા છે, તેનું વિવરણ કરવા બેસીયે તોપણ તેની પુરેપુરી ગણના થઇ શકે એમ નથીજ ! છતાં આ ગ્રંથમાં થોડા વિવરણ સાથે સદ્દગુરૂ કબીરસાહેબ, મુખ્યત્વે સત્યયુગમાં–સત્યસુકીતજી, ત્રેતામાં–મુનીન્દ્રજી, દ્વાપુરમાં–કરૂણામય સ્વામી, અને કલિયુગમાં–કબીરસાહેબ, શેખ અહમદ કબીર, તથા શેખ કબીરના નામથી પ્રગટ થઇ અસીમ લીલા તથા અનહદ જ્ઞાન દર્શાવી અનેક જીવોને ઉધ્ધાર કર્યો છે. તેઓશ્રીના અનહદ જ્ઞાનોપદેશના તથા અસીમ લીલાના ગ્રંથો ઘણાં છે. તે પૈકી કેટલાક ગ્રંથોના પ્રમાણ લઇ આ ચાલુ ગ્રંથમાં દર્શાવવા જે અલ્પ પ્રયાસ કર્યો છે તે એજ સદ્દગુરૂ કબીરસાહેની કૃપા પ્રસાદી છે. તેઓશ્રીનો પવિત્ર ધર્મ વંશ ગુરૂ દ્વારાએ અમે સ્વીકારેલો છે. તેમની જેટલી પ્રસંશા કરીયે તેટલી થોડી છે, જેટલી પ્રસંશા, સ્તુતિ સત્યપુરૂષની કરેલી છે તેટલીજ તેઓશ્રીને ઘટે છે. હે સદ્દગુરૂ આપ દયાળુ, કૃપાળુ, દીનબન્ધુ, જગત્નિયંતા, મુક્તિદાતાછો, તેથી અમારૂં ( સર્વનું ) ભવરૂપી સમુદ્રનું આવાગવનનું અસહ્ય સંકષ્ટ કાપી શરણ આવેલાની તારણગતિ કરશો, એવી નમ્ર અરજથી આ દાસની વિનંતી છે. તે કૃપા કરી સ્વિકારી આપના દાસને શરણ રાખશો. આ પામર જીવાત્મા આપને કોટ કોટ વાર પ્રણામ કરે છે, તે સ્વીકારી આ ગ્રંથમાં જે કાંઇ ભુલ ચુક થઇ હોયતે માફી બક્ષવા યાચના કરે છે. તે કૃપા કરી સ્વીકારશો. અસ્તુ !

છેવટે સદ્દગુરૂ કબીરસાહેબના ગુણાનુવાદ ગાઇ આ ગ્રંથમાં કયા કયા ગ્રંથોનો સાર લઇ આધારો દર્શાવ્યાં છે તેની ટુંક યાદી આ સ્થળે આપીશું તો તે અસ્થાને નહીં ગણાય. તેથી આ નીચે ગ્રંથોનું દીગદર્શન આપવામાં આવેલું છે.

## ગ્રંથોનું દીગદર્શન

૧ કબીર મન્સુર

૨ જ્ઞાનસાગર

૩ અનુરાગસાગર

૪ અમ્બુસાગર

૫ વિવેકસાગર

૬ સર્વજ્ઞસાગર

૭ અમરસિંહ બોધ

૮ વિરસિંહ બોધ

| | |
|---|---|
| ૯ ભોપાલ બોધ | ૧૦ જગજીવન બોધ |
| ૧૧ ગરૂડ બોધ | ૧૨ હનુમાન બોધ |
| ૧૩ લક્ષ્મીણા બોધ | ૧૪ મહમદ બોધ |
| ૧૫ કાફિર બોધ | ૧૬ સુલતાન બોધ |
| ૧૭ નિરંજન બોધ | ૧૮ કમાલ બોધ |
| ૧૯ મુક્તિ આદિભેદ | ૨૦ કબીર કસોટી |
| ૨૧ જ્ઞાન પ્રકાશ | ૨૨ જ્ઞાન બોધ |
| ૨૩ મુક્તિ બોધ | ૨૪ સંતોષ બોધ |
| ૨૫ સ્વસંવેદ બોધ | ૨૬ કબીર ચરિત્રબોધ |
| ૨૭ ધર્મ બોધ | ૨૮ કબીર બાની |
| ૨૯ જ્ઞાન સ્થિતિ | ૩૦ પંચ મુદ્રા |
| ૩૧ સ્વાસ ગુંજાર | ૩૨ નિર્ભય જ્ઞાન |
| ૩૩ ગર્ભાવલી | ૩૪ શબ્દલંકાર |
| ૩૫ હંસ મુકતાવલી | ૩૬ કુંજલ કથા |
| ૩૭ પૃથ્વી ખંડ | ૩૮ નિરંજન ગોષ્ટી |
| ૩૯ ગોરખગોષ્ઠી | ૪૦ રામાનંદ ગોષ્ઠી |
| ૪૧ સર્વાજીત ગોષ્ઠી | ૪૨ રોહીદાસ ગોષ્ઠી |

એ શિવાયના ઘણાં ગ્રંથો કબીર—ધર્મમાં છે. જેના દાખલા પુરાવા સિધ્ધાંતો કબીરસાહેબે તથા ધર્મદાસજી સાહેબના સંવાદ સ્વરૂપે છે, તે કબીરસાહેબે ધર્મદાસજી સાહેબને જે ચૌદ અરબ જ્ઞાન આપેલું તે પૈકીના છે. તેમાંના ઉપર દર્શાવેલા ગ્રંથોનો સારાંશ આ ગ્રંથમાં લેવામાં આવેલો છે, તે સુજ્ઞ વાંચકના જાણ બહાર નહિજ હોય. વિગેરે હકીકત સાર રૂપે ગ્રંથોના દિગદર્શનની છે.

## —વંશ ગુરૂની પ્રસંશા તથા મેળાવા વિગેરેની હકીકત—

એ ગ્રંથોનુ જ્ઞાન ધર્મદાસજી ગોસ્વામીના વશં—ગુરૂ દ્વારે જગત્માં પ્રસિધ્ધ થયેલું છે, તે વંશગુરૂની કૃપા પ્રસાદી છે, જેથી જગત્ના સચ્ચા

સદ્‌ગુરૂ વંશ ગુરૂ છે, તેઓશ્રીની દયા તથા કૃપાથી જ્ઞાનોપદેશ થતાં સર્વ- હંસ મુક્તિ પામે છે. તે કારણથી સદ્‌ગુરૂ કબીરસાહેબ, ધર્મદાસજી ગોસ્વામી તથા વંશગુરૂ એકજ સ્વરૂપે છે. જે કોઇ વંશગુરૂને સદ્‌ગુરૂ કબીરસાહેબ તુલ્ય ગણી ભક્તિમાર્ગ દ્વારાએ સેવા યથા વિધી સહ બજાવે છે. તો તેના ઉપર તેઓશ્રીની દયા દ્રષ્ટી થતાં તે હંસ સત્યલોક વાશી થાય છે, અને તેનું આવાગવનનું અસહ્ય સંકટ દુર થાય છે. વંશ ગુરૂ દ્વારાએ દેશો દેશમાં મંહતસાહેબોને પણ અધિકાર પ્રાપ્ત થયેલો છે ને થાય છે; તેથી તેઓશ્રી પણ સર્વ જગતમાં જ્ઞાનોપદેશ આપે છે, અને જે કોઇ સદગુરૂ કબીરસાહેબનો પવિત્ર ધર્મ સ્વીકારે છે, તેના પર પણ વંશ ગુરૂની કૃપા થતાં સત્યલોક વાસી થાય છે. એ પ્રતાપ સદગુરૂ કબીરસાહેબે વંશ ગુરૂને આપેલા અધિકારનો છે, જેથી " વંશ–પ્રતાપી " એવું માન વંશગુરૂને છે, એ બેહેંતાળીસ વંશગુરૂ પૈકી અગિયાર વંશગુરૂ થઇ ગયા છે અને દ્વાદશમા વંશગુરૂ સિધ્ધિ શ્રી. ૧૦૮ શ્રી. વંશ પ્રતાપી. પં. શ્રી. ઉગ્રનામ સાહેબ હાલમાં દેશ છતીસગઢ જીલ્લા રાયપુરના શ્રી કબીર–ધર્મનગર ઉર્ફે દામાખેડામાં ગાદીપર બીરાજમાન છે. તેમજ તેઓશ્રીની પાછળ ગાદીપતિ થનાર ત્રયોદશમા વંશગુરૂ પં. શ્રી. દયાનામ સાહેબ વિક્રમી સંવત ૧૯૫૫ માં પ્રગટ થઇ ગયા છે

જ્યારે પં. શ્રી. દયાનામ સાહેબ પ્રગટ થયા તે સમયે સદ્‌ગુરૂ પં. શ્રી. ઉગ્રનામ સાહેબ દેશ છતીસગઢ જીલ્લા વિલાસપુરના કુદરમાલ સ્થાને બિરાજમાન હતા ત્યાર બાદ પં શ્રી. દયાનામ સાહેબની વય જ્યારે પાંચ વર્ષની થઇ ત્યારે સંવત ૧૯૬૦ ના ફાલ્ગુણ શુકલપક્ષ પુર્ણીમાના શુભ દિવસે કુદરમાલ સ્થાને પં શ્રી. ઉગ્રનામ સાહેબની આજ્ઞા સર્વ–સંત મહંત–સેવક ઇત્યાદિનો મેળાવો ભરવા થવાથી સર્વ દેશોમાં આમંત્રણ કર્યા હતા. ત્યારે મેળાવાના આમંત્રણોથી સર્વ સંત–મહંતસાહેબો, તથા સેવક મંડળ ઇત્યાદિ અન્ય સજ્જનો દુર દેશાંતરથી ત્યાં દર્શન નિમિત્તે ગયા હતા. એ સમય ઉપર અમારે પણ અમારા પુજ્ય ગામ રાયમા નિવાસી મહંતસાહેબ શ્રી પરભુદાસજી સાહેબ સાથે દર્શન નિમિત્તે

જવાનું હતું, પણ તેઓશ્રીનો ચલાવો વચ્ચમાં એટલે સંવત ૧૯૬૦ ના માઘ ( માહા ) વદી અગિયારસને દિવસે થવાથી કમનશીબના યોગે બંધ રહ્યું. ભાવી પ્રબળ છે ! એ મેળાવો ઘણાં દિવસ ત્યાં રહ્યો હતો. એ મેળાવા સંબંધીનું ટુંક વિવરણ શહેર વડોદરા નિવાસી કબીરપંથી સેવક બાપુલાલ રામજીએ કરેલું છે. તે આ નીચે દર્શાવેલું છે

સિધ્ધ. શ્રી. ૧૦૮ શ્રી. વંશ પ્રતાપી. પં. શ્રી. ઉગ્રનામ.

## સાહેબની કૃપાથી.

### મેળાવાનું ટુંક વિવરણ.

સમરૂ સત્યનામ, વંશ પ્રતાપી ઉગ્રનામ સાહેબને;
વશીયા જે ધામ, ધર્મનગર વંદન કરીયે ગુરૂ દેવને. ટેક
પ્રથમ શુભ ઠામ કુદરમાલે, હસ્તુ નામે નદીની પાળે;
નહીં રોગ શોક સન્મુખ ભાળે, સમરૂ સત્યનામ, ૧
સાધુ...મહંતના છો સ્વામી, નિર્લોભી, નિર્ભય, નિષ્કામી;
ઘટ ઘટના છો અંતર્યામી, સમરૂ સત્યનામ, ૨
ગુરૂ દયાનામે અવતાર ધર્યો, મેળાવો સંત મહંતે કર્યો;
જેમ ચોમાસે સાગર ભર્યો, સમરૂ સત્યનામ, ૩
કાગળ લખી સંદેશા કહાવ્યા, અતિ ભાવ ધરી મહંતો આવ્યા;
સાધુ સેવક સાથે લાવ્યા, સમરૂ સત્યનામ, ૪
જય જયના શબ્દ ઉચ્ચારેછે, કોઇ ગ્રંથ—શાસ્ત્ર વિચારેછે;
કોઇ માળા કરમાં ધારેછે સમરૂ સત્યનામ, ૫
કોઇ પાયલાગી કરવા જાતા, આનંદ ઉમંગે ઉભરાતા;
કોઇ મુખ જોવા આવે ધાતા, સમરૂ સત્યનામ, ૬
કોઇ લઇ બેઠા કરમાં વીણા, ગાયન કરતા શબ્દે ઝીણા,
નરઘા, સારંગી, મંજીરા, સમરૂ સત્યનામ, ૭

કોઇ ભેખ ધરે ભગવા ખાખી, કોઇ મુંડનશિર જટા રાખી;
નહીં કબીર-પંથી રહ્યા બાકી. સમરૂ સત્યનામ, ૮
ગુરૂ પદ ટેકી સઘળા આવ્યા, જે યથાશક્તિ પૂજા લાવ્યા;
પરમારથ કરવા તે ફાવ્યા, સમરૂ સત્યનામ, ૯
રસના રચના નવ જાય ભણી, જ્યાં મળી મેદની સંતતણી;
ત્યાં સ્વર્ગ થકી થઇ શોભા ઘણી, સમરૂ સત્યનામ, ૧૦
હતો વિકટ માર્ગ ગીરી તરૂ વનમાં, ભય ધરે ડરે પંથી તનમાં;
દીન બંધુ દયા આણી મનમાં, સમરૂ સત્યનામ, ૧૧
તે માટે ધર્મ-નગર આવ્યા, સંદેશા દેશોવિષે કહાવ્યા;
અતિ સાધ સેવકને મન ભાવ્યા, સમરૂ સત્યનામ, ૧૨
અતિ સુગમ વાટ છે રેલ તણી, જે ધર્મનગર શોભા વરણી;
છે રાયપુર પાસે ધરણી, સમરૂ સત્યનામ; ૧૩
અડસઠ તિર્થ ગુરૂને ચરણે, ભય શોક ટળે જાયે શરણે,
જે વેદ પુરાણ કથા વરણે, સમરૂ સત્યનામ, ૧૪
દીનબંધુ ઉગ્ર-દયા સ્વામી, કરો ક્ષમા હોય જે મુજખામી;
દાસ બાપુ કહે છે શિશનામી, સમરૂ સત્યનામ, ૧૫

" વંશ-ગુરૂ બ્યાલીસને કોટકોટ વાર પાયલાગી "

એ મેળાવો ઘણા દિવસ રહ્યો બાદ સર્વ સંત, મંહતસાહેબો, સેવકો તથા અન્ય સજ્જન પુરૂષો જે ઘણા દુર દેશાંતરથી ત્યાં ગયેલા હતા તે વિદાયગીરી લઇ પોત પોતાના સ્થાને ગયા. એ સમય પછી કેટલેક દિવસે ગામ રાયમા નિવાસી મંહતસાહેબ શ્રી પરભુદાસજી સાહેબની ચલાઉ ચોકા આરતી કરાવવા તથા તેઓશ્રીની પાછળ થનાર મંહતસાહેબ શ્રી માધવદાસજી સાહેબને મહંતાઇનો અધિકાર પ્રાપ્ત કરાવવા સારૂ અમારે કુદરમાલ સ્થાને જવાની ફરજ પડી, તે અગાઉ આ ગ્રંથના પ્રકાશક સાથે કોઇ પણ તરેહથી અમારે સતસંગ સમાગમ નહોતો. પરંતુ જ્યારે રાયમેથી કુદરમાલ સ્થાને જવાનું નક્કી થયું, ત્યારે પ્રથમ અમો તથા મહંતાઇનો

અધિકાર પ્રાપ્ત કરનાર મહંતસાહેબ માધવદાસજી સાહેબ વિગેરે શિષ્ય મંડળ બારડોલી મુકામે ગયા; ત્યાં મહંતસાહેબ શ્રી પરભુદાસજી સાહેબના શિષ્ય વર્ગ ( પ્રકાશક સહ ) ની મુલાકાત થઇ, ને તે સમયથી અમારે તથા—પ્રકાશકને સત્સંગ સમાગમ થયો.

બારડોલી મુલાકાત લીધા પછી સદ્દગુરૂ કબીરસાહેબ સ્વરૂપ સિદ્ધિ શ્રી ૧૦૮ શ્રી. વંશ પ્રતાપી. પં. શ્રી. ઉગ્રનામ સાહેબ તે સમયે કુદરમાલ સ્થાને બિરાજમાન હતા, ત્યાં સંવત ૧૯૬૦ના વૈશાખ માસમાં જઇ દર્શન કરી કૃતાર્થ થયા. બાદ સત્યલોકવાસી મહંતસાહેબ શ્રી પરભુદાસજી સાહેબની ચલાઉ ચોકા આરતી મહંતસાહેબ માધવદાસજીએ હજુરસાહેબ પં. શ્રી ઉગ્રનામ સાહેબના હસ્તે કરાવી. ત્યાર પછી હજુરસાહેબ. પં. શ્રી ઉગ્રનામ સાહેબનો સત્યોપદેશ મેં આશ્રય કરી દિક્ષા લેઇ શિષ્ય થયો, જેથી હું પૂર્ણ ભાગ્યશાળી થયોછું.

એ સર્વ પ્રતાપ—કબીરપંથ ધર્મનું પ્રથમ પગથિયું આશ્રય કરાવનાર વડોદરા નિવાસી પૂર્ણ જ્ઞાની મહાત્મા શ્રી. મહંતસાહેબ શ્રી. ૧૦૮ શ્રી. પુરણદાસજી સ્વામીના અનુયાયી મહંતસાહેબ શ્રી ૧૦૮ શ્રી શ્યામદાસજી સાહેબ હોવાથી, તેમજ રાયમા નિવાસી પુજ્ય શ્રી મહંતસાહેબ શ્રી પરભુદાસજી સાહેબ તથા વડોદરા નિવાસી સાધુ શ્રી પૃથ્વીદાસજી સાહેબનો છે; કેમકે તેઓશ્રીના સતુસંગ સમાગમથી હજુરસાહેબ. પં. શ્રી. ઉગ્રનામ સાહેબનો શિષ્ય થયોછું. જેથી મારી સર્વ આકાંક્ષા પરિપૂર્ણ થયેલી છે, તેથી તેઓશ્રીનો પૂર્ણ આભારીછું.

સદ્દગુરૂએ મને દિક્ષા આપ્યા બાદ મહંતાઇનો અધિકાર મહંતસાહેબ માધવદાસજી સાહેબને તથા સદ્દગુરૂએ કૃપા કરી દિવાનીનો અધિકાર મને આપ્યો, જેથી અમો બન્નેવે સદ્દગુરૂને સાષ્ટાંગ પાગલાગી ( દંડવત્—પ્રણામ ) કર્યો; અને ત્યાંથી વિદાયગીરી થયે પરત વળી અમારે ( પોતપોતાના ) સ્થાનકે આવી પહોંચ્યા.

કેટલાક દિવસ વિત્યાબાદ હજુર સાહેબ. પં. શ્રી. ઉગ્રનામ સાહેબે કુદરમાલ સ્થાનેથી પોતાનો મુકામ ઉપાડી શ્રી કબીર—ધર્મનગર

ઉર્ફે દામાખેડામાં પોતાનું સ્થાન મુકરર કર્યું. તે સ્થાને પણ એક સમયે અમો તથા પ્રકાશકના પિતા વલ્લભદાસ પરભુદાસ વિગેરે દર્શન નિમિત્તે ગયા હતા. ત્યાં કેટલાક દીવસ સત્‌સંગ સમાગમ કરી ચોકા આરતી કરાવી સદ્‌ગુરૂના બીજીવાર દર્શન કરી કૃતાર્થ થયા.

સદ્‌ગુરૂએ કૃપાકરી જ્યારથી મને રાયમા ગાદીનો દિવાન નીમ્યો, ત્યારથી બારડોલી તથા રાયમા નિવાસી સેવકો સાથે ઘાડો સત્સંગ સમાગમ બંધાયો. તે પછી કેટલાક દિવસ વ્યતિત થયા બાદ સદ્‌ગુરૂની પૂર્ણ કૃપા પ્રસાદીથી આ લઘુ-ગ્રંથ ગુર્જર ભાષામાં લખવા માંડ્યો, ને જ્યારે સદ્‌ગુરૂના પ્રતાપથી પૂર્ણ થવા આવ્યો ત્યારે પ્રકાશક પારેખ આત્મારામ વલ્લભદાસે છપાવી જાહેરમાં મુકવા માંગણી કરી; જેથી છપાવી પ્રસિધ્ધ કરવા સારૂ સિધ્ધ શ્રી ૧૦૮ શ્રી. વંશ પ્રતાપી. પં. શ્રી. ઉગ્રનામ સાહેબની હજુરમાં પત્ર દ્વારે " વિનતી " કરી. તે વિનંતી સદ્‌ગુરૂએ કૃપા કરી સ્વીકારી, જેથી પ્રકાશક મારફતે આ લઘુ-ગ્રંથ સુજ્ઞ વાંચકોના હસ્તમાં ધારણ કરવા બન્યું છે; એ સૌ ઇષ્ટ ગુરૂદેવ તથા મહંતસાહેબ તેમજ સંત મંડળની કૃપા પ્રસાદીનું આ અમૃતમય બિન્દુ છે. જેથી હું તથા પ્રકાશક બન્નેવ સદ્‌ગુરૂની દયા તથા કૃપાથી પ્રથમભાગ જાહેરમાં મુકવા પૂર્ણ ભાગ્યશાળી થયા છીયે. આ સર્વ હકીકત ગુરૂ પ્રેમમાં મગ્ન થઇ લખવામાં આવેલીછે. જો કદાપિ સુજ્ઞ વાંચકોને તે અપ્રિય લાગેતો દરગુજર કરશે એવી આશા છે, પણ આ જગતમાં ગુરૂ સર્વથી શ્રેષ્ઠ છે એવું સર્વ માન્ય હોવાથી અપ્રિય લાગે એમ મને લાગતું નથી.

ગુરૂ કૃપાથી આ ગ્રંથનો પ્રથમ ભાગ પરિપુર્ણ કર્યા નો

## છેવટનો આનંદ.

---

આ ગ્રંથ ગુર્જર ભાષાના તરજુમાથી વિભુશિત થયેલો અસ્તાં, તેના ત્રણ વિભાગ પાડવામાં આવેલા છે. પ્રથમ વિભાગમાં દશ-રત્ન, દ્વિતિય-વિભાગમાં ષોડ્સ-રત્ન, તૃતિય-વિભાગમાં ષોડ્સ રત્ન મળી કુલ એકંદર

બેંતાળીસ રત્નમાં આ ગ્રંથના પ્રથમ ભાગનું ઇષ્ટગુરૂની કૃપા પ્રસાદીથી સંક્ષેપ્તમાં વિવરણ દર્શાવેલું છે. હવે આ ગ્રંથ સમાપ્ત કરવાનો સમય છેક નજદીક આવેલો હોવાથી સત્યપુરૂષ સ્વરૂપ સદ્‌ગુરૂ કબીરસાહેબ. ચારગુરૂ વંશ બેંતાળીસ, તથા સર્વ સંત. મહંતસાહેબોને સાષ્ટાંગ પાયલાગી કરી તેઓશ્રીના આશિશનો ભોગી થતાં આ ગ્રંથ પરિપૂર્ણ કરવા યાચના કરૂં છું, તો દાસપર કૃપા કરી સ્વીકારશો ને તેમાં થયેલી ભુલચુક માફ થવા નમ્ર અરજથી અમારી વિનંતી છે.

હો સદ્‌ગુરૂ આપ શિવાય આ જગતમાં અમારૂં કોઇપણ બેલી નથી જેથી આપનોજ શરણો લીધો છે, તો આપના દાસને શરણમાં રાખી આ ભવસાગરના અસહ્ય સંકટોમાંથી સર્વ—હંસોને મુક્ત કરશો એજ નમ્ર અરજથી વિનંતી છે. અસ્તુ!

દોહરા.

દાસ પ્રભુના દાસ જે, વલ્લભ આત્મ સમીપ,
માધવ પ્રભુના દર્શથી, પામો પુષ્પઃ દ્રીપ. ૧
ગુરૂપદ કજ પ્રતાપથી, લખ્યો ગ્રંથ આ એક;
તત્વ સાર દર્શાવવા, જોયા ગ્રંથ અનેક. ૨
ઓગણીસેં અગણોતરી, સાલ કહુ નિશંક.
સુંદીર ફાલ્ગુન માસમાં. પામ્યો પદ પરી અંક. ૩
શુક્લપક્ષને પુર્ણિમા, ઇન્દુ નહીં અપૂર્ણ;
શુક્રવારને શુભ દીને, ગ્રંથ કર્યો સંપૂર્ણ. ૪
દોષ ન દેશો દાસને. વિરક્ષેત્ર મમ ધામ,
ભુલ ચુક માફી કરો, ઇશ્વરદાસ પ્રણામ ૫

**ઇતિ શ્રી ગ્રંથ સર્વોત્પત્તિ જ્ઞાનરત્ન**
**પ્રથમ ભાગ સમાપ્ત.**




સત્યસુકૃત, આદિઅદલી, અજ અચિન્ત, પુરૂષ
મુનીન્દ્ર, કરૂણામય, કબીરસાહેબ સુર્તી યોગ
સંતાયન ધના ધર્મદાસ—ચારગુરૂ વંશ
બ્યાલીસકી દયાસે લીખ્યતે:—

## જ્ઞાનોદય શબ્દ.

### શબ્દ.

દરશન દેહો કબીર, હમકો દરશન દેહો કબીર
તુમરે દરસસેં પાપ કટતહે, નિર્મલ હોત શરીર
જગન્નાથકી મહિમા રાખી, રત્નાગરકે તીર
માનિક મોતી હંસા પાવે, દીલ દરિયાવકે બીચ
ધર્મદાસકી યહી બીનતી, અજરા અમર શરીર

### શબ્દ.

સતગુરૂ સાહેબ કબીર, જપોમન સતગુરૂ સાહેબ કબીર
ભવસાગરસેં પાર ઉતારે, યમકે કાગદ ચીર

શાહા દામોદર કુબત રાખે, રત્નાગરકે તીર
ઇંદ્રમતિ સત્યલોક પઠાયે, યમકે કાટ જંજીર
સાહેબ કબીર એસે પતિત ઉધારન, સોસુન ભયો મનથીર

શબ્દ.

સચ્ચિદાનંદ કબીર, હોજી તુમ સચ્ચિદાનંદ કબીર
પુર રહ્યા પ્રભુ સકલ ભુવનમે, જલ થલ સકલ શરીર
હરિકો પંડા જરત ઉબાર્યો, પાંવ પર ડાર્યો નીર
શાહ સિકંદર પરચા લીના, અજરા અમર શરીર
જલમેં ડારે અગન પર જારે, બીનસત નાંહી શરીર
સુતિ સ્નેહી અવિચલ દેહી, મેટાન ભવકી પીર
હસ્તીકે આગે ડાર દીયેહે, નિર્ભય સત્ય કબીર

શબ્દ.

બહોત નિહાલ કીયે, ગુરૂજી મોહે બહોત નિહાલ કીયે
નામકી કંથા ગલે બીચડારી, શિરપર છત્ર ધરાયે
કર્મહી કાટ કીયે ગુરૂ નિર્મલ, ઉજ્વલ હંસ કીયે
ભવસાગરમેં બુડત દેખે, યમસેં રાખ લીયે
સાહેબ કબીર મીલે મોહે સદ્ગુરૂ, જય નિશાન દીયે

શબ્દ.

હે સબમેં સિરદાર, ગરીબી હે સબમેં સિરદાર
દુઃખ ભંજન સુખદાયક ગરીબી, કહર બિડારન હાર
ઉલટકે દેખો અટલ ગરીબી, જાકી ઝીની ધાર
સત્યયુગ ત્રેતા દ્વાપુર કલિયુગ, પરલે કાટનહાર
કહે કબીર સુનો ભાઇ સાધો, હંસ ઉબારન સાર

શબ્દ.

અર્શ તખ્તહે દુર, સઇદા અર્શ તખ્તહે દુર
બીન મુરશદ કોઇ ભેદ ન પાવે, ભટક મુવે સબકુર

નાસુતમે માયા ખડી હે. મલકુત ગુન અસ્થુલ
જબરૂતમે નિરંજન ખંડહેં, લાહુત અક્ષર પુર
હાહુતમેં અચિન્ત પુરૂષ હે, બાજે અનહદ તુર
વેદ પુરાન કીતેબ કુરાના, ઇંહા લગ ખબર જહુર
ચાદા તબક ધાવકા રચના, આતશ જેસા ફુલ
જાન બુઝ અજાન હોત હે, તીનમેં નાંહી સહુર
સબ રૂહનકા દરદ જાનકે, સમ્રથ બચન કબુલ
કહેં કબીર હમ ખુદકે આહેદા, લાયે હુકમ હજુર

શબ્દ.

રચના કીયા આ દેશ, સાંઇ તેરી રચના કીયા આ દેશ
પાનીસેં પીંડ રચ્યો મેરે સાહેબ, શીરપર કાલે કેશ
જલ બીચ ધરન ગગન બીચ થંભા, છાયે રહો ચહુંદેશ
ઇંદ્રસભા કસની કસ નાચે, નાચે શેશ મહેશ
કહેં કબીર સુનો ભાઇ સાધો, શાખા નવલ નરેશ

શબ્દ.

પ્રથમ સત્યગુરૂ શબ્દ ઉચ્ચારા, બોલે અમૃત બાની હો
જીવ ઉબારન અંશ પઠાયે, ભવસાગર જાવો જ્ઞાની હો
તબહી જ્ઞાની બીનતી કીના, સાહેબ દેહો સહેદાની હો
સો મેં લે ભવસાગર જાઉં, સબસેં કહોં બખાની હો
લેહો અંશા મુલ પરવાના, સત્ય શબ્દ ટકસારા હો
કરહો આરતી જુક્ત બનાઇ, ચૌકા પાન વિસ્તારા હો
મુલ પરવાના હંસન દીજો, આવે લોક હમારા હો
ઇતના સુનકે કીયા પિયાના, જ્ઞાની આયે સંસારા હો
પુરૂષ દયાસેં હમ ચલી આયે, મૃત્યુલોક મંઝારા હો
સહી છાપ પરવાના લાયે, સમ્રથકે કડિહારા હો
જીવ દુઃખી દેખા સંસારા, તાહી કારન પગધારા હો
ઘર ઘર સબસેં કહા પોકારી, માનો શબ્દ હમારા હો

સત્યગુરૂ મત બીન નર નહી છુટે, ધર્મરાયકી ત્રાસા હો
કહે કબીર ઉજાગર સત્યગુરૂ, નીજમાનો ધર્મદાસા હો

## શબ્દ.

કલિયુગ પંથ પ્રગટ જબ કીના, સત્યગુરૂ શબ્દ ઉચ્ચારા હો
અગમ ભોમીસેં દીયા હે પિયાના, ગઢબાંધો અસ્થાના હો
ધર્મદાસસેં કહને લાગે, મુક્તિકો ભેદ બતાઉ હો
હમ સંદેશી જુગ જુગ આયે, હંસા લોક પઠાઉ હો
કોન પુરૂપ કે તુમ હો સંદેશી, કોન મુકામ તુમ્હારા હો
કોન લોકસેં દીયા હે પિયાના, કેહી કારન પગધારા હો
સત્યપુરૂષકે હમહે સંદેશી, અવિચલ મુકામ હમારા હો
સત્યલોકસેં દીયા હે પિયાના, તુમ કારન પગધારા હો
કહો ગોસાંઇ સત્યકર માનુ, જો કછુ લાયે સંદેશા હો
પુરૂષ બચન સદા સુખસાગર, સો મોહે દેહો ઉપદેશા હો
કહે કબીર સુનો ધર્મદાસા. ગઢબાંધો અસ્થાના હો
જંબુદ્રીપકે હંસ મુકાવો. પાવે પદ નિરબાના હો

## શબ્દ.

અમરલોકસે હમ ચલી આયે, આયે જગત મંઝરા હો
સહી છાપ પરવાના લાયે, સમ્રથકે કડિહારા હો:
જીવ દુ:ખી દેખા સંસારા, તા કારન પગ ધારા હો.
બંસ બ્યાલીસ થાના રોપ્યા, જમ્બુદ્વીપ મંઝારા હો:
દશમા મુકામકી ભક્તિ દીડાઇ, ચૌકા પાન વિસ્તારા હો.
બારા પંથ ચલેંગે આગે. ઘર ઘર બોધ પસારા હો
ગુરૂ ચેલા એકો નહિ ઉબરે. ફીર ફીર લે અવતારા હો
બચન બંસકા બીરા પાવે, તબહી હોએ નિસ્તારા હો,
તેરહ પેઢી ચલે રજધાની. ચુરામન અવતારા હો

ઉનકે અંગ છાંયા નહિ હોઇ, દેહ વિદેહ અપારા હો;
ઉનકે આગે યોગ ગત ચલિ હેં, રાજનીતી મીટ જાઇ હો.
પાંચ સ્વાદકી ઇચ્છા નાંહી, સો ગત સબમેં આઇ હો;
પાંચ હજાર પાંચસેં બીતે, સત ચાલ ઠહેરાઇ હો
બારે પંથ મીલિંગે આઇ, છાંડ કપટ ચતુરાઇ હો;
પારસ પાન જબે પુની ઉગે, જગ નિંદ્રા મીટ જાઇ હો.
કૈતો અમી કરની સો રાખો, કે ગુરૂ શરને જાઇ હો;
ના ગુરૂ શરના ના મનકી કરની, કૈસે હંસ કહાવે હો.
જો કોઇ સંત વિવેકી બિરલા, સુનત મીલિંગે આઇ હો;
જબ લગ કાલ પહેંચે નહીં આઇ, તબ લગ ભેદ છિપાઇ હો.
જબ શીર કાટી મીલે જો કોઇ, તાકું દેહો લખાઇ હો;
કહે કબીર સુનો ધર્મદાસા, અગમ તુમકો લીખાઇ હો.

## શબ્દ.

સતગુરૂ એક જગતમેં ગુરૂ હે, તાહે ચીનો નર લોઇ હો;
ભવસાગરકી નાવ ખેવટ હે, પાર ઉતારે સોઇ હો.
લેકર આગે નામ પરવાના, હંસ ઉબારન સોઇ હો;
કાટે કર્મ ભર્મ કિંવરીયા, આવાગવન ન હોઇ હો.
લે પહોંચાવે આનંદ ધામમે, હંસમે હંસ સમોઇ હો;
આનંદ ધામ તહાં બૈઠાવે, ચંદ સુરજ નહીં દોઇ હો.
રહતા નિરંતર અંતર વ્યાપક, જો લખ પાવે કોઇ હો;
કહે કબીર સુનો ભાઇ સાધો, જીવત મુક્તા હોઇ હો.

## શબ્દ.

તીન લોક પર અધર ગોસાંઇ, જહાં સતનામ પ્રકાશા હો;
સેત સોપારી સેત ચંદરવા, સેતહી ચંવર ઢોરાઇ હો.
સેત ખડાઉ સેતહી ખરચા, સેતહી તિલક લિલારા હો;
સુરત સોહાગન કરત કુતોહલ, અવિચલ પુરૂષ હમારા હો.

યાસુખ સુનીસબ સંત બહારીયાં, સબ મીલ કરો સિનગારા હો;
સકલ સિનગાર બહો બિધ કીના, ગલે પહેરોપકી માલા હો.
દરસન દેખી ભઇ તન શોભા, અધિક પ્રેમ છબી બાંધી હો;
કરત આરતી પ્રેમ નિછાવર, ચરન ટેક ભઇ ડાઢી હો.
એહંસ ચલી સુ:ત લોલાઇ, અમર લોકકે દુવારા હો;
સત્યપૂરૂષ મુખ શબ્દ ઉચારા, અમી અંગકી ધારા હો.
જુગ જુગ હંસા અમૃત અચવે, બૈઠે લોક મંઝારા હો;
કહે કબીર શબ્દકી મહિમા, સત્ય માનો ધર્મદાસા હો.

શબ્દ.

મુલ છાંડ નર ડારે લાગે, સો નર બડે અભાગી હો;
સોએ સોએ સારી રૈન ગમાયે, ભોર ભયો નહીં જાગે હો.
શબ્દ પુકારત જાગત નાંહી, અનેક જન્મ કે સુતા હો;
બાંધી જાય રેંટ કુસી ઘડીયાં, આવત જાત બીગુચે હો.
બિન ગુરૂ જ્ઞાન ભરોસા નાંહી, કહો કાકે હોય રહીયે હો;
બિસ્વાકે ઘર બાળક જનમ્યા, પીતા કીસકો કહેવે હો.
દેવલ જાઉં તો પાહન પુજા, તીરથ જાઉં તો પાની હો;
ઓકી બુધ્ધિ અગોચર મહિમા, બીરલે પરમગત જાની હો.
ખોજત ખોજત સત્યગુરૂ મીલીયા, સો મોહે ભેદ બતાઇ હો;
કહે કબીર સુનો ભાઇ સાધો, મીટ ગઇ આવાજાની હો.

શબ્દ.

યા દેવકી ખબર ન પાઇ, ભુલા સબ સંસારા હો;
ભુલે ફીરત પાર નહીં પાવે, મીલે નહીં સરજનહારા હો.
જયોં મૃગ નાભી બસે કસ્તુરી, આપ ખબર નહીં પાઇ હો;
સુંઘત ઘાસ ચહુંદીશ ડોલે, ગુરૂ બીન કૌન લખાઇ હો.
બાહેર ખોજે પાર ન પાવે, ઘટમાંહી સરજનહારા હો;
જો ગુરૂ મીલેતો ભેદ બતાવે, ઉતરે ભવજલ પારા હો.

ઘટમેં દેવી ઘટમેં દેવા, ઘટહીમેં પુજન હારા હો;
ઘટમેં દીપક ઘટહીમેં બાતી, ઘટહીમેં ભાયો ઉજીયારા હો.
દેહીકે ભીતર દેવ બસતહે, તિલ જેતા બિસ્તારા હો;
ગગન મંડલકી ગુફા બીરાજે, ઉર્ધ્વ મુખ હોઇ દુવારા હો.
પુરન પુરૂષ આપ અવિન્યાસી, અધર ધાર નિરધારા હો;
સેહેજ સમાધ સકલ ઘટ વ્યાપિક, એસા અપર પારા હો.
હે સબમેં સબહીસેં ન્યારા, સબકા શરજનહારા હો,
કહેં કબીર ખોજ કર્તાકો, સંતો કરહો વિચારા હો.

શબ્દ

તન ધર સુખીયા કોઇ ન દેખ્યા, જો દેખ્યા સો દુઃખીયા હો
ઉદે અસ્તકી બાત કહતહોં, સબસેં કીન વિવેકા હો.
વાટે ઘાટે સબ જગ દુઃખીયા. કયા ગ્રહસ્થ બૈરાગી હો.
શુકદેવ મુની યા દુઃખકે કારન, ગર્ભમે માયા ત્યાગી હો.
જોગી દુઃખીયા જંગમ દુઃખીયા, તપસીકોં દુઃખ દુનાહો;
આશા તૃષ્ણા સબકોં વ્યાપી, કોઇ મહલ નહીં સુના હો.
સાચી કહોં તો સબ જગ ખીજે, જુઠ કહી નહીં જાઇ હો,
બ્રહ્મા વિષ્નુ મહેશ્વર દુઃખીયા, જીને યા રાહ ચલાઇ હો.
ભુપતિ દુઃખી અબધુત દુઃખી હે, રંક દુઃખી ધનવંતા હો;
કહેં કબીર કોઇ સંત સુખી હે, જીને યા મનકોં જીતા હો.

શબ્દ.

હજુરે સમઝ મન હજુરે સમઝ મન. હજુરે સમઝ મન ભંવરા હો
કાયા ફુલવાડી કુશલ મત જાનો, હો દીન ફુલ કેરા ગજરા હો;
ગુરૂકી ભક્તિ બીનભયો નર ગધા, શીરપર માયાકેરા લગરા હો.
જ્ઞાન વૈરાગ બીન ભયો નર જોગી, યુંહી કહાવત સુગરા હો;
આઠ પ્રહરકી ઘડીયાં બીચારો, દુર કાલ કેરા પગડા હો.
જલમેં મીન કરત સુખ ચૈના, ખેંચત ઢીમર જબરા હો;
કહેં કબીર સુનો ભાઇ સાધો, શબ્દ ના માને સો નુગરા હો.

## શબ્દ.

જગ મુસાફર મગકે ચલેથા, નીંદ કહાં તોહે આઇ હો;
ચલના અકેલા પંથ દોહેલા, ના કોઇ સંગ ન સાથી હો.
આઠ માસ નવ પંથસેં આયે, માત પિતા નહીં ભાઇ હો;
ઠગ બટ માર બાહેર ઘનેરા, સમજ સુરત પગ ધરના હો,
જેહી કારન નર તુમકોં પઠાયે, સો કારજ કર ભાઇ હો:
જબ જમ તુમકોં પકડ મંગાવે, ગુરૂ બીના કૌન છોડાવે હો.
હોત નગારા કુચ મહલમેં, સોહં શબ્દ ઉચ્ચારા હો:
કહે કબીર એહે નીરગુણ કહેરા, સંતો કરો બિચારા હો.

## શબ્દ

ક્યું રે સાહેબકોં ભજતા નહીં રે, બહોત જન્મ દુખ પાવેગા રે.
યહાં તોરે ચહીયે મીઠા મેવા, વહાં બંદા કૌન ખીલાવેગા રે
યહાં તોરે ચહીયે પાટ પીતાંબર, વહાં બંદા કૌન પહેરાવેગારે.
યહાં તોરે ચહીયે સેજ તલાઇ, વહાં બંદા શુલીયે ચઢાવેગારે.
કહે કબીર સુનો ભાઇ સાધો, સંત મીલે સુખ પાવેગારે.

## શબ્દ

વે દીન ભુલ ગયા નર ગાફિલ, આયાથા જબ લાયાથા ક્યારે.
દોલત દેખી ભયારે દીવાના, જાલમ જોર બતાવે ક્યારે.
વેસી મીલી તોહે માયા ધુતારી, ભુરકી મેં ભરમાયા ક્યારે.
છોટાસા મન બડા મનસુબા, કેફીકોં કેફ ચઢાયા ક્યારે.
કહે કબીર સુનો ભાઇ સાધો, એસી બખત નહીં આવેગારે.

## શબ્દ

ઇસ તન ધનકી કૌન બડાઇ, દેખત નૈનોમેં મીટ્ટી મીલાઇ.
અપને ખાતર મહેલ બનાયા, આપહી જાકર જંગલ સોયા.
હાડ જલે જેસી લકડીકી મુલી, કેશ જલે જેસી ઘાસકી પુલી.
લંકા જેસા કોટ સમુદ્ર જેસી ખાઇ, ગયા રાવન વાકી ખબર નપાઇ.

કહેં કબીર સુનો મેરે મુનીયા, આપમુંવે પીછે ડુબગઇ દુનીયા.

શબ્દ

સમઝ સમઝ મન મેરા, હંસા રાજા યે પીંજરા નહીં તેરા.
મીટી ચુન ચુન મહેલ બનાયા, મુરખ કહે ઘર મેરા;
ના ઘર તેરા ના ઘર મેરા, ચીડીયા રેન બસેરા.
દાદા બાબા ભાઇ ભતીજા, કોઇ ના આવે સંગ તેરા;
હાથી ઘોડા માલ ખજાના, પડા રહે ધન ઘેરા.
માત પિતા સ્વારથકે લોભી, સબે કહે મેરા મેરા;
કહે કબીર સુનો ભાઇ સાધો, એક દીન જંગલ ડેરા.

શબ્દ

ભજન કરરી ચામકી પુતલી ભજન કરરી.
ચામકી પુતલી આવે પાન, પહેરત કપડા કરત ગુમાન.
ચામકા બહવા ચામકી ગાય, ચામહી ચામ દોહાવન જાય.
ચામકા ઘોડા ચામ અસ્વાર, ચામકી ચાબુક ચામ ખાસદાર.
ચામકા નગારા ચામકા ઉંટ, ચામકી ખાલડી બજે ચારે ખુંટ.
ચામકા રાજા ચામ વજીર, ચામકી દુનીયા કહત કબીર.

શબ્દ

મેરા નામ કબીર બદીછોર, સકલ જુગ જાય રહો.
તીન લોકમેં તાના તનીયા, પીજનીકે અસ્થાના;
પવન પાનીકા સ્વરૂપ હમારા, યહી વિધી રચ્યોસબજહાના.
ગગન મંડલમેં બાસ હમારા, ત્રિકુટી પરે અસ્થાના.
સુરીનર મુની કોઇ પાર ન પાવે, બુઝે કોઇ સંત સુજાના;
અનહદ નાદ લેહેરસેં બાજે સોહં લાગે તારા.
બ્રહ્મ—ભેદ હમહીસેં આયા, એસાહે ખેલ હમેરા.
જમ બંધનસેં તુરત છોડાઉ, નિર્મલ કરૈં શરીરા;
મુક્ત ભેદ તોંહી બતલાઉ, જો નીજ હોય હમેરા

વેદ કતેબ દોનુસેં ન્યારા, એસા મતકા ધીરા;
કહે કબીર સુનો ભાઇ સાધો, દોનું દીનો કે પીરા.

શબ્દ

અવિગતસેં ચલી આયે, અબહમ અવિગતસેં ચલી આયે;
મેરા ભેદ મરમ નહી પાયે, અબહમ અવિગતસે ચલી આયે.
નહીં હમ જન્મે ગર્ભ બસેરા, બાલક હોય દીખલાયે:
કાશી શહેર જંગલ બીચ ડેરા, વહાં જુલ્હાને પાયે.
હતે વિદેહ દેહ ધર આયે, કાયા કબીર કહાયે
જુગન જુગનકે બીછુરે હંસા, રામાનંદ સમઝાયે.
અગલે જન્મ હમ કાલ કીયાથા, તબનીરૂ ઘર આયે;
સાત દિવસકી બાછીયા મંગાયે, તાકા દુધ દોહાયે.
નહીં મેરે ગગન ધરન કછુ નાંહી, દીસત અગમ અપારા;
શબ્દ સ્વરૂપી નામ સાહેબકા, સો નીજ નામ હમારા
નહીં મેરે હાડ માંસ નહીં લોહુ, હમ સત્યનામ ઉપાશી.
તારન તરન અભેપદ દાતા, કહે કબીર અવિનાશી.

શબ્દ

સત્યગુરૂ હંસ ઉબારન, જગમે આઇયા;
પ્રગટ ભયે નીજ કાશીમે, દાસ કહાઇયા.
રામાનંદ ગુરૂ કીન તો, પંથ ચલાઇયા
છલ બલ દિક્ષા લીન, ઉલટી સમઝાઇયા.
બ્રાહ્મણ ઓર સંન્યાસી, હાંસી કીનાહો;
કાશી તજ ગયે મહગર, કાહું નહીં ચીનાહો.
મગહર ઝગરા લાયે, દોઉ દલ રાખીયા;
ગઢબાંધુ ધર્મદાસ, આપન કર થાપીયા.
હદ બાંધી દરિયાવ, ઓડિસા જાયકે,
લક્ષ્મી સહિત જગન્નાથ, મીલેહે આયકે

છપ્પન અટકા ભોગ, તહાં નીજુ આનકે;
તામે દુવાદસ લેહ્વા, પરમ હીત જાનકે.
તેજ પરસોતમ નામ, કે બાંધુ આઇયા;
આમીન ઐાર ધર્મદાસ, બહુત સુખ પાઇયા.
ચરણ પખાલી ઉન્હે, ચરણામૃત લીના હો;
બહુ વિધ આરતી સાજ, નિછાવર કીના હો.
અટલ બ્યાલીસ બંસ, રાજ લીખ દીના હો;
જૈસે હમ તૈસે તુમ બંસ, દયા બહુ કીના હો.
તરીયા હંસ એક હોય, તો કહેં બખાની કે;
સો પ્રગટે હેં આય, તો ધરહી પઠાનકે.
અગમ કહેં કબીર, સુનો ધર્મની નાગરા;
બહોતક હંસ લીયે સંગ, ઉતરો ભવસાગરા.

## શબ્દ જન્મોત્રી.

આજકો દિવસ સોહાવનો, જહાં બ્રહ્મ અવતાર;
ધન્ય ભાગ્ય વા દેશકો, નિર્મલ ભયે હે સાર.
ધન્યસો જનની જન્મીયા, ધન્ય પીતાકો નામ;
ધન્ય ભાગ્ય ગઢ બાંધુ, જહાં પુરૂષ પગધાર.
કાલ અપરબલ કંપીયા, જમ સબ ગયે ડરાયે;
તીન દેવ મન ઝંખીયા, કહાં સદ્‌ગુરૂ પગ ધરાયે.
ચોદહ લોક ખલભલ પરી, અક્ષર નામ ઠેહેરાય;
શબ્દ અતીત અનહદ; સો જગ જન્મે આય.
ધન્ય ધન્ય સો આમીન. ધન્ય અંશ ધર્મદાસ;
તુમ્હરે હેતકે કારને, ભયે સંત પરગાસ.
ધન્ય સો ઘડી લગ્ન તિથિ, ધન્ય પક્ષ ઉજીયાર;
ધન્ય સો ઘડી લગ્ન તિથિ, ધન્ય પક્ષ ઉજીયાર.
ધન્ય માસસો અગહન, " ચુરામની " અવતાર.
ચાર બેદકી બેદી, જગમેં બાંધી આય;

કોટી બાની શબ્દ લે, ચૌકા કરો બનાય.
ચૌકા જુક્ત હે બ્રહ્મકા, સો બેદી ૠગ્વેદ;
ચાર બેદકો બેદલે, તાંહા આરતી લેશ.
કોટી બાની ૠગ્વેદકી, યર્જુર્વેદ ટકસાર;
શામ વેદવે મુલહે, બેદ અથર્વન સાર.
પાંચઇ બેદી શબ્દ કી, સોહે અધર આધાર;
જામે બૈઠક બ્રહ્મકી, સો જગ સરજનહાર.
ઉત્તર દીશા ધર્મદાસહે, સો બેદી ૠગ્વેદ:
કોટી બાની જ્ઞાન લે, તાંહા આરતી લેસ.
પુરવ કલસ બંદેજી હે, યર્જુર્વેદ ટકસાર;
સોઇ શબ્દ લે સુમીરહો, જીવન કરન ઉબાર,
દક્ષીન દલ જહાં ચત્રુભુજ, શામ બેદકી રાહ:
અમી શબ્દ લે સુમીરહો, અક્ષે બિરછકી છાંહ.
પશ્ચિમ બેદ અથર્વન, સો બીજક પરવાન;
જામે બૈઠક સહતેજી, કહલ શબ્દ બંધાન.
મધ્ય સિંહાસન પુરૂષકા, સબ બેદનકો મુલ;
સત્યગુરૂ જુગત બતાઇયા. એહ પુજા સમતુલ.
ચાર બેદકી બેદી, સત્ય ભેદ હે સાર;
બાંધુ ગઢમેં અવતરે, " ચુરામન " અવતાર.
ચુરામન જબ ઉર ધરે, ધન્ય સો આમીન માય;
શબ્દ અતીત અનહદ; સો જગ જન્મે આય.
એહે પારસ સંસારકે, જીવન કરન ઉબાર;
અપના બંસ દીઢાઇયા, મુક્ત કીન સંસાર.
કહે કબીર જનમોતરી, " ચુરામન " અવતાર;
ધન્ય ભાગ્યવા દેશકો, જાંહા સદ્ગુરૂ પગધાર.

**વચન વંશ ગુરૂકોં પાયલાગી**



શબ્દ

પાનીમેં મીન પીયાસી, મોહે સુન સુન આવે હાંસીરે.
દુરકી બાત નર સચકર માને, નીકટ બસત મન ભાસીરે.
નાગા હોકર ભસ્મ લગાવે, સ્વપ્ને ન મીલે અવિનાસીરે.
જોગી હોકર જટા બઢાવે, નીસદીન ફીરત ઉદાસીરે.
કહે કબીર સુનો ભાઇ સાધો, ગુરૂ બીન ફીરત ચોરાસીરે.

શબ્દ.

રંગાયો જોગી કપડા, તેરો મન ના રંગાયો.
સબ સુખ છોડ જોગી, બગીચામે બૈઠ;
સાહેબ છોડ જોગી, પુજે પથરા.
અંગ ભભુત જોગી, આસન મૃગ છાલા;
કામ જલાય જોગી. ભયો હિજરા.
માથે જટા જોગી, કાનોમેં મુંદ્રા;
દાઢી બધાય જોગી, ભયો બકરા.
નવ માસ જોગી, ઉંધે મસ્તક ઝુરે;
બાહેર આય જોગી, ભયો નુગરા.
કહે કબીર સાહેબ, સુનો ભાઇ સાધો;
સાહેબ મીલેતો, તેરા ટુટે ઝગરા.

શબ્દ.

જાગતા ગુરૂ શેવ માલન, જાગતા ગુરૂ શેવ;
તુ ના ભુલી તારો દેવ, માલન જાગતા ગુરૂ શેવ.
પથર ટાંકી ટાંકી સુરત ઘડીયા, દે દે છાતી પાય;
જોયા સુરત મેં સત હોય તો, ઘડને વાલેકો ક્યોંન ખાય.
ભુલીરે માલન પાતી તોડે, પાતી પાતી જીવ;
સો પાતીલે દેવકો ચઢાવે, સો દેવા નિરંજીવ.
ડાર બ્રહ્મા પાતી વિષ્નુ, ફુલ મહેશ્વર દેવ;

એ તીનોકોં તોડકે તું, કરત કૌનકી શેવ.
ચુરમા કરકે દેવકોં ચઢાવે, ઉપર ધૃતકી ધાર;
પુજા પુજારા લે ગયારે, દેવકે મુખ છાર.
એક ન ભુલા દોય ન ભુલા, ભુલા સબ સંસાર;
કહેં કબીર મેરા ભક્ત ન ભુલે, સત્યનામ આધાર.

## શબ્દ.

ચંચલ મનવા કહ્યા ન માને, કૌન તેરા હે સાથીરે.
જેસા મોતી વોસકારે, યોં કાયા એ જાસીરે;
દીના ચાર સાહેબકોં ભજલે, ક્યા બાંધેગા ગાંઠીરે.
ખાલે પીલે દેલે બંદે, યેહી બાતહે સાચીરે;
તનસેં મન જબ હોયગા ન્યારા, તનકી હોયગી માટીરે.
ધર્મરાયને પ્યાદા ભેજા, આન ગહી તેરી છાતીરે;
કુટુંબ કબીલા સબકોં છોડકે, હંસ એકલા જાસીરે.
કર્મ ભર્મના છાંડી દેરે, ગુરૂ કહે સો સાચીરે;
કહેં કબીર સુનો ભાઇ સાધો, પઢ સદ્દગુરૂકી પાટીરે.

## શબ્દ

ખાલી દેખો વેદ કુરાના, મર્મ તત્વ નહીં ચીનારે.
એ દુનિયાતો યોંહી ભુલાની, સારણ સોદા કીનારે;
કર્મ ભર્મમેં સબ જગ અટકા, એહી બિધ જગત ડુબાનારે.
બેદ પઢી પઢી પંડીત ભુલે, કાજી પઢકે કુરાનારે;
રામ—રહીમ પર શબ્દ હમારા, બીરલે મર્મ કોઇ જાનારે.
તીન દેવ ઓર ચોથી માયા, ઓર નિરંજન રાઇરે;
ઇન પાંચો મીલ અમલ જમાયા, ચહુંદીશ ફીરી દુહાઇરે.
સુન શિખર લગ અમલ તુમારા, જ્યોતિ સ્વરૂપ ઠહેરાનારે;
દેખા બ્રહ્મા ધ્યાન તુમારા, જીવકા કહાં ઠિકાનારે.
સત્યગુરૂ શરણ જીવ નહીં આવે, જમકે હાથ બિકાનારે;
કહેં કબીર સુનો ભાઇ સાધો, શબ્દસેં હોય ઠિકાનારે.

### શબ્દ

દુનિયા ભુલી ફીરે દીવાની, શબ્દ ન લે કોઇ માનીરે.
દુઃખ પડે તબ દેવલ સુમરે, નારિએલ આન ચઢાવેરે;
રૂખા સુખા ધરે દેવનકાં, ગોટા આપ ગટકાવેરે.
પાપ લગે તબ તીરથ જાવે, દે દે ડુબકી નહાવેરે;
નહીંતો ઘર બાહેર ન નીકસે, મીથ્યા જન્મ ગુમાવેરે.
ભુત લગે જબ ભુવા બોલાવે, ધરહી આન ધુનાવેરે;
રોગ દોષકી કછુયન જાને, નાહક દોષ લગાવેરે.
એક ન ભુલા દોય ન ભુલા, ભુલા સબ સંસારારે;
કહે કબીર સુનો ભાઇ સાધો, કીસ બિધ ઉતરે પારારે.

### શબ્દ.

ખલક સબ રેનકા સપના, સમજ દેખો કોઇ નહીં અપના;
કઠન મદ લોભકી ધારા, બહા સબ જાય સંસારા.
ઘડા જ્યોં નીરકા ફુટા, પાત્ર જ્યોં ડારસેં ટુટા;
ઐસી નર જાય જીંદગાની, સમજ ક્યોંન ચેત અભિમાની.
ના ભુલો દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા;
તજો મદ લોભ ચતુરાઇ, રહો નિઃશંક જગમાંહી.
સજન પરિવાર સુત દારા, ઉસી દીન હોયંગે ન્યારા;
નીકસ જબ પ્રાણ જાવેગા, કોઇ નહીં કામ આવેગા.
સદા મત જાન આ દેહા, લગાવો નામસેં નેહા;
કટે ભ્રમ જાલકી ફાંસી, કહેં કબીર અવિનાશી.

### શબ્દ.

અવસર તેરા પલ પલ જાવે, સુતા તોહે નીંદ ક્યોં આવે;
તેરે શીર જમસા બેરી, ભજન બીન કોન ગત તેરી.
બડેથેં રાવનસેં રાજા, જીનોકે આગે બાજતે બાજા;
જીતે સબ લોક દે ડંકા, સોઇ ખાલી કર ગયો લંકા.

બડેબડે ચક્રવર્તી હુવા, મીલી ગયે એહમેં રૂપા;
અંતહે જંગલમેં બાસા, તાહીતે જુઠી હે આશા.
અષ્ટાંગી યોગકાં સાધે, તાહીતે આય બલ બાધે;
અમર કરે આપકા અંગા, સોઇ કાલ કર ગયો ભંગા.
પુષ્પકી સેજપર સોતા, સલામી દ્રીષ્ટસેં જોતા;
કંચન જેસી દેહકી કાંતી, જલી ઉનકી અગ્નસેં છાતી.
અમૃત કે પાનહી કરતા, વેમાને બેટકર ફીરતા;
સુરપતિ કાલ લે ધાયા, સાહેબ કબીરને ગાયા.

## શબ્દ

જીને આપકાં ખોજ નહીં, મન મેલકાં ધોયા નહી,
દીલ દાગકાં ખોયા નહીં, અંગુલ કીયા તો કયા હુવા.
કાયા કર્મકી ઠાડકે, મમતા ત્રિયાસેં બાંધકે.
સોયા વિષયકી ખાટમેં, હર હર કીયાતો કયા હુવા.
કામની ગલેકો હારહે, બદ ફેલકો દરબારહે;
મન કામસેં સિરદારહે, માલા લીયાતો કયા હુવા.
કુત્તા હુવા ઇસ માલકા, ધંધા કરે જંજાલકા,
હીરદા ભયા ચંડાલકા, કાશી ગયા તો કયા હુવા.
જીતે પીતાકાં સુખના દીયા, મુવે હાડ લે ગંગા ગયા;
જલ ચુંબલે પીંડા ધરા, તરપન કીયા તો કયા હુવા.
ધંધા કરે સંસારકા, જ્યું કુંજડા બાજારકા;
આયા તીર્થ કર દ્વારિકાં, છાપા લીયાતો કયા હુવા.
પંડીતસેં ઝગડા ભલા, કયા મુરખસેં મુખ મીલા;
કહે કબીર ચંપા ભલા, કયા કરનેરી ગજ બારકા.

## શબ્દ.

નીજ નામકાં સુમરલે, કયા વખ્ત પાયા હે;
તેરે હાથ નહીં આવે, સદગુરૂ બતાયા હે.

કહેતા હે મેરા મેરા, યહાં તેરા કૌન હે;
એક દમકા હે બસેરા, યાર તેરા કોન હે.
ઇસ માયા કે રંગમેં, બેહોશ હુવા હે;
કાયા બીનસ જાયગી, ક્યા નિંદમે સોયા હે.
માદર પીદર બીરાદર, ફરજંદ વારે જંદ;
સબ સુખકે હે સંગાતી, ટુક સમજ કર આનંદ.
રાવન સરીખે હો ગયે, જીનકે ઉડત નિશાન;
ટુંક જીવનકે કારને, ક્યા કરતાહે ગુમાન,
એક નામહીકા કામથા, ગુનકાકો કીની પાર;
મુદતકે ગુન્હેગારથે, તરતે ન લાગી વાર.
કહતે હે કબીર સાહેબ, સુનતાહે સજ્જન;
સત્યનામ એક સાચા, જુઠા હે યા તન.

**શબ્દ**

કબીરજી કબકે ભયે બેરાગી, આદ અંત લહે લાગી.
અંધખી નાંહી ધુંધખી નાંહી. નાંહી ગુરુ ઓર ચેલા;
જીસદીન માહાદેવકા જન્મનાંહી. તીસદીનકા ફીરુમેં એકલા.
જનુની નહીં જહાં જન્મરે વેઉ; નીર નહીં તહાં નહાઉ;
ધરતી નહી જહાં પાઉંજ ધારું, ખંડ નહીં તહાં જાઉં.
ચંદાબી નાંહી સુરજ નાંહી. નોહોતે નવ લખ તારા;
જીસ દીન બ્રહ્માકા જન્મ નાંહી, તીસ દીનકા ભેખ હમારા.
ધરતી બની તબ ટોપી પહેરી, રામ ભયે તબ ટીકા;
જીસ દીનકીમેં મુંડ મુંડાઇ, તીસ દીનકા ઝોલી દંડા.
સત્યયુગમેં સત પાવડી લીના, દ્વાપુરમેં લીયા દંડા;
ત્રેતાયુગમેં આડબંધ બાંધે, કલિયુગમેં નવ ખંડા.
સહેજે સહેજે સત્યગુરુ મિલીયા, મિલીયા રામાનંદા;
કહેં કબીર સુનો ભાઇ સાધો, અબહમ ભયે આનંદા.

શબ્દ

જો બુઝેસો બાવરા, ક્યા ઉમર હમારી;
તીન દેવ જાને નહીં, સો આદ હમારી.
કોટી ભયે પરમાતમા, પરલોક સિધારી;
હમતો સદા માસુમહે, ખેલે યુગ ચારી.
કોટીક બ્રહ્મા હો ગયે, મહમદ ચાર યારી;
દેવતનકી ગીનતી નહીં, કોન સૃષ્ટિ બિચારી.
અનંત કોટી વિષ્નુ ભયે, દશ કોટી કનૈયા;
સપ્ત કોટ શંભુ ભયે, મોરી એક પલૈયા.
બલી બાવન કેતે ભયે, કૌરવ દલ ભારી;
લંકા પતિ કેતે ભયે, લખ કેઇક વારી.
નહીં હમ બુઢે બાલકા, નહીં હમ જગ્ત ભિખારી;
કહેં કબીર સુનો ગોરખજતિ, યેહી ઉમર હમારી.

શબ્દ

હો મન મુરખ બાવરે, તેરી સદાય ન દેહી;
કાહેન સુમરો નામમાં, ગુરૂ નામ સનેહી.
માયા એ કીસકી ભઇ, કાહુકે સંગન લાગી;
ગરજ ગરજ કર ઉઠ ચલિ, અજહુ ચેત અભાગી.
કંચનકી લંકા ભઇ, હો ગઇ ધુર ધાની;
વે ઠકુરાઇ સાહેબી, છીનમેં વેરાની.
સોલા જોજનકે મધમે, ચલતે છત્રકે છાંઇ;
વે દુર્યોધન ખપ ગયે, મીલે માટીકે માંઇ.
કહેં કબીર બીચારકે, સુમરો સરજનહારા;
માહા બલિસો ખપ ગયે, જાકા અંત ન પારા.

શબ્દ

ચેતોરે નર બાવરે, કાહા અચેત રહાઇ;
કાલ દગા શીર ઉપરે, સબકો ધર ખાઇ.

લક્ષ જીવ નીત આસહી, સવા લક્ષ ઉપાઇ;
કાહુકો છોડે નહીં, એસા કાલ અન્યાઇ.
જગત્ ચવેના કાલકા, સબકોં ખાત ચુગાઇ;
કઠન કાલકે મુખ પડે, ખાતે ન અધાઇ.
કુલ મરજાદા મેટકે, કરો સંત સગાઇ;
કહે કબીર તબ બંચહો, કાલ દગા મીટ જાઇ.

શબ્દ

જા ઘર કથા નહીં કીરતના, સંત નહીં મીજમાના;
તા ઘર જમરે ડેરા દીના, સાંઝ પડે સ્મશાના.
મેરીમેરી કરતા મુરખ મરગયા, મીટાન માન ગુમાના;
સતગુરૂ સંતકી શેવા ન કીની, કેહી બિધ હોવે કલ્યાના
ફાલે ફુલે કયા ફીરતહો, કયા દીખલાવો અંગા;
એક પલકમેં ફ્ન હો જાયગા, જૈસા રંગ પતંગા.
નાભી કમલસે દમ ઉઠતહે, દ્વાદશ પવન ઠેહેરાના;
અધર તખ્ત પર સુરત નિશાના, સો સદ્‌ગુરૂકી સેના.
જ્ઞાન ગરીબી પ્રેમ ભક્તિ લો, સત્યનામ નિશાના;
ત્રેહે વૈરાગ ગુરૂ ગમસેં જાગે, તા ઘર કોટ કલ્યાના.
કાલકી ડંકા દેઇ રહાહે, કયા બુઢા કયા જવાના,
કહે કબીર સુનો ભાઇ સાધો, છાંડ દેહો અભિમાના.

મનહર છંદ.

પરમ અનુપ રૂપ ભકતના નિયંતા ભુપ,
કલિ મહીં કબીર સ્વરૂપ નીજ જાણીયે;
ભવ દધિ ભરપુર મહીં જન ભુલી ભમે,
નામ રૂપ નાવ ઉઅનામને પ્રમાણીયે.
ખંડિત ન ખંડ મહી જાહેર છો જગ મહીં,
ધર્મ–રૂપ દયા દધિ મુખ શું વખાણીયે;
વેદ પણ ભેદ વીણુ અમીત સકલ જન,

માનવી મમત્વ તણા દ્વાર શીદ તાણીયે.
નારદ શારદ ગુણીજન ગણુ દેવ પણ,
ગુરૂદેવ તણા ગુણ ગાય વેદ વાણીયે;
કબીર કૃપાળ ગુરૂદેવ વીણુ અંત મહીં,
બાપુ તે સમય કાળ ઘાણી પીલે ઘાણીયે.

## આરતી.

કૈસેમેં આરતી કરૈં તુમારી, મહા મલીન ગત દેહ હમારી.
છોતીયાસેં ઉપરે સંસારા, મેં છોતીયા ગુન ગાઉ તુમારા.
ઝરના ઝરૈ દસોંદીસ દ્વારા, કૈસે મેં આવું સાહેબ નીકટ તુમારા.
જો તુમ દેહો અપકી દેહા, તબ હમ આવે સાહેબ ચરન સનેહા.
મલિયાગરમેં બસત ભુજંગા, વિષ અમ્રીત વાહી કે સંગા.
તીનુકા તોર લીયા પરવાના, જબ હમ પાયે સાહેબપદ નિરબાના.
ધની ધર્મદાસ કબીર બલ ગાજે, ગુરૂ પ્રતાપસેં આરતી સાજે.

## આરતી

આરતી બંદીછોડ સમ્રથકી, ચરન શરન સત્યનામ પુરૂષકી.
આરતી કર પોહોમી પગધારે, સત્યયુગમે સત્યશબ્દ પુકારે.
આરતી કર યુગ પ્રગટે આઇ, ત્રેતા નામ મુનીન્દ્ર કહાઇ
આરતી કર સુખ મંગલ ગાયે, દ્વાપુરમેં કરૂણામય કહાયે.
આરતી કર યુગ પંથ ચલાયે, કલિયુગ કેવલ નામ કહાયે.
ચારોયુગ ધર પ્રગટે શરીરા, આરતી ગાવે ધર્મદાસ કબીરા.

આપનો કૃપાભિલાષી.
ઇશ્વરદાસ ભાવદાસ કબીરપંથી.

